# ઇ

**ઇ**

**ઇ ૧. પું.** ગુજરાતી ભાષાના મૂળાક્ષરમાંનો ત્રીજો તાળુસ્થાની હ્રસ્વ સ્વર અક્ષર; સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો ત્રીજો અક્ષર; જેને હ્રસ્વ 'ઇ'નું ચિહ્ન કહેવાય તેને નિશાળમાં પંડ્યાજી "પાંચ કુંડાળી" કહેતા. ખરું નામ "પાછકુંડાળી" છે, કેમકે તે અક્ષરની પછવાડે લખવામાં આવે છે. અકાર, ઇકાર અને ઉકારનાં ઉચ્ચારસ્થાન જુદાં છે, પણ તેઓ ત્રણે હ્રસ્વ સ્વર હોવાથી એકનો બીજામાં આપોઆપ ફેરફાર થઈ શકે. જેમકે, સં. કૃકાયન; પા. કુકાયન; ફા. સરપેચ; ગુ. સિરપેચ. આ અક્ષરનો ઉચ્ચાર કરતી વખતે જીભ તાળવું અને મોંના નીચેના ભાગ વચ્ચે રહે છે. તે બોલવામાં જરા મહેનતથી શ્વાસ મૂકવો પડે છે. કેટલાકના મત પ્રમાણે આ સ્વરના ઉચ્ચારથી ગળું, તાળવું, નાક અને શરીરના ઉપલા ભાગની ક્રિયા વધારે પ્રમાણમાં જુસ્સાદાર થાય. શરીરના ઉપલા ભાગ ઉપર પણ આ સ્વરના ઉચ્ચારની અસર થાય અને માથાના દુખાવામાં ફાયદો થાય. જે લોકો ઉદાસ વૃત્તિવાળા અથવા ક્રોધી હોય તેના ઉપર આ અક્ષરના ઉચ્ચારની અસર ખાસ કરીને વધારે પડે છે.

**૨. પું.** દેવોનો રાજા; ઇંદ્ર.

**૩. પું.** પતિ; ધણી; વર.

**૪.** [સં.] **પું.** મદન; કામદેવ.

**૫. પું.** રુદ્ર; શંકર.

**૬. પું.** સોની સંખ્યા બતાવનાર સાંકેતિક અક્ષર.

**૭. સ્ત્રી.** દુઃખ મટાડનાર એક દેવી. તેના એક હાથમાં વજ્ર અને બીજામાં કુહાડી અને તેનું વાહન કાચબો છે.

**૮. ન.** વિષ્ણુનું સંતાન.

**૯.** [સં. ઇદમ્] **સ.** આ; એ; તે.

**૧૦. વિ.** તે; એ.

**૧૧. અ.** આશ્ચર્ય, સંબોધન, ક્રોધ, દયા, નિંદા, દુઃખ અને લાગણી દેખાડનાર શબ્દ.

**૧૨. અ.** (ડિંગળ) પાદપૂર્તિ માટે વપરાતો શબ્દ.

**૧૩.** અ. ક્રિ. અમુક દશામાં આવી પડવું.

**૧૪.** અ. ક્રિ. આબાદ થવું; ચડતી થવી.

**૧૫.** અ. ક્રિ. ઉત્પન્ન થવું; ઉદ્ભવવું.

**૧૬.** [સં.] અ. ક્રિ. (ધાતુ) જવું. તે ઉપરથી બનેલ શબ્દ: અધ્યયન, અધ્યાપન, અધ્યાપક, અધ્યાય, ઉપાધ્યાય, અન્વય, અપાય, ઉપાય, ઉદય, અભ્યુદય, સહાય, અંતરાય, વ્યય, સમુદાય, પર્યાય, પલાયન, ઉત્તરાયણ, પારાયણ.

**૧૭.** અ. ક્રિ. દેખાવું; નજરે આવવું.

**૧૮.** અ. ક્રિ. નજીક જવું; પહોંચવું.

**૧૯.** અ. ક્રિ. પાછા આવવું.

**૨૦.** અ. ક્રિ. ભટકવું; રખડવું.

**૨૧.** અ. ક્રિ. વીતી જવું; પસાર થવું.

**૨૨.** સ. ક્રિ. માગણી કરવી; યાચના કરવી.

**૨૩.** સ. ક્રિ. માથે લેવું.

**૨૪.** સ. ક્રિ. મેળવવું.

**૨૫.** સ. ક્રિ. શીખવું.

**ઇ. આ.** ન. ઇજ્જતે આસારનું ટૂંકું રૂપ. તુમારી કામમાં ઉપરી તાબાના માણસને માનાર્થે આ પ્રમાણે લખે છે.

**ઇઆક** [અં. યૅક] ન. માલ લાવવા લઈ જવામાં ઉપયોગી તિબેટમાં થતું નાના વાછડા જેવડું, રંગે સફેદ અથવા કાળું અને આખા શરીરે વાળથી ઢંકાયેલ હોઈ પહાડ તથા ખીણમાં કકડતી ટાઢમાં રહી શકે એવું એક જાનવર. પહાડના શિખર અને ચઢાણ ઉપર ઉતાવળે આવજા કરી શકનાર આ પ્રાણી મૂળિયાં ખાઈ જીવી શકે. માદા ઘણું દૂધ આપે છે.

**ઇઆદત ૧.** [અ. અઉદ (તે ફરીથી બોલ્યો)] **સ્ત્રી.** ફરીથી બોલવું તે.

**૨. સ્ત્રી.** માંદા માણસને જોવા જવું તે.

**ઇઆનત** [અ. અઉન (તેણે મદદ કરી)] **સ્ત્રી.** મદદ; સહાય.

**ઇઉ પું.** ચીનમાં મીરદંજાઈના પહાડમાંથી નીકળતો સફેદ, રાતો અથવા લીલા રંગનો એક જાતનો કીમતી પથ્થર.

**ઇઉલાણુ પું.** સાતમા ચાંદની તેરમી તારીખે આવતો ચીના લોકનો એક તહેવાર.

**ઇએ અ.** (ડિંગળ) આથી.

**ઇએળ** [સં. ઇલ (નકામું)] **સ્ત્રી.** લાંબો, પાતળો એક જાતનો જીવડો; કીડો; 'કેટરપિલર'.

**ઇઓ સ.** એઓ; ઇયો; 'એ'નું બહુવચન. કાઠિયાવાડમાં કવિતામાં આ શબ્દ વપરાય છે.

**ઇઓફોન** (ઇઓફોન) [અં.] ન. અવાજની દિશા નક્કી કરવાનું એક યંત્ર. અંધારી રાતે અથવા ધુમ્મસવાળી હવામાં દરિયા ઉપર ભય કયે ઠેકાણે છે તે જાણવા તે વપરાય છે.

**ઇઓલિક સ્ત્રી.** પ્રાચીન ગ્રીક ભાષાની એક શાખા. કોરિન્થની સંયોગીભૂમિની ઉત્તરે એશિઅ માઇનરના ઇઓલિક સંસ્થાનોમાં અને ઇજિઅન સમુદ્રમાં આવેલા ટાપુઓમાં આ ભાષા બોલાતી હતી.

**ઇઓસિન પું.** કોલસામાંથી બનતો રતાશ પડતો રંગ.

**ઇક ૧.** [સં. એક] **વિ.** (હિંદી) એક.

ક્ષણ ઇક થિર રે'ને, કૃષ્ણની વાત કે'ને.

રત્નેશ્વર

**૨. અ.** નામ ઉપરથી વિશેષણ બનાવનાર એક પ્રત્યય. જેમકે, વાર્ષિક, દૈનિક, માસિક.

**૩. અ.** વાળું અર્થ બતાવતો એક પ્રત્યય. જેમકે, માર્મિક; કાલ્પનિક.

**ઇક અન્નો** [હિં.] **સ્ત્રી.** એક આનાનો સિક્કો.

**ઈકચિત** [સં. એક + ચિત્ત (મન)] વિ. એકચિત્ત; વિચારમાં ગરકાવ થયેલું; તલ્લીન; ધ્યાનમગ્ન.

**ઇકટ ૧.** [અં. ઍક્ટ] પું. કાયદો; ધારો; નિયમ.

૨. [સં.] પું. વાંસડાનો અંકુર.

**ઈકટિંગ** [અં. ઍક્ટિંગ] વિ. કામચલાઉ.

**ઇકઠ્ઠું ૧.** [હિં.] **ક્રિ.** એક સાથે.

**૨. ક્રિ.** એકત્ર; એકઠું થયેલું.

**૩. વિ.** ઘણું.

**ઇકઠ્ઠા** ૧. વિ. એક સાથે.
૨. વિ. પુષ્કળ; ઘણું જ.
૩. વિ. ભેગું થયેલ.

**ઇકઠાન** ૧. [ સં. એક + સ્થાન ( જગ્યા ) ] અ. એક જ જગ્યામાં; એક ઠેકાણે.
૨. અ. સાથે; ભેગું.

**ઇકઠોર** અ. એક જ ઠેકાણે.

**ઇકઠૌરા** ૧. વિ. એક જ જગ્યામાં.
૨. વિ. એકઠું થયેલું.
૩. વિ. ઘણું; બહુ.

**ઇકડ** ( ઇકડ઼ ) સ્ત્રી. શણની જાતનો એક જંગલી છોડ. છોકરાં આ છોડના દાંડાનાં મેરાયાં કરે છે.

**ઇકડંતિકડં** ( ઇકડ઼ંતિકડ઼ં ] ૧. ન. અર્થ વિનાનું ભાષણ; બકવાદ; લવારો.
૨. વિ. ખરુંખોટું; જેમતેમ.
૩. અ. અહીંતહીં; આ જગ્યાએ અને તે જગ્યાએ.

**ઇકતન** [ સં. એક + તાન ( લગની ) ] સ્ત્રી. એકતાન; તલ્લીન; મગ્ન; ગરકાવ.

**ઇકતરા** [ હિં. ] પું. એકાંતરિયો; એક એક દિવસને અંતરે આવતો ટાઢિયો તાવ.

**ઇકતા** [ હિં. ] સ્ત્રી. એકપણું; ઐક્ય.

**ઇકતાઈડોશ** ન. દરેક પગનાં પાંચ આંગળાંમાં દબાયેલ નખથી ઝાડ ઉપર ઝડપથી ચઢી શકે એવું, રાત્રે ફરવા નીકળતું, સફેદ ચહેરાવાળું, રીંછને મળતું, ફાડી ખાનારું એક પ્રાણી. તેનું માથું ટૂંકું અને અણિયાળું, પૂછડી લાંબી અને વાળના ઝૂમખાવાળી, કીકી ભૂરી અને ઊભી, લાંબા, ગોળ અને વાળવાળા અણીદાર કાન, બે ઊંડી ફાટમાં વહેંચાઈ ગયેલાં નસકોરાં, જાડા અને લાંબા વાળ અને મૂછના વાળને લઈ વિચિત્ર ચહેરો હોય છે.

**ઇકતાર** ૧. [ હિં. ] વિ. એકરસ; બરાબર; સરખું.
૨. અ. લાગલાગટ; સતત; નિરંતર.

**ઇકતારા** ૧. [ હિં. ] પું. એક જાતનું હાથવણાટનું કપડું. દરેક ચોરસ ઇંચ કપડામાં ૨૪ તાણા અને ૮ વાણા હોય. તેનું થાન ૬ ગજ લાંબું અને ૧૧ ઇંચ પહોળું હોય છે.
૨. પું. એક જાતનો તંબૂરો; એક્તારો. તેમાં વાંસને એક છેડે ચામડાથી મઢેલું એક તુંબડું હોય. તુંબડાની નીચે વાંસનો થોડો ભાગ નીકળતો હોય ત્યાંથી એક તાર તુંબડાનાં ચામડા ઉપરની ઘોડી ઉપર થઈને વાંસને બીજે છેડે એક ખૂંટી સાથે બાંધેલ હોય છે. આ ખૂંટી ફેરવવાથી તાર તંગ કે ઢીલો કરી શકાય. વગાડનાર તર્જની એટલે અંગૂઠા પાસેની આંગળીથી આ તાર હલાવી વગાડે છે.

**ઇકતાલા** [ સં. એક + તાલ ( ગાયનના ઠેકનું માપ ) ] પું. ( સંગીત ) બાર માત્રાનો ત્રણ આઘાતવાળો એક તાલ.

**ઇકતીસ** [ સં. એકત્રિંશત્ ] વિ. એકત્રીસ; ૩૧.

**ઇકદામ** ૧. પું. અપરાધ કરવાની તૈયારી કે ચેષ્ટા.
૨. પું. ઇરાદો; સંકલ્પ; નિશ્ચય.
૩. [ અ. કદમ ( તેણે કોશિશ કરી ) ] પું. યત્ન; મહેનત.

**ઇકન** [ હિં. ] સ્ત્રી. એકમ.

**ઇકન્યુમન** ૧. [ અં. ] ન. ઉંદર, સર્પ અને બીજાં પેટે ચાલનારાં પ્રાણીઓ, પક્ષીઓ વગેરેને ખાઈ જનારું એશિયા અને આફ્રિકાનું નોળિયાની જાતનું એક પ્રાણી. કોઈક વાર તે પાળવામાં પણ આવે છે. મિસરમાં રહેતું આ જાતનું પ્રાણી મગરનાં ઈંડાં અને તેનાં નાનાં બચ્ચાંને ખાઈ જાય છે. મિસરના પ્રાચીન લોકો તેને પવિત્ર માનતા.
૨. ન ઊંઘવાની ઇચ્છા.

**ઇકપદી** સ્ત્રી. ( ડિંગળ ) માર્ગ.

**ઇકપેચા** [ એક + પેચ ( આંટો ) ] પું. દિલ્હી અને આગ્રા તરફ પહેરાતી એક જાતની પાઘડી.

**ઇકપેંચા** [ હિં. ] પું. માથાનું એક ઘરેણું.

**ઇકબાલ** ૧. પું. એ નામનો એક કોષ.
૨. પું. એકરાર; કબૂલત.
૩. પું. તાજક જ્યોતિષ પ્રમાણે જન્મ વખતે ૩, ૬, ૯ અને ૧૨મા સ્થાનમાં કોઈ ગ્રહ ન હોય તે યોગ.
૪. પું તુર્કસ્તાનના સુલતાનના જનાનખાનામાં વહાલી રાણીઓને આપવામાં આવતો એક ખિતાબ.
૫. [ અ. કબલ ( તે આગળ આવ્યો ) ] ન. ચડતી; ઉન્નતિ; આબાદી.
૬. ન. સદ્‌ભાગ્ય; સારું નસીબ.

**ઇકબાલમંદ** ૧. [ અ. ઇકબાલ ( ચડતી ) + મંદ ( વાળું ) ] વિ. આબાદ; ઉન્નતિ પામેલું.
૨. વિ. ભાગ્યવાન; સુખી; નસીબદાર.

**ઇકબાલમંદી** ૧. [ અ. ઇકબાલ ( આબાદી ) + મંદી ( વાળું ) ] સ્ત્રી. ચડતી; ઉન્નતિ; આબાદાની.
૨. સ્ત્રી. સારું નસીબ.

**ઇકબાલી** [ અ. ઇકબાલ ( આબાદી ) ] વિ. આબાદ; ઉન્નત.

**ઇકબિયાં** ક્રિ. એક વખત.

**ઇકમાલ** [ અ. કમલ ( તે સંપૂર્ણ હતો ) ] પું. સંપૂર્ણતા.

**ઇકરદન** [ સં. એક + દંત ( દાંત ) ] પું. ( ડિંગળ ) ગણેશ. તેને એક દાંત હોવાથી તે ઇકરદન કહેવાય છે.

**ઇકરંગા** [ હિં. ] ન. એક જાતનું સુંદર રાતું છીંટ.

**ઇકરામ** ૧. [ અ. કરમ ( તેણે માન આપ્યું ) ] પું. આદર; પ્રતિષ્ઠા; માહાત્મ્ય; ઇજ્જત.
૨. [ અ. કરમ ( તે ઉદાર હતો ) ] પું. કૃપા; મહેરબાની.
૩. પું. દાન; પારિતોષિક; બક્ષિસ.

**ઇકરાર** ૧. [ અ. કરર ( તે બોલ્યો ) ] પું. કેફિયત; પ્રતિજ્ઞાપૂર્વક કહેલો અથવા લખાયેલો મજકૂર; એકરાર; સોગનનામું.
૨. પું. જેવું હોય તેવું ખરેખરું કહેવું તે; જેવી રીતે બન્યું હોય તેવું જ બરાબર કહેવું અને તેની અપાતી કબૂલત.
૩. પું. સોગન લઈને આપેલી સાક્ષી; જુબાની.

**ઇકરારદાનપત્ર** [ અ. ઇકરાર ( કબૂલત ) + દાન ( બક્ષિસ ) + પત્ર ( કાગળ ) ] ન. કબૂલતવાળી બક્ષિસનો દસ્તાવેજ.

**ઇકરારનામું** ૧. [ અ. ઇકરાર ( કબૂલત ) + નામા ( ખત ) ] ન. કરારનામું; પ્રતિજ્ઞાપૂર્વક કબૂલતનો લેખ; સોગન ઉપર લખાયેલો મજકૂર; કબૂલતનામું; 'એફિડેવિટ'.
૨. ન. પટો; દસ્તાવેજ; ખત; રુક્કો.
૩. ન. શરત; ઠરાવ.

**ઇકરારપત્ર** [ ઇકરાર ( કબૂલત ) + પત્ર ( કાગળ ) ] પું. દસ્તાવેજ.

**ઇકરારી** ૧. [ અ. ઇકરાર ( હા પાડવી તે ) ] પું. કબૂલત આપનાર.
૨. વિ. પ્રતિજ્ઞા ઉપર એકરાર કરનાર.

**ઇકરાહ** [ અ. કરહ ( તેણે ધિક્કાર્યું ) ] સ્ત્રી. ધિક્કાર; તિરસ્કાર; અનાદર.

**ઇકલખુરા** ૧. [ હિં. ] પું. અદેખો માણસ.
૨. પું. સ્વાર્થી માણસ.
૩. વિ. મહેમાનગતિ ન કરે એવું.
૪. વિ. સ્વાર્થી.

**ઇકલખુરી** ૧. [ હિં. ] સ્ત્રી. અદેખી સ્ત્રી.
૨. સ્ત્રી. સ્વાર્થવાળી બાઈ.
૩. વિ. સ્ત્રી. મહેમાનગતિ ન કરે એવી.
૪. વિ. સ્ત્રી. સ્વાર્થીલી.

**ઇકલા** [ હિં. ] વિ. એકલું.

**ઇકલાઈ** ૧. [ હિં. ] સ્ત્રી. એક પનાવાળો સુંવાળો દુપટ્ટો.

૨. સ્ત્રી. એકલાપણું.

**ઇકલિંગ** પું. (ડિંગળ) મેવાડના રજપૂતોના કુળદેવ મહાદેવ. તેનું લિંગ એક જ છે, પરંતુ ચારે બાજુ ચાર મુખ છે.

**ઇકલોયણ** [ સં. એક + લોચન (આંખ) ] પું. (ડિંગળ) કૌવો; કાગડો. તેને એક ડોળો હોવાનું મનાય છે.

**ઇકલૌતા** [ હિં. ઇકલા (એક) + ઊત (દીકરો) ] પું. એકનો એક દીકરો.

**ઇકલ્લા** ૧. [ હિં. ] વિ. એક તરેહનું.
૨. વિ. એકલું.

**ઇકલ્લો** [ હિં. ] વિ. પું. એકલો.

**ઇકસઠ** [ સં. એકષષ્ટિ ] વિ. (હિંદી) એકસઠ; ૬૧.

**ઇકસર** ૧. [ હિં. ] વિ. એકલું; એકાકી.
૨. અ. એકદમ; તરત.
૩. અ. જથ્થામાં; ટોળામાં.

**ઇકસાર** ૧. વિ. મળતું આવતું; જેવું.
૨. [ હિં. ] વિ. સપાટ; ખાડા ખડિયા વગરનું.
૩. વિ. સરખું; બરાબર.

**ઇકસાં** ૧. વિ. મળતું આવતું; જેવું.
૨. [ હિં. ] વિ. સપાટ; સીધું.
૩. વિ. સમાન; સરખું.

**ઇકસીર** ૧. [ અ. ઇક્સિર ] સ્ત્રી. એક જાતનું મીઠું, માદક અને સુગંધી પીણું; 'ઇલિક્સર'.
૨. સ્ત્રી. ધૂળ; કચરો.
૩. સ્ત્રી. બીજી ધાતુમાંથી સોનું બનાવનારો રસ.
૪. સ્ત્રી. રસાયણ વિદ્યા.
૫. વિ. અકસીર; આબાદ અસર કરનાર; રામબાણ.

**ઇકસૂં** ૧. વિ. મળતું આવતું.
૨. વિ. સરખું; બરાબર.
૩. વિ. સીધું.

**ઇકસોર** [ અં. ] ન. રાતાં, ધોળાં કે પીળાં ફૂલવાળું એક ફૂલઝાડ. તે સામસામાં પાંદડાંવાળો છોડ છે. તેમાં ખાસ કરીને જૂની દુનિયાના છોડ કે નાનાં ઝાડનો સમાવેશ થાય છે. તેની આશરે સો જાત છે. રકાબી આકારના ફૂલ ઉપર વીંટાયેલ પાંખડીઓ ને બહાર નીકળતા પુંકેસરનાં તંતુ હોય. ત્રણ ત્રણ ફૂલ ઝૂમખામાં એક પછી એક નીકળે. પાન ચવડ અને હમેશા લીલાં રહે. ઘણી જાત તેની શોભા અને સુગંધ માટે વવાય છે અને કેટલીક જાત દવાના કામમાં આવે છે. ભપકાદાર, કીરમજી રંગનાં ફૂલવાળું ઇસ્ટ ઇન્ડીઝમાં થતું 'ઇકસોર કોકસીનીઆ' વાવવા માટે ખાસ પસંદ કરાય છે. આ જાતનાં બહુ મોટાં અને વધારે મજબૂત ઝાડ–લોહવૃક્ષ–નું લાકડું કીમતી છે. ચરપમાંથી તેની એ નાશ પામેલ જાત શોધાઈ છે અને ઇકસોરો થિલમ નામે બીજી ત્રણ બોર્નિઓના કિનારા સામે લેબુઆના ટાપુમાંથી શોધવામાં આવેલ છે. તેનું આ નામ 'ઇશ્વિર' ઉપરથી પડેલ છે અને તેનાં રમણીય રાતાં ફૂલ તે દેવને મંદિરમાં ચડાવવામાં આવે છે.

**ઇકહરા** [ હિં. ] વિ. એકવડું; એક પડવાળું.

**ઇકહરાજ** [ સં. ઇક્ષુ (શેરડી) + રાજ (શ્રેષ્ઠ) ] પું. ઉત્તર હિંદુસ્તાનનો એક તહેવાર. ત્યાં શેરડીની વાવણી આ દિવસે કરવામાં આવી હતી.

**ઇકહરી** ૧. [ હિં. ] વિ. એકલું.
૨. વિ. જુદા જુદા કાંટા ન હોય એવું.

**ઇકહવાન** [ યૂ. ] સ્ત્રી. એક વનસ્પતિનું નામ; મુરહરી.

**ઇકંત** વિ. એકલું.

**ઇકંત્રા** [ હિં. ] પું. એકાંતરા ઉપવાસ કરવા તે.

**ઇકા** સ્ત્રી. પેસિફિક મહાસાગરના ટાપુમાં થતી એક જાતની માછલી.

**ઇકાઈ** ૧. [ સં. એક ] સ્ત્રી. એકમ; ગણતરી માટે એક માનેલી વસ્તુ; 'યુનિટ'.
૨. સ્ત્રી. સંખ્યાઓ.

**ઇકાદશી** [ હિં. ] સ્ત્રી. ચાંદ્રમાસનો અગિયારમો દિવસ; અગિયારશ.

**ઇકાદસી** [ સં. એકાદશી ] સ્ત્રી. હિંદુ મહિનાનો અગિયારમો દિવસ.

**ઇકાનવે** [ હિં. ] વિ. એકાણું; ૯૧.

**ઇકાબ** (ઇક઼ાબ) [ અ. અકબ (તેણે સજા કરી) ] પું. શિક્ષા; સજા.

**ઇકામત** (ઇક઼ામત) [ અ. કવમ (તે વસ્યો) ] સ્ત્રી. રહેઠાણ.

**ઇકામરા** ન. ઓરિસાનું એ નામનું જંગલ. શિવને તે વહાલું હોવાથી વારંવાર તે ત્યાં આવીને રહેતા એમ મનાય છે.

**ઇકાર** ૧. [ સં. ઇ (ત્રીજો સ્વર અક્ષર) + કાર (અવાજ) ] પું. 'ઇ' અક્ષર.
૨. પું. 'ઇ' ઉચ્ચાર.

**ઇકારાંત** [ સં. ઇ (એક અક્ષર) + કાર (અવાજ) + અંત (છેડો) ] વિ. જેને છેડે ઇ અક્ષર કે ઉચ્ચાર હોય એવું.

**ઇકાવન** [ હિં. ] વિ. એકાવન; ૫૧.

**ઇકાસના** [ સં. એક + આસન (બેઠક) ] પું. (હિંદી) દિવસમાં એક વખત ખાવું તે.

**ઇકાસસી** [ હિં. ] સ્ત્રી. ચાંદ્રમાસનો અગિયારમો દિવસ.

**ઇકાસી** [ હિં. ] વિ. એક્યાશી; ૮૧.

**ઇકાંત** ૧. સ્ત્રી. જ્યાં કોઈ ન હોય એવી જગ્યા.
૨. વિ. એકાંત; કોઈના અવરજવર વિનાનું.

**ઇકિલું** [ સં. એકાકિન્ ] વિ. એકલું; સાથ વિનાનું.

> અબલ જીવ અસહાય અનુ,
> ઇકિલો અરિ અનેક. — દયારામ

**ઇ. કૃ.** (ગણિત) અ. ભૂમિતિનું કૃત્ય એટલે સિદ્ધાંત પૂરું થાય ત્યાં 'જે કરવાનું હતું તે કર્યું છે' એમ બતાવનાર ટૂંકે રૂપ; ઇતિ કૃતમ્.

**ઇકેઇક** [ સં. એક એક ] વિ. હરેક; દરેક.

> કરે ઇશારા ઇકેઇક. — પ્રેમાનંદ

**ઇકેટ** [ સં. ઇકટ ] સ્ત્રી. એક જાતનો છોડ; ઇકડ.

**ઇકેડ** (ઇકેડ઼) સ્ત્રી. એક જાતનો છોડ; ઇકડ.

**ઇકોતર** ૧. [ હિં. ] પું. સેંકડે એક ટકો.
૨. વિ. એકસો એક; ૧૦૧.
૩. વિ. એકોતેર; ૭૧.

**ઇકોતરશત** [ સં. એક + સપ્તતિ (સિત્તેર) + શત (સો) ] વિ. એકોતેરસો; સાત હજાર અને એકસો; ૭૧૦૦.

> ઇકોતરશત ઉદ્ધાર્યું = એકોતેરસો પેઢી પાવન કરી.

**ઇકોતરી** સ્ત્રી. (ગણિત) ૧ × ૧થી ૧૦૦ × ૧૦૦ સુધીની સંખ્યાનો વર્ગ બતાવનારો આંક; ગણિતના સોળ કોઠામાંનો એક.

**ઇકોતરો** ૧. [ સં. એક + સપ્તતિ (સિત્તેર) ] પું. ગયા સૈકાના એકોતેરમા વર્ષમાં પડેલો દુકાળ; વિ. સં. ૧૮૭૧ની સાલનો દુકાળ.
૨. વિ. પું. એકોતેરમો; એકોતેરનો.

**ઇકોતેર** [ સં. એક + સપ્તતિ (સિત્તેર) ] વિ. એકોતેર; ૭૧.

**ઇકોતેરો** પું. વિક્રમ સંવત ૧૮૭૧માં પડેલો દુકાળ.

**ઇકોનોમાઇઝર** (ઇકોનમાઇઝર) [ અં. ] ન. સંચામાં જતા પાણીને ભૂંગળામાં જતી નકામી ગરમીથી તપાવવા માટે નળીઓની રચના.

**ઇકોનોમિસ્ટ** ૧. [ અં. ] પું. અર્થશાસ્ત્ર જાણનારો પુરુષ.
૨. પું. કરકસર કરવાની ટેવવાળો માણસ.

**ઇકોંજ** [ હિં. ] સ્ત્રી. એક બાળકને જન્મ આપ્યા પછી વાંઝણી રહેલી સ્ત્રી; કાકવંધ્યા.

**ઇકૌંજ** [ હિં. એક + જા ( જન્મ આપનારી ) ] સ્ત્રી. એક જ વખત બાળકને જન્મ આપનાર સ્ત્રી; કાકવંધ્યા.

**ઇક્ક** ૧. [ સં. એક ] વિ. ( પ્રાકૃત ) એક.
૨. વિ. એકલું; એકાકી.

**ઇક્કજ** [ સં. ] પું. સાદડી બનાવવામાં વપરાતું એક જાતનું ઘાસ.

**ઇક્કટ** પું. સાદડી બનાવવામાં વપરાતું એક જાતનું ઘાસ.

**ઇક્કડ** (ઇક્કડ઼) ૧. [સં. ઇક્કટ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; શણની જાતનો ચારથી ૭ ફૂટ ઊંચો એક જંગલી છોડ. ગામડામાં છોકરાં તેના ઠૂંઠાનાં મેરાયાં કરે છે. તેનાં બી ખસ, દરાજ, ખરજવું અને કોઢ ઉપર લગાડવામાં અને ચામડી સુંવાળી કરવામાં વપરાય છે.
૨. વિ. દયાનો અંશ ન હોય એવું; લાગણી વગરનું; નિર્દય; કઠણ હૈયાનું.

**ઇક્કડવાયુ** ( ઇક્કડ઼વાયુ ) [ ઇક્કડ ( દયા વિનાનું ) + વાયુ ( પવન ) ] પું. નદીમાંના મછવાને પશ્ચિમ તરફ ઘસડી જાય એવો તોફાની ને ઠંડો પવન.

**ઇક્કડિયો** ( ઇક્કડ઼િયો ) [ સં. ઇક્કટ ] પું. કાચા ખાતરના ખાડામાં ઊગતો લાંબી શીંગનો છોડ.

**ઇક્બાલ** [ અ. એક્બાલ ] પું. તાજક જ્યોતિષ પ્રમાણે ગ્રહોનો એક યોગ. કોઈના જન્મ વખતે બધા ગ્રહ કંટક એટલે ૧, ૪, ૭ અને ૧૦ મા ઘરમાં અથવા પનફર એટલે ૨, ૫, ૮ અને ૧૧ મા ઘરમાં હોય અર્થાત્ ૩, ૬, ૯ અને ૧૨ મા ઘરમાં કોઈ ગ્રહ ન હોય તે રાજ્ય અને સુખ આપનાર મનાય છે.

**ઇક્બાલ** ૧. પું. આબાદી; ઉન્નતિ.
૨. પું. (જ્યોતિષ) એ નામનો એક રાજયોગ.
૩. [અ. ઇક્બાલ] પું. સદ્‌ભાગ્ય; સારું નસીબ; સારું કિસ્મત.

**ઇક્કસ** [ સં. ઈર્ષા ] સ્ત્રી. અદેખાઈ; દ્વેષ; ખાર.

**ઇક્કસખોર** ૧. [ ઇક્કસ ( ઈર્ષા ) + ખોર ( ભોગવનાર ) ] વિ. અદેખું; દ્વેષી; ઝેરીલું.
૨. વિ. સ્વાર્થી; પોતાનું જ હિત જોનારું.

**ઇક્કા** ૧. [હિં.] પું. એક ઘોડાની બે પૈડાંવાળી ગાડી; એક્કો.
૨. પું. એક મોતીવાળી કાનની વાળી.
૩. પું. કાંડા ઉપર પહેરવાનું એક ઘરેણું.
૪. પું. ગંજીફામાં એક દાણાનું પત્તું.
૫. પું. પોતાના ટોળાથી જુદું પડી ગયેલું પશુ.
૬. પું. લડાઈમાં એકલો લડે એવો યોદ્ધો.
૭. વિ. અનુપમ; અજોડ; જેની બરોબરી કોઈ ન કરી શકે એવું.
૮. [ સં. એક ] વિ. ( હિંદી ) એકાકી; એકલું.

**ઇક્કાદુક્કા** ૧. પું. બ. વ. ગંજીફાનાં એક્કો અને દુરી એમ બે પાનાં.
૨. [ સં. એક + દ્વિ ( બે ) ] વિ. એક અથવા બે.
૩. વિ. એકલું; સંગાથ વિનાનું; એકાકી.

**ઇક્કારસી** [ સં. એકાદશી ] સ્ત્રી. અગિયારશ; પખવાડિયામાંની અગિયારમી તિથિ.

**ઇક્કાવન** [ હિં. ] વિ. એકાવન; ૫૧.

**ઇક્કાસી** [ હિં. ] વિ. એકાશી; ૮૧.

**ઇક્કી** ૧. સ્ત્રી. ગંજીફાનું એક્કાનું પત્તું.
૨. સ્ત્રી. પેશાબ કરવા જવું તે. નિશાળમાં છોકરા આ શબ્દ વાપરે છે.
૩. [ હિં. ] સ્ત્રી. પેશાબ કર્યા પછી શુદ્ધ થવું તે.

**ઇક્કીસ** ૧. [ સં. એકવિંશતિ ] વિ. ( હિંદી ) એકવીશ; ૨૧.
૨. વિ. સૌથી સારું; ઉત્તમ; શ્રેષ્ઠ.

**ઇક્કેરી** ન. એ નામનું એક રાજ્ય.

**ઇક્ક્યાલી** [ હિં. ] વિ. એકતાલીસ; ૪૧.

**ઇક્ક્યાંડવેં** [ હિં. ] વિ. એકાણું; ૯૧.

**ઇક્ખુ** [ સં. ઇક્ષુ ] સ્ત્રી. ( પ્રાકૃત ) શેરડી.

**ઇક્ખુરસ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) ] પું. ( પ્રાકૃત ) શેરડીનો રસ.

**ઇક્તિદા** સ્ત્રી. અનુસરણ; ઉપદેશ પ્રમાણે વર્તવું તે.

**ઇક્તિદાર** ૧. [અ. કદર ( તે શક્તિમાન હતો )] પું. બળ; જોર; સત્તા.
૨. પું. મોભો; પ્રતિષ્ઠા; ઇજ્જત.

**ઇક્તીસ** વિ. એકત્રીસ; ૩૧.

**ઇક્યાવન** [ સં. એકપંચાશત્ ] વિ. એકાવન; ૫૧.

**ઇક્યાસી** [ સં. એકાશીતિ ] વિ. એકાશી; ૮૧.

**ઇક્વાઈ** [ હિં. ] વિ. ત્રણ; ૩. દલાલ લોક પોતાની સાંકેતિક ભાષામાં આ શબ્દ વાપરે છે.

**ઇક્વિટિ** [ અં. એક્વિટિ ] સ્ત્રી. કાયદો તમામને લાગુ પડતો હોઈ જ્યારે કોઈ કિસ્સામાં તેમાં ખામી હોય તેમ લાગે ત્યારે સત્ય અને ન્યાયના સિદ્ધાંતો ખાતર તકરારી પ્રશ્નને કાયદાની રીતે બંધબેસતો કરવાપણું; નૈસર્ગિક ન્યાય; અદલ ઇન્સાફ.

**ઇક્વિનોક્સ** [ અં. ] સ્ત્રી. સૂર્ય વિષુવરેખા એટલે પૃથ્વીની ધરીની વચમાં કાટખૂણે કલ્પેલ વર્તુલ ઉપર આવી પહોંચે તે વખત. ત્યારે રાત અને દિવસ સરખાં થાય છે.

**ઇક્વિપમેંટ** [ અં. ] ન. સરંજામ; સામગ્રી; તૈયારી.

**ઇક્વિલિબ્રિઅમ** [ અં. ] ન. સમતોલપણું.

**ઇક્વેટોરિઅલ** [ અં. ] ન. ખગોળનું એક યંત્ર. તે દૂરબીન સાથે જોડી ખગોળનું અવલોકન કરી શકાય છે.

**ઇક્ષ** [ સં. ઇક્ષુ ] સ્ત્રી. શેરડી; ઊસ.

**ઇક્ષરોદ** પું. ( પુરાણ ) સાત સાગરમાંનો એ નામનો એક. તેની લંબાઈ ૭ લાખ ને પહોળાઈ બે લાખ યોજનની મનાય છે.

**ઇક્ષવ** પું. શેરડી.

**ઇક્ષુ** ૧. [ સં. ] પું. કફથી થતો એક જાતનો પ્રમેહ; ઇક્ષુમેહ; મધુમેહ; મધુપ્રમેહ; પેશાબમાં સાકર જવાનો રોગ.
૨. પું. ( પુરાણ ) પ્લક્ષદ્વીપને વીંટાઈ રહેલ સાત માંહેનો એ નામનો સમુદ્ર.
૩. સ્ત્રી. ઇચ્છા; મરજી.
૪. સ્ત્રી. ઊસ; શેરડી.
૫. સ્ત્રી. એક જાતનું ઝાડ; કોકિલા.
૬. સ્ત્રી. કુસુમોદ દેશમાં આવેલી એક નદી.

**ઇક્ષુક** ૧. [ સં. ] પું. શેરડી.
૨. પું. શેરડીના જેવા સ્વાદવાળું એક જાતનું ઝાડ.

**ઇક્ષુકાંડ** ૧. પું. નદીને કાંઠે કીચડમાં ઊગતી એક વનસ્પતિ; કાશ ઘાસ; કસાડો.
૨. પું. મુંજ ઘાસ; રામશર.
૩. [ સં. ઇક્ષુ ( શેરડી ) + કાંડ ( ભાગ ) ] પું. શેરડીની કાતળી.
૪. પું. શેરડીનો સાંઠો.

**ઇક્ષુકીય** ૧. [ સં. ઇક્ષુક ( શેરડી ) + ઈય ( વાળું ) ] વિ. શેરડીનું; શેરડીવાળું.
૨. વિ. શેરડીવાળા દેશમાં થતું.

**ઇક્ષુકીયા** [ સં. ઇક્ષુક ( શેરડી ) + ઈય ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. શેરડી ઘણી ઊગતી હોય એવી જમીન.

**ઇક્ષુકુટ્ટક** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + કુટ્ટ ( કાપવું ) ] પું. ગોળ બનાવનાર ખેડૂત.
૨. પું. શેરડી કાપનાર પુરુષ.

**ઇક્ષુગંડિકા** [ સં. ઇક્ષુ ( શેરડી ) + ગંડિકા ( કાંકરો ) ] સ્ત્રી. શેરડીના કટકા; ગંડેરી; પેરાઈ.

**ઇક્ષુગંધ** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + ગંધ ( વાસ ) ] પું. એખરો. એખરાની ગંધ શેરડીની વાસને મળતી છે.

૨. પું. કાશ ઘાસ; ક્સાડો.
૩. પું. નાનું ગોખરૂ.

**ઇક્ષુગંધા** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + ગંધ ( વાસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] પું. એખરાનો છોડ; કોકિલાક્ષ; તાલમખાના. તે નબળાઈ, દુખતા સાંધા અને કળતર ઉપર વપરાય છે. તાજા કાપેલ એખરાની ગંધ શેરડીની વાસને મળતી હોય છે.
૨. સ્ત્રી. ક્સાડો; કાશ ઘાસ.
૩. સ્ત્રી. ગોખરૂ.
૪. સ્ત્રી. ધોળી વિદારી કંદ.

**ઇક્ષુગંધિકા** [ સં. ઇક્ષુ ( શેરડી ) + ગંધ ( વાસ ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ભોંયકોળું. તેની વાસ શેરડીના રસ જેવી હોય છે.

**ઇક્ષુજ** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + જ ( જન્મેલું )] પું. શેરડીના રસમાંથી બનતો પદાર્થ. તેની છ જાત છે: (૧) રસીઓ ગોળ, (૨) મત્સ્યખંડી એટલે બખંડી ખાંડ, (૩) ગોળ, (૪) ખાંડ, (૫) સિતા એટલે ચીની અને (૬) સિતોપલ એટલે મિસ્રી.
૨. વિ. શેરડીમાંથી થતું.

**ઇક્ષુતુલ્યા** ૧. સ્ત્રી. ક્સાડો; કાસડો ઘાસ.
૨. [ સં. ઇક્ષુ ( શેરડી ) + તુલ્ય ( જેવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. જુવાર.
૩. સ્ત્રી. જુવાર કે બાજરાના જેવો એક છોડ. તેનો રસ મીઠો હોય છે.

**ઇક્ષુતૃતીયા** [ સં. અ ( નહિ ) + ક્ષય ( નાશ ) + તૃતીયા ( ત્રીજ ) ] સ્ત્રી. અખાત્રીજ; વૈશાખ સુદિ ત્રીજ.

**ઇક્ષુદર્ભ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + દર્ભ ( ઘો ) ] પું. એક જાતનું ઘાસ; કાશ.

**ઇક્ષુદર્ભા** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + દર્ભ ( એક જાતનું ઘાસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. કાશ ઘાસ; ક્સાડો.
૨. સ્ત્રી. મુંજ ઘાસ; રામશર.

**ઇક્ષુદંડ** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + દંડ ( લાકડી ) ] પું. શેરડીની કાતળી; પેરાઈ.
૨. પું. શેરડીનો સાંઠો.
ઇક્ષુદંડ વળી પીલતાં અમૃત રસ આપંત.
નયસુંદર

**ઇક્ષુદા** સ્ત્રી. ( પુરાણ ) એ નામની હિંદુસ્તાનની એક નદી.

**ઇક્ષુદ્વીપ** [ સં. ઇક્ષુ ( એ નામનો એક સમુદ્ર ) + દ્વીપ ( બેટ ) ] પું. ઇક્ષુસમુદ્રથી ઘેરાયેલો એ નામનો એક ટાપુ.

**ઇક્ષુનેત્ર** ૧. ન. શેરડીના સાંઠાની ગાંઠ.
૨. [ સં. ઇક્ષુ ( શેરડી ) + નેત્ર ( આંખ ) ] ન. શેરડીની આંખ; શેરડીના બીજની ગાંઠ.
૩. ન. શેરડીની એક જાત.

**ઇક્ષુપત્ર** ૧. પું. એ નામની એક વનસ્પતિ; વજ.
૨. [ સં. ઇક્ષુ ( શેરડી ) + પત્ર ( પાન ) ] પું. જુવાર; એક જાતનું અનાજ. શેરડીનાં પાન જેવાં તેને પાન હોવાથી તે ઇક્ષુપત્ર કહેવાય છે.
૩. પું. બાજરો.
૪. પું. મકાઈ.

**ઇક્ષુપત્રા** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + પત્ર ( પાન ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જુવાર. તેનાં પાન શેરડીનાં પાન જેવાં હોવાથી તે ઇક્ષુપત્રા કહેવાય છે.
૨. સ્ત્રી. બાજરો.
૩. સ્ત્રી. મકાઈ.

**ઇક્ષુપત્રિકા** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + પત્ર ( પાંદડું ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જાર; એક અનાજ. તેને શેરડીનાં પાનને મળતાં પાન હોય છે.
૨. સ્ત્રી. બાજરો.
૩. સ્ત્રી. મકાઈ.

**ઇક્ષુપર્ણી** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + પર્ણ ( પાન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જુવાર. શેરડીનાં પાન જેવાં તેને પાન હોય છે.
૨. સ્ત્રી. બાજરો.
૩. સ્ત્રી. મકાઈ.

**ઇક્ષુપાક** [ સં. ઇક્ષુ ( શેરડી ) + પાક ( ઉકાળો ) ] પું. ગોળ. તે શેરડીના રસને ઉકાળીને બનાવાય તેથી તેને ઇક્ષુપાક કહે છે.

**ઇક્ષુપાન** [ સં. ઇક્ષુ ( શેરડી ) + પાન ( પીવું તે ) ] ન. શેરડીનો રસ પીવો તે.

**ઇક્ષુપ્ર** ૧. [ સં. ] પું. એ નામનું એક ઝાડ; શરવૃક્ષ.
૨. [ સં. ઇક્ષુ ( શેરડી ) + પ્ર ( ઉત્પત્તિ બતાવનાર શબ્દ ) ] પું. કાસડાનું ઘાસ. શેરડી તેમાંથી ઉત્પન્ન કરાયાનું મનાય છે.

**ઇક્ષુપ્રમેહ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + પ્રમેહ ( એક જાતનો મૂત્રરોગ ) ] પું. મૂત્રની સાથે સાકર જાય એવો એક રોગ; મધુપ્રમેહ; મધુમેહ. આ રોગવાળાના પેશાબમાં સાકર હોઈને કીડી, મકોડા તે પીવા આવે છે.

**ઇક્ષુબાલિકા** ૧. [ સં. ] સ્ત્રી. એક જાતનું ઘાસ; કાશ.
૨. સ્ત્રી. એખરો.

**ઇક્ષુભક્ષિકા** [ સં. ઇક્ષુ ( શેરડી ) + ભક્ષ ( ખોરાક ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ખાંડ અને ગોળનું જમણ.

**ઇક્ષુભક્ષિતી** [ સં. ઇક્ષુ ( શેરડી ) + ભક્ષત ( ખાનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. શેરડી ખાનારી; શેરડી ચૂસનારી સ્ત્રી.

**ઇક્ષુમતી** ૧. [ સં. ] સ્ત્રી. કુરુક્ષેત્રની એક નદી; રોહિલખંડની • કાકલી નદીનું જૂનું નામ; કયૂમાઉન, રોહિલખંડ ને કનોજના જિલ્લામાં થઈને વહેતી એ નામની નદી. તે ઇંદ્રપર્વતમાંથી નીકળતી હોવાનું મનાય છે.
૨. સ્ત્રી. સાંકાશ્યની પાસે આવેલી નદી.

**ઇક્ષુમાલવી** [ સં. ] સ્ત્રી. ઇક્ષુમાલિની નદી.

**ઇક્ષુમાલિની** ૧. સ્ત્રી. ઇક્ષુમાલવી; ઇક્ષુમતી.
૨. [ સં. ] સ્ત્રી. પુરાણમાં જણાવેલી એક નદી. તે ઇંદ્રપર્વતમાંથી નીકળતી મનાય છે.

**ઇક્ષુમૂલ** ૧. [ સં. ] ન. વાંસ.
૨. ન. શેરડીની એક જાત.
૩. [ સં. ઇક્ષુ ( શેરડી ) + મૂલ ( મૂળિયું ) ] ન. શેરડીનું મૂળિયું.

**ઇક્ષુમેહ** [સં. ઇક્ષુ ( શેરડી ) + મેહ ( પેશાબનો એક રોગ )] પું. મધુપ્રમેહ; મધુમેહ. તેમાં પેશાબની સાથે સાકર જાય છે.

**ઇક્ષુમેહી** [ સં. ઇક્ષુ ( શેરડી ) + મેહ ( પેશાબનો એક રોગ ) + ઇન્ ( વાળું ) ] વિ. મધુપ્રમેહના રોગવાળું.

**ઇક્ષુયંત્ર** [ સં. ઇક્ષુ ( શેરડી ) + યંત્ર ( સંચો )] ન. શેરડી પીલવાનો સંચો; કોલુ; ચિચોડો.

**ઇક્ષુયોનિ** [સં. ઇક્ષુ ( શેરડી ) + યોનિ (સ્ત્રીની જનનેંદ્રિય )] પું. શેરડીની આંખ; પુંડ્રકઇક્ષુ.

**ઇક્ષુર** ૧. પું. એક જાતનું ઝાડ.
૨. પું.; ન. ગોખરૂ; તાલમખાના.
૩. ન. એક જાતનું ઘાસ; કાશ; ક્સાડો.
૪. ન. શેરડી.

**ઇક્ષુરક** ૧. પું. એ નામની વાસાદિ વર્ગની એક વનસ્પતિ; 'હાયગ્રોફિલા સ્પાઇનોઝા'.
૨. પું. એખરો.
૩. [ સં. ઇક્ષુ ( ક્સાડો ) ] પું. ક્સાડો; કાસડો.

**ઇક્ષુરસ** ૧. પું. કાસડો; કાસ નામનું ઘાસ; ક્સાડો. તેનો રસ શેરડીના રસ જેવો હોય છે.
૨. પું. શેરડીના રસમાંથી થતો ગોળ.
૩. [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) ] પું. શેરડીને પીલીને તેમાંથી કાઢેલો રસ.

**ઇક્ષુરસક્વાથ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) + ક્વાથ ( ઉકાળો ) ] **પું.** શેરડીના રસનો ઉકાળો; ગોળ.

**ઇક્ષુરસમિષ્ટતા** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) + મિષ્ટ ( મીઠું ) + તા ( પણું ) ] **સ્ત્રી.** શેરડીના રસની મીઠાશ.

**ઇક્ષુરસવલ્લરી** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) + વલ્લરી ( વેલ ) ] **સ્ત્રી.** ક્ષીરવિદારી; દૂધવિદારી; મહાશ્વેતા; ધોળું ભોંયકોળું.

**ઇક્ષુરસવલ્લી** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) + વલ્લી ( વેલ ) ] **સ્ત્રી.** વિદારી નામની વેલ; ક્ષીરવિદારી; મહાશ્વેતા.

**ઇક્ષુરસસમુદ્ર** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) + સમુદ્ર ( દરિયો ) ] **પું.** સાતમાંનો એ નામનો એક સમુદ્ર. તેનું પાણી શેરડીના રસ જેવું મીઠું હોવાની માન્યતા હોવાથી તે ઇક્ષુસમુદ્ર કહેવાય છે.

**ઇક્ષુરસોદ** **પું.** ( પુરાણ ) ઇક્ષુસમુદ્ર; શેરડીના રસનો દરિયો.

**ઇક્ષુરસોદધિ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) + ઉદધિ ( મહાસાગર ) ] **પું.** ( પુરાણ ) સાતમાંનો એ નામનો એક સમુદ્ર; પ્લક્ષદ્વીપને ફરતો આવેલો બે લાખ જોજનની પહોળાઈનો શેરડીના રસનો દરિયો.

**ઇક્ષુલા** [ સં. ઇક્ષુ ( શેરડી ) + લ ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] **સ્ત્રી.** મહાભારતમાં આવતી એ નામની એક નદી.

**ઇક્ષુવણ** [ સં. ] **ન.** શેરડીનો છોતો.

**ઇક્ષુવર** ૧. **પું.** ( જૈન ) એ નામનો એક દ્વીપ.

૨. **પું.** એ નામનો સમુદ્ર.

**ઇક્ષુવલ્લરી** [ સં. ઇક્ષુ ( શેરડી ) + વલ્લી ( વેલ ) ] **સ્ત્રી.** વિદારી નામની વેલ.

**ઇક્ષુવલ્લી** [ સં. ઇક્ષુ ( શેરડી ) + વલ્લી ( વેલ ) ] **સ્ત્રી.** વિદારી નામની વેલ; ક્ષીરવિદારી; દૂધવિદારી; મહાશ્વેતા. તે શેરડીના જેવી સ્વાદવાળી હોય છે.

**ઇક્ષુવાટ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + વાટ ( વાડ ) ] **પું.** શેરડીનો વાડ; શેરડીની વાડી.

**ઇક્ષુવાટિકા** ૧. **સ્ત્રી.** પુંડ્રક જાતની રાતી શેરડી.

૨. [ સં. ઇક્ષુ ( શેરડી ) + વાટિકા ( વાડી ) ] **સ્ત્રી.** શેરડીની વાડી.

**ઇક્ષુવાટી** ૧. **સ્ત્રી.** એક જાતની રાતી શેરડી; પુંડ્રક.

૨. [ સં. ઇક્ષુ ( શેરડી ) + વાટી ( વાડી ) ] **સ્ત્રી.** શેરડીની વાડી; જેમાં શેરડી પાકતી હોય એવું ખેતર; શેરડીનો વાડ.

**ઇક્ષુવારિ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + વારિ ( પાણી ) ] **પું.** ઇક્ષુસમુદ્ર; શેરડીના રસ જેવા પાણીનો દરિયો.

**ઇક્ષુવાલિકા** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + વાલ ( વાળ ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] **સ્ત્રી.** એ નામનું એક ઘાસ; કાશ.

૨. [ સં. ] **સ્ત્રી.** એ નામનું એક ઝાડ; તાલમખાના.

૩. **સ્ત્રી.** એખરો.

**ઇક્ષુવિકાર** ૧. [ સં. ઇક્ષુ ( શેરડી ) + વિકાર ( બીજું રૂપ ) ] **પું.** ગોળ.

૨. **પું.** મીઠાઈ.

૩. **પું.** શેરડીમાંથી બનતી ચીજ.

**ઇક્ષુવિદારી** ૧. **સ્ત્રી.** ભોંયકોળું.

૨. [ સં. ઇક્ષુ ( શેરડી ) + વિદારી ( એક વેલો ) ] **સ્ત્રી.** વિદારીકંદ.

**ઇક્ષુવેષ્ટન** [ સં. ઇક્ષુ ( શેરડી ) + વેષ્ટન ( વીંટવું તે ) ] **ન.** મુંજ; ભદ્રમુંજ નામનું ઘાસ.

**ઇક્ષુશર** [ સં. ઇક્ષુ ( શેરડી ) + શર ( કાસડો ) ] **પું.** કસાડો; એક જાતનું ઘાસ.

**ઇક્ષુશર્કરા** [ સં. ઇક્ષુ ( શેરડી ) + શર્કરા ( ખાંડ ) ] **સ્ત્રી.** સાકર; પાસાદાર સાકર.

**ઇક્ષુશાકટ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + શાકટ ( ખેતર ) ] **ન.** શેરડીના વાવેતર માટે અનુકૂળ ખેતર.

**ઇક્ષુશાકિન** [ સં. ઇક્ષુ ( શેરડી ) + શાકિની ( વાડી ) ] **ન.** શેરડી થાય એવું ખેતર.

**ઇક્ષુસમુદ્ર** ૧. **પું.** ઇક્ષુદ્વીપને ફરતો આવેલો એ નામનો સમુદ્ર.

૨. [ સં. ] **પું.** ( પુરાણ ) સાત સમુદ્રમાંનો એ નામનો એક; ઇક્ષુરસ સમુદ્ર. તે શેરડીના રસનો છે.

**ઇક્ષુસાર** [ સં. ઇક્ષુ ( શેરડી ) + સાર ( સત્વ ) ] **ન.** ગોળ; શેરડીના રસનો ઉકાળો.

**ઇક્ષુસુરા** [ સં. ઇક્ષુ ( શેરડી ) + સુરા ( દારૂ ) ] **ન.** ગોળનો દારૂ.

**ઇક્ષુહ્રદ** [ સં. ઇક્ષુ + હ્રદ ( ધરો ) ] **પું.** સુપાર્શ્વ પર્વત ઉપરનો એ નામનો પાણીનો ધરો.

**ઇક્ષ્વાકુ** ૧. **પું.** એ નામના વંશનો પુરુષ.

૨. [ સં. ] **પું.** એ નામનો વંશ.

૩. **પું.** કડવું તૂંબડું.

૪. **પું.** કોશલ દેશ.

૫. **પું.** ધોળા દૂધીનો વેલો.

૬. **પું.** ( જૈન ) પહેલા તીર્થંકર ઋષભદેવ સ્વામીનો વંશ. જૈન મત પ્રમાણે તે એક ઉત્તમ વંશ ગણાય છે. શ્રી ઋષભદેવનો જન્મ થયો ત્યારે દેવલોકમાંથી ઇંદ્ર કેટલાએક દેવતાઓને લઈને તેમનો જન્મોત્સવ કરવા આવ્યા હતા. તેના હાથમાં ઇક્ષુ એટલે શેરડીનો સાંઠો હતો. તે લેવાને ઋષભદેવે હાથ લાંબો કર્યો હોય એવો ભાવ સમજીને ઇંદ્રે કહ્યું "ઇક્ષુ આકુ" અર્થાત્ શેરડી ખાશો? તે ઉપરથી ઇક્ષ્વાકુ નામ આપી વંશ સ્થાપ્યો. એક મત એવો છે કે ઋષભદેવે આગળ જતાં "કાશ" નામના ઘાસમાંથી શેરડી પેદા કરી હતી, તે ઉપરથી પણ ઇક્ષ્વાકુ વંશ નામ પડ્યું.

૭. **પું.** ભાગીરથીને કાંઠે રહેતાં લોકની એક જાત.

૮. **પું.** સૂર્યવંશનો પહેલો રાજા; સૂર્યપુત્ર વૈવસ્વત મનુના દશ દીકરામાંનો મોટો દીકરો. તેને ભરતભૂમિનું રાજ્ય સોંપાતાં તેણે અયોધ્યામાં સૂર્યવંશની પ્રથમ ગાદી સ્થાપી. વૈવસ્વત મનુને ક્ષુત્ એટલે છીંક ખાતાં નાકમાંથી ઇક્ષ્વાકુ એવા નામથી વિખ્યાત મોટા બળવાળો દીકરો ઉત્પન્ન થયો. આ ચક્રવર્તી મહારાજા સત્યયુગને આરંભે થયો હતો. તે પ્રજાનું કલ્યાણ કરનાર, સદાચારી, શૂરવીર, તત્ત્વજ્ઞ અને વિદ્વાન હતો. રૈયતને તેણે પુત્ર પેઠે પાળી તેમનામાં ધર્મનીતિનો વધારો કર્યો હતો. એના વખતમાં ભરતભૂમિનાં લોક પૃથ્વીની સર્વ પ્રજા કરતાં ચઢિયાતાં હતાં. તન, મન અને ધનની પૂરી શક્તિ મેળવેલ હોવાથી સર્વ સૃષ્ટિનાં લોક ભરતખંડને દેવભૂમિ કહેતાં અને આ ભૂમિમાં થયેલ સર્વ માણસો દેવલોક તરીકે મનાતાં. આખા પૃથ્વીના રાજાઓ મહારાજા ઇક્ષ્વાકુને ખંડણી આપતા. તેણે વસિષ્ઠ ગુરુને ઉપાધ્યાય કરી ઘણા યજ્ઞો કર્યા હતા અને તેમની પાસેથી બ્રહ્મવિદ્યા મેળવી પરમપદ પામ્યો હતો. એમ પણ કહેવાય છે કે દેવ, બ્રાહ્મણ અને ઋષિમુનિઓ પ્રત્યે તેને પૂજ્યભાવ હતો તેથી તેમનાં દર્શન માટે વખતોવખત તે હિમાલય તરફ જતો. તેમાં એક વખત કોઈ મહા તપસ્વીના પ્રસાદથી તેના તપનું અર્ધું ફળ તેને મળ્યું તેથી તે સ્વર્ગમાં અને ત્યાંથી મોક્ષપુરીમાં ગયો. ઇક્ષ્વાકુ પછી ૫૮મી પેઢીએ રામચંદ્ર થયા કહેવાય છે. ઇક્ષ્વાકુની બેન ઇલા ચંદ્રપુત્ર બુધને પરણી હતી. તેનાથી પુરૂરવા નામે દીકરો થયો હતો. તેણે પ્રયાગમાં ચંદ્રવંશની ગાદી સ્થાપી હતી. આ રીતે મહારાજા ઇક્ષ્વાકુના જ વખતમાં સૂર્ય અને ચંદ્રવંશની ગાદી સ્થપાઈ હતી.

૯. **સ્ત્રી.** કડવી તુંબડી.

૧૦. **વિ.** ઇક્ષ્વાકુ વંશમાં પેદા થતું.

**ઇક્ષ્વાકુનંદન** [ સં. ઇક્ષ્વાકુ ( એ નામનો રાજા ) + નંદન્ ( દીકરો ) ] પું. ઇક્ષ્વાકુ રાજાનો દીકરો.

**ઇક્ષ્વાકુભૂમિ** [ સં. ઇક્ષ્વાકુ ( એ નામનો રાજા ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. અયોધ્યા.

**ઇક્ષ્વાકુવંશજનક** [ સં. ઇક્ષ્વાકુ ( એ નામનો રાજા ) + વંશ ( કુળ ) + જનક ( પેદા કરનાર ) ] પું. પુરુષોત્તમનું એક નામ.

**ઇક્ષ્વારિ** [ સં. ] પું. કાસડો; કસાડો.

**ઇક્ષ્વાલિક** ૧. [ સં. ] પું. કસાડો; કાસડો.
૨. પું. નરકટ; નરકુલ; નેતરના જેવો છોડ.
૩. પું. સરપત; મુંજ; દાભ જેવું એક ઘાસ.

**ઇક્ષ્વાલિકા** ૧. [ સં. ] સ્ત્રી. કાસડો.
૨. સ્ત્રી. નરકટ; નેતરના જેવો એક છોડ.
૩. સ્ત્રી. મુંજ ઘાસ.

**ઇખ્** [ સં. ] અ. ક્રિ. જવું.

**ઇખ** [ સં. ઇક્ષુ ] સ્ત્રી. ( હિંદી ) શેરડી.

**ઇખટ્ટા** ૧. [ હિં. ] વિ. એક જગ્યામાં એકઠું થયેલું.
૨. વિ. ઘણું; પુષ્કળ.
૩. વિ. સામટું.
૧. ઇખટ્ટા કરવું = (૧) એક સાથે બોલાવવું. (૨) એકઠું કરવું. (૩) મજબૂત કરવું. (૪) સરવાળો કરવો.
૨. ઇખટ્ટા હોવું = (૧) એકઠું કરવું તે. (૨) ટોળે મળવું. (૩) સરવાળો થવો.

**ઇખટ્ટી** વિ. એક જગ્યામાં એકઠું થયેલ. જુઓ ઇખટ્ટા.

**ઇખટ્ટે** વિ. ઘણું; પુષ્કળ. જુઓ ઇખટ્ટા.

**ઇખટ્ટેકા ઇખટ્ટા** વિ. સામટું. જુઓ ઇખટ્ટા.

**ઇખતલાત** ૧. પું. એકઠું કરવું તે.
૨. ( ઇખ્તલાત ) [ અ. ઇખ્તલાત ] પું. દોસ્તી; મૈત્રી; ગાઢ સંબંધ.
૩. પું. સ્નેહ; પ્રેમ.

**ઇખતલાફ** ( ઇખ્તલાફ ) ૧. [ અ. ઇખ્તિલાફ ] પું. જુદાઈ; ભિન્નપણું.
૨. પું. દ્વેષ; ઈર્ષા.
૩. પું. વિરુદ્ધતા; મતભેદ.
૪. પું. વેર; દુશ્મનાવટ; અણબનાવ.

**ઇખતિયાર** ( ઇખ્તિયાર ) ૧. [ અ. ખયર ( તે નીવડ્યો ) ] પું. દ્વેષ; અદેખાઈ.
૨. પું. ભિન્નપણું; જુદાઈ.
૩. પું. વિરુદ્ધતા; જુદો અભિપ્રાય.

**ઇખતિયારી** ( ઇખ્તિયારી ) [ અ. અખતિયારી ] સ્ત્રી. મુખત્યારી; ઇચ્છા મુનસફી.

**ઇખતેઆર** ( ઇખ્તેઆર ) ૧. [ અ. ઇખ્તિયાર ( અધિકાર ) ] પું. અધિકાર; ઇખ્તિયાર; સત્તા.
૨. પું. અધિકારક્ષેત્ર; હકૂમતનો વિસ્તાર.
૩. પું. કાબૂ.
૪. પું. માલિકી.
૫. પું. શક્તિ; સામર્થ્ય.

**ઇખફા** ( ઇખ્ફા ) [ અ. ખફી ( તેણે સંતાડ્યું ) ] પું. છુપામણ.
ઇલ્મે ઇખફા = અદૃશ્ય થવાની કળા.

**ઇખફાયે વારદાત** ( ઇખ્ફાયે વારદાત ) [ અ. ઇખફા ( છુપાવવું તે ) + વારદાત ( બનાવ ) ] પું. પ્રકટ કરવાની ફરજ હોય તે બાબત છુપાવવાપણું.

**ઇખબાર** ( ઇખ્બાર ) [ અ. ખબર ( તેણે જાહેર કર્યું ) ] પું. ખબર આપવાની ક્રિયા.

**ઇખર** ( ઇખ્ર ) પું. તુચ્છ માણસ.

**ઇખરસ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) ] પું. શેરડીનો રસ.

**ઇખરાજ** ( ઇખ્રાજ ) ૧. [ અ. ખરજ ( તે બહાર ગયો ) ] પું. અપવાદ.
૨. પું. ઉડાવ.
૩. પું. કબજો છોડાવવાપણું.
૪. પું. કુળ; વંશ.
૫. પું. ખર્ચ; વ્યય; ખરાજાત.
૬. પું. નિકાસ.
૭. પું. શેરડી વાવવાનો દિવસ. ઉત્તર હિંદમાં તે એક તહેવારનો દિવસ લેખાય છે.
૮. પું. હદપાર કરવાપણું

**ઇખરાજાત** ( ઇખ્રાજાત ) [ અ. ] પું. ખર્ચ; ખરાજાત.

**ઇખરાજાતે અદાલત** ( ઇખ્રાજાતે અદાલત ) [ અ. ઇખરાજાત ( ખર્ચ ) + ઇ ( નું ) + અદાલત ( કચેરી ) ] સ્ત્રી. ન્યાયની કચેરી તરફથી પક્ષકારને અપાતું ખર્ચ.

**ઇખરાજાતે ઑરંગ** ( ઇખ્રાજાતે ઑરંગ ) [ અ. ઇખરાજાત ( ખર્ચ ) + ઇ ( નું ) + ઑરંગ ( કારખાનું ) ] ન. માલ બનાવવામાં, સંગ્રહ કરવામાં અને બહાર મોકલવામાં લાગતું ખર્ચ.

**ઇખલાક** ( ઇખ્લાક ) ૧. [ અ. ખુલ્ક ( નમ્રતા )નું બહુવચન ] પું. ગુણ; સારો સ્વભાવ.
૨. પું. વિનય; સભ્યતા.

**ઇખલાન** ( ઇખ્લાન ) [ અ. ] સ્ત્રી. જાહેરાત; પ્રસિદ્ધિ.

**ઇખલાસ** ( ઇખ્લાસ ) ૧. પું. અતિશય મેળાપ; ઘણી દોસ્તી; ઘરોબો; ગાઢ સંબંધ.
૨. [ અ. ખલસ ( તે સાચું હતું ) ] પું. નિખાલસપણું; સરલતા; શુદ્ધ ભાવ.
૩. પું. પ્રેમ; પ્રીતિ; સાચો સ્નેહ; આસક્તિ.

**ઇખલાસમંદ** ( ઇખ્લાસમંદ ) ૧. વિ. ગાઢ સંબંધવાળું.
૨. વિ. નિખાલસ; ભોળું.
૩. વિ. પ્રેમાળ.

**ઇખલાસમંદી** ( ઇખ્લાસમંદી ) ૧. સ્ત્રી. માયાળુપણું.
૨. સ્ત્રી. મિત્રતા.

**ઇખવત** ( ઇખ્વત ) પું. બ. વ. મિત્રો.

**ઇખવાન** ( ઇખ્વાન ) પું. બ. વ. ભાઈઓ; મિત્રો.
ઇખવાની ઝમાન = એક જ વખતે થઈ ગયેલ પુરુષો; એક જ વખતમાં થયેલ માણસો.

**ઇખુ** ૧. [ સં. આખુ ] પું. ઉંદર.
કાપે છે સર્પનો કરંડીઓ,
માગ થાતાં મુસે મકલાય છે;
પણ જાણતો નથી ઇખુ આંધળો,
જે હમણાં પોતે નાગ ખાય છે.
નિષ્કુળાનંદ
૨. [ સં. ઇષુ ] પું. બાણ; તીર.
૩. [ સં. ઇક્ષુ ] સ્ત્રી. ઇક્ષુ; શેરડી.
એડી ઘણાં જીણાં ઇખુના,
સહુકો લોક સુજાણો રે. જિનહર્ષ

**ઇખ્તફાર** ( ઇખ્તફાર ) [ ફા. ] પું. એક જાતનો કીડો; છાણામાં થતો એક જંતુ.

**ઇખ્તબાર** ( ઇખ્તબાર ) [ અ. ] પું. કસોટી; પરીક્ષા.

**ઇખ્તિતામ** [ અ. ખતમ ( તેણે પૂરું કર્યું ) ] સ્ત્રી. સંપૂર્ણતા; પરિપૂર્ણપણું.

**ઇખ્તિફા** ( ઇખ્તિફા ) [ અ. ખફી ( તેણે સંતાડ્યું ) ] પું. સંતાડવું તે.

**ઇખ્તિયાર** ( ઇખ્તિયાર ) ૧. [ અ. ખયર ( તેણે પસંદ કર્યું ) ] પું. અધિકાર; સત્તા.
૧. ઇખ્તિયાર અમલમાં લેવો = સત્તાનો ઉપયોગ કરવો.
૨. ઇખ્તિયાર કરવું = (૧) આશ્રયે જવું. (૨) નિશ્ચય કરવો. (૩) પસંદ કરવું. (૪) માથે લેવું; વહોરવું.
૩. ઇખ્તિયારથી = ઇચ્છાથી.
૪. ઇખ્તિયારમાં હોવું = અધિકારમાં હોવું.
૫. ઇખ્તિયારસે = ઇચ્છાપૂર્વક; રાજીખુશીથી.
૬. ઇખ્તિયારે અદાલત = ન્યાયની કચેરીની સત્તા.
૭. ઇખ્તિયારે આમ = સાધારણ સત્તા.
૮. ઇખ્તિયારે આમદોરફત = આવવા જવાનો હક.

૯. ઇખ્તિયારે ઇબ્તદાઈ = પ્રથમ હકૂમત.
૧૦. ઇખ્તિયારે કાનૂન = કાયદેસર સત્તા.
૧૧. ઇખ્તિયારે કામિલ = સંપૂર્ણ સત્તા.
૧૨. ઇખ્તિયારે જાઇઝ = કાયદેસર સત્તા.
૧૩. ઇખ્તિયારે નાજાઇઝ = ગેરકાયદેસર સત્તા.
૧૪. ઇખ્તિયારે ફોજદારી = ફોજદારી ગુના સંબંધી ન્યાય આપવાની સત્તા.
૧૫. ઇખ્તિયારે મુતલક = આપખુદ સત્તા.
૧૬. ઇખ્તિયારે મુનસિફી = ન્યાય આપવાની સત્તા.
૧૭. ઇખ્તિયારે મુનાસિબ = વાજબી સત્તા.
૧૮. ઇખ્તિયારે શોહરી = ધણીનો સ્ત્રી ઉપરનો હક્ક.
૧૯. ઇખ્તિયારે સરસરી = તરત ન્યાય આપવાની સત્તા.
૨. પું. અધિકારક્ષેત્ર; હકૂમત હેઠળનો દેશ.
૩. પું. ખાસ હક્ક.
૪. પું. પરવાનગી; છૂટ.
૫. પું. પસંદગી; ચૂંટણી.
૬. પું. માલિકી; પ્રભુત્વ; સ્વત્વ; પોતાનું હોવાપણું.
૭. પું. સામર્થ્ય; કાબૂ.
૮. પું. હોદો; પદવી.

**ઇખ્તિયારનામા** ( ઇખ્‌તિયારનામા ) [ અ. ] ન. મુખત્યારનામું.
ઇખ્તિયારાતે કામિલ = પૂરેપૂરી સત્તા હોવાપણું.

**ઇખ્તિયારી** ( ઇખ્‌તિયારી ) ૧. સ્ત્રી. અધિકાર; સત્તા.
૨. સ્ત્રી. પસંદગી.
૩. અ. પોતાની સત્તામાં.

**ઇખ્તિયારી ઝબેહ** ( ઇખ્‌તિયારી ઝબેહ ) [ અ. ઇખ્તિયાર ( છૂટ ) + ઈ ( નું ) + ઝબેહ ( વધ ) ] ન. ધર્મના ફરમાન પ્રમાણે ગળું કાપીને કરાતો પ્રાણીવધ.

**ઇખ્તિયારી સુલેહ** ( ઇખ્‌તિયારી સુલેહ ) [અ.] સ્ત્રી. ઘરમેળે સમાધાની.

**ઇખ્તિરાઅ** ( ઇખ્‌તિરાઅ ) ૧. [અ.] પું. જાહેરાત.
૨. [અ. ખરઅ (તેણે શોધ કરી)] પું. શોધ; યુક્તિ.

**ઇખ્તિલાત** ( ઇખ્‌તિલાત ) ૧. [ અ. ખલત (તેણે મેળવ્યું ) ] પું. એકઠું કરવું તે.
૨. પું. ઓળખાણ; જાણ.
૩. પું. ઘરોબો; ઘરવટ; ઘરના જેવો ગાઢ સંબંધ.
૪. પું. મળવાની ક્રિયા.
૫. પું. મિત્રતા; મૈત્રી; સંબંધ; દોસ્તી.
૬. પું. મિશ્રણ; મેળવણી.
૭. પું. સારો સંબંધ.
૮. પું. સ્નેહ; હેત.

**ઇખ્તિલાફ** ૧. ( ઇખ્‌તિલાફ ) [ અ. ઇખ્તિલાફ ( વિરોધ ) ] પું. ઈર્ષા; દ્વેષ.
૨. પું. ભિન્નપણું; જુદાઈ; ભેદ; અંતર; ફરક.
૩. પું. મતભેદ; વિરુદ્ધપણું; વિભિન્નતા.
ઇખ્તિલાફ રાઈ = મતભેદ.
૪. પું. વેર; દુશ્મનાવટ; અણબનાવ; વિરોધ.

**ઇખ્તિલાલ** ( ઇખ્‌તિલાલ ) [ અ. ખલલ ( તે મુશ્કેલીમાં હતો ) ] પું. અડચણ; મુશ્કેલી.

**ઇખ્તિસામ** (ઇખ્‌તિસામ) [ અ. ] પું. દુશ્મનાવટ; વેર.

**ઇખ્તિસાર** ( ઇખ્‌તિસાર ) ૧. [ અ. ખસર ( તેણે ટૂંકું કર્યું ) ] પું. ટાંચણ; ટૂંકી નોંધ.
૨. પું. સંક્ષેપમાં કહેવું તે; સારાંશ; મતલબ; ટૂંકો સાર; મુખ્તેસર હેવાલ.

**ઇખ્તિસાસ** ( ઇખ્‌તિસાસ ) [ અ. ] પું. ખાસ ગુણ; સ્વભાવ.

**ઇખ્તેસાર** ( ઇખ્‌તેસાર ) ૧. [ અ. ખસર ( તેણે ટૂંકું કર્યું ) ] પું. ટૂંકી નોંધ.
૨. પું. મુખ્તેસર હેવાલ; સંક્ષેપ; સાર; સારાંશ; મતલબ.

**ઇખ્ત્યાર** ( ઇખ્‌ત્યાર ) [ અ. ખયર ( તેણે પસંદ કર્યું ) ] પું. છૂટ.
ઇખ્ત્યાર કરવું = આખો દિવસ ઉપવાસ કરી સાંજે પારણું કરવું.

**ઇખ્ત્યારી** ૧. ( ઇખ્‌ત્યારી ) [ અ. ઇખ્તિયાર ] સ્ત્રી. છૂટ.
૨. સ્ત્રી. મુખત્યારી.
૩. સ્ત્રી. મુનસફી.

**ઇખ્લાસ** ( ઇખ્‌લાસ ) ૧. [ અ. ખલસ ( તેણે નક્કી કર્યું ) ] પું. અતિશય મેળાપ; ગાઢ મૈત્રી.
૨. પું. નિખાલસ સ્નેહ; એખલાસ; શુદ્ધ ભાવ.
૩. પું. પ્રેમ; પ્રીતિ; પ્યાર; મહોબત.

**ઇગ** [ સં. એક ] વિ. ( જૂ. ગુ. ) એક.
શત્રુંજય ઇગ જાત્રાથીજી,
પુણ્ય લહે નર સોઈ. જિનહર્ષ

**ઇગતપુરી** સ્ત્રી. ગુજરાતમાં આવેલું એક શહેર.

**ઇગરજી** [ પોર્ટુ. ઇગ્રિજિયા ] ન. ખ્રિસ્તી દેવળ; ખ્રિસ્તીઓનું પ્રાર્થનામંદિર. હિંદીમાં તેને ગિરજા પણ કહે છે.

**ઇગરદિગર** ૧. [ હિં. ] વિ. અવ્યવસ્થિત.
૨. વિ. બગાડેલું; નુકસાન કરેલું.
૩. વિ. સાંધામાંથી નીકળી ગયેલું.

**ઇગરી** વિ. હરમું; હળદરના સ્વાદનું.

**ઇગલીદીંગલી** સ્ત્રી. સોરઠ અને હાલારમાં રમાતી એ નામની એક રમત.

**ઇગારહ** ૧. [ સં. એકાદશત્ ] વિ. ( જૂ. ગુ. ) અગિયાર; ૧૧.
દીની મઇ તુમ્હ કુ ઇહાં, ઇગારહ સુબા માંહિ.
ગુણવિનય
૨. વિ. હોશિયાર.

**ઇગિંદ્રિય** [ સં. એકેંદ્રિય ] વિ. ( પ્રાકૃત ) એક ઇંદ્રિયવાળું; જેને શરીર સિવાય બીજી ઇંદ્રિયો ન હોય એવું. જેમકે, પૃથ્વી, પાણી, સ્થાવર જીવ.

**ઇગ્ગ્યારા** [ હિં. ] વિ. અગિયાર; ૧૧.

**ઇગ્નિયસ** [ અં. ] પું. પૃથ્વીના ગર્ભમાં રહેલ રસના જામી જવાથી થયેલ ખડક.

**ઇગ્નિશન** [ અં. ] ન. સળગાવવાની ક્રિયા.

**ઇગ્યારહ** [ હિં. ] વિ. અગિયાર; ૧૧.

**ઇગ્યુએન ઓડેન** ન. ગરોળીના વર્ગનું પેટે ચાલતું એક મજબૂત પ્રાણી. એનાં હાડકાં ઉપરથી જણાય છે કે તે ૬૦ થી ૮૦ ફૂટ લાંબું થતું અને પાછલા પગ ઉપર ઊભું રહેતું. તેનો ચહેરો જંગલી કૂતરાને મળતો હતો.

**ઇગ્વાના** [ અં. ઇગ્વાન ] સ્ત્રી. અમેરિકાના ગરમ ભાગમાં થતી પાટલા ઘોના આકારની મોટી ગરોળી. ત્યાંના લોક તેને ખાવામાં સ્વાદિષ્ઠ ગણે છે. પાંચ ફૂટ લાંબું આ પ્રાણી પાણીમાં તરી શકે, પણ મોટે ભાગે તે ઝાડ ઉપર રહે છે.

**ઇઘમાઝ** ( ઇઘ્‌માઝ ) ૧. [ અ. ઘમઝ ( તેણે ધ્યાન ન આપ્યું ) ] પું. આંખ આડા કાન; આંખ મીંચામણી.
૨. પું. છળભેદ; કપટ.
૩. પું. નખરાં; ઇશારા.
૪. પું. મગરૂરી.

**ઇઘમાઝી** ( ઇઘ્‌માઝી ) ૧. [ અ. ] વિ. કપટી; દગાબાજ.
૨. વિ. મગરૂર; ગર્વી; અભિમાની.

**ઇઘરાક** ( ઇઘ્‌રાક઼ ) ૧. [ અ. ] ન. કાવ્યમાં ખૂબ વખાણ કે નિંદા બતાવનારો શબ્દ.
૨. [ અ. ઘરક ( તે ડૂબ્યો ) ] ન. ડુબાવવાપણું.

**ઇઘલાક** ૧. ( ઇઘ્‌લાક ) [ અ. ] પું. મુશ્કેલી; અડચણ.
૨. પું. સમજવું અઘરું પડે તેવું કામ.

**ઇઘલામ** ૧. ( ઇઘ્‌લામ ) [ અ. ઘલમ ( તે કામાતુર થયો ) ] પું. કામાતુર કરવું તે.
૨. પું. લોંડાબાજી; સૃષ્ટિ વિરુદ્ધ કરાતું કામ.

**ઇચલામી** ( ઇચ્‌લામી ) [ અ. ] **વિ.** લોંડાબાજ; સૃષ્ટિ વિરુદ્ધ આચરણ કરનાર.

**ઇચવા** ( ઇઘ્વા ) ૧. [ અ. ] **પું.** ઉશ્કેરણી; ઉત્તેજિત કરવું તે.

૨. **પું.** લાલચ.

**ઇંચાલ** **સ્ત્રી.** આરંભની પાવડી.

**ઇચકબાંડી** **સ્ત્રી.** એ નામની એક રમત.

**ઇચરજ** [ હિં. ] **પું.** અચરજ; નવાઈ ભરેલો બનાવ.

**ઇચવું** ૧. [ સં. ઇર્ ( ખાવું ) ] **અ. ક્રિ.** ખૂબ ખાવું; અકરાંતિયાં થઈ ખાવું.

૨. **અ. ક્રિ.** નાખવું; ફેંકવું. રમતમાં બદી એટલે ગબીની અંદર પહેલવહેલી લખોટી જઈ પડે એવી રીતે લખોટી નાખવી તેને ઇચવું કહે છે.

૩. **અ. ક્રિ.** રમતની શરૂઆત કરવી. લખોટીની રમતમાં આ શબ્દ વપરાય છે

૪. **અ. ક્રિ.** ( ગ્રામ્ય ) હીંચવું; હીંચકો ખાવો.

૫. **અ. ક્રિ.** હોમવું; નુકસાનમાં ઉતારવું.

**ઇચાવવું** [ ઇચવુંનું પ્રેરક રૂપ ] **સ. ક્રિ.** મોઈને ગબીમાંથી ઉછાળી દૂર ફેંકાવવી. મોઈદાંડિયાની રમતમાં આ શબ્દનો ઉપયોગ થાય છે.

**ઇચાવું** [ ઇચવુંનું કર્મણિ રૂપ ] **અ. ક્રિ.** ગબીમાંથી ઉછાળીને મોઈ દૂર ફેંકાવી. આ શબ્દ મોઈદાંડિયાની રમતમાં વપરાય છે.

**ઇચિકિલ** ૧. **પું.** કાદવ; કીચડ.

૨. **પું.** નાનું તળાવ; તળાવડું.

**ઇચે** [ ઇ ( ત ) + ચે ( નું ) ] **વિ.** એવું; તેવું.

**ઇચ્છ** [ સં. ઇચ્છા ] **સ્ત્રી.** મુરાદ; મનોરથ.

**ઇચ્છક** ૧. **પું.** એક જાતનું ઝાડ; સંત્રાનું ઝાડ.

૨. **પું.** ( ગણિત ) શોધી કાઢવાની રકમ.

૩. [સં. ઇષ્ ( ઉમેદ બાંધવી ) ] **વિ.** ઇચ્છાવાળું; ઇચ્છનાર. આ શબ્દ સમાસમાં છેડે વપરાય છે. જેમકે, શુભેચ્છક; હિતેચ્છક.

**ઇચ્છન** [ સં. ઈક્ષણ ( આંખ ) ] **ન.** આંખ; ચક્ષુ; નેત્ર; લોચન.

> લોચન અંબક ચક્ષુ દગ **ઇચ્છન** રૂપાધીન;
> અલ્પ રીસ રાતાં નયન, જળક ભીના મીન.
> પિંગળલઘુકોષ

**ઇચ્છનધારા** ૧. [ સં. અવિચ્છિન્ન ( તૂટયા વગરનું ) + ધારા ( ધાર ) ] **સ્ત્રી.** અણતૂટ ધાર.

૨. **સ્ત્રી.** અભિષેકપાત્ર; ધાર પડવી ચાલુ રહે તેવું ઠામ.

**ઇચ્છનીય** [ સં. ઇષ્ ( ઇચ્છવું ) + અનીય ( જેવું ) ] **વિ.** ઇચ્છવા જેવું; ચાહવા લાયક.

**ઇચ્છવું** ૧. [ સં. ઇષ્ ( ઇચ્છવું ) ] **સ. ક્રિ.** અરજ કરવી; વીનવવું; પ્રાર્થના કરવી.

૨. **સ. ક્રિ.** આશા રાખવી; ઉમેદ બાંધવી; વાંછા કરવી.

૩. **સ. ક્રિ.** ઇચ્છા કરવી; ચાહવું.

૪. **સ. ક્રિ.** પસંદ પડવું; ગમવું.

૫. **સ. ક્રિ.** માગવું.

**ઇચ્છિંધારા** ૧. [ સં. અવિચ્છિન્ન ( સતત ) + ધારા ( ધાર ) ] **સ્ત્રી.** અણતૂટ ધાર.

૨. **સ્ત્રી.** અભિષેકપાત્ર; મૂર્તિ ઉપર ઘી વગેરેનો પ્રવાહ સતત પાડવા માટે વપરાતું વાસણ.

**ઇચ્છા** ૧. [ સં. ] **પું.** ( પિંગળ ) સાત મગણ અને બે ગુરુ મળી ત્રેવીસ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તે વિકૃતિનો એક ભેદ છે.

૨. **સ્ત્રી.** અગાઉ ભોગવેલા પદાર્થનું સ્મરણ.

૩. [ સં. ઇષ્ ( ઇચ્છવું ) ] **સ્ત્રી.** અભિલાષા; આકાંક્ષા; વાંછના. કામ, અભિલાપ, રાગ, સંકલ્પ, કારુણ્ય, વૈરાગ્ય, ભાવ ઇચ્છાના ભેદ છે. વેદાંત અને સાંખ્યમાં ઇચ્છા મનનો ધર્મ ગણાય છે, પણ ન્યાય અને વૈશેષિકમાં તે આત્માનો ધર્મ અગર બ્યાપાર મનાય છે.

૪. **સ્ત્રી.** ( જૈન ) અંધારિયાની રાત્રિ.

૫. **સ્ત્રી.** ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા એ ત્રણમાંનું એક પ્રારબ્ધ કર્મ.

૬. **સ્ત્રી.** ઉમેદ; આશા; મનોરથ; મુરાદ.

૭. **સ્ત્રી.** ( ગણિત ) કરેલ સિદ્ધાંત; કૃત્ય; ઉપપાદ્ય; 'પ્રૉબ્લેમ'.

૮. **સ્ત્રી.** કંઈ મેળવવા કે ભોગવવાની ભાવના; ચાહના; એષણા; જિજ્ઞાસા; મરજી; રુચિ; લાલસા. કોઈ વસ્તુ મેળવવાનો મનનો જુસ્સો હોય તેને ઇચ્છા કહે છે. કાંઈ પ્રાપ્ત કરવાનો તરંગ તેને મરજી કહે છે. તરંગ ક્ષણિક હોય. ઇચ્છામાં વિચાર અને વિવેકનો સમાવેશ થાય છે.

૧. ઇચ્છા પૂરી પાડવી = સંતોષવું.

૨. ઇચ્છામાં આવે તેમ કરવું = ગમે તેમ વર્તવું.

૯. **સ્ત્રી.** કામના; વાસના.

૧૦. **સ્ત્રી.** ( ન્યાય ) ચોવીસમાંનો એક ગુણ. ચોવીસ ગુણ: રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિણામ, પૃથક્ત્વ, સંયોગ, વિયોગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુ:ખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ, અધર્મ અને શબ્દ.

૧૧. **સ્ત્રી.** ( ગણિત ) ત્રિરાશિનાં પદ માંડવાની જૂની રીત પ્રમાણેનું ત્રીજું પદ; અત્યારની રીત પ્રમાણે સમ ત્રિરાશિનું બીજું અને વ્યસ્ત ત્રિરાશિનું પહેલું પદ; પ્રમાણ, ફલ અને ઇચ્છા એ ત્રણમાંનું ત્રીજું પદ.

> જે રાશિનો હિસાબ કરવાનો હોય અને જે પ્રમાણ નિજ જાતની રકમ હોય તે **ઇચ્છા** કહેવાય છે.
> લીલાવતી

૧૨. **સ્ત્રી.** પખવાડિયાની પંદરમાંની અગિયારમી રાત્રિ.

૧૩. **સ્ત્રી.** ભગ; નસીબ.

૧૪. **સ્ત્રી.** માગ; માલની માગણી; 'ડીમાંડ'.

૧૫. **સ્ત્રી.** લોભ; ઉત્કંઠા; તૃષ્ણા; ભાવ.

૧૬. **સ્ત્રી.** વિનતિ; અરજ.

**ઇચ્છા અનિચ્છા** [ સં. ઇચ્છા ( મરજી ) + અન્ ( નહિ ) + ઇચ્છા ( મરજી ) ] **સ્ત્રી.** ઇચ્છા અને વગર ઇચ્છા; મરજી કમરજી.

**ઇચ્છાકામ** [ સં. ઇચ્છા ( અભિલાષા ) + કામ ( ઇચ્છા ) ] **પું.** નહિ મળેલ વસ્તુની અભિલાષા.

**ઇચ્છાકાર** [ સં. ઇચ્છા ( મરજી ) + કાર ( કરનાર ) ] **પું.** ગુરુનો હુકમ ઉમંગથી ઉઠાવવાપણું; ગુરુની આજ્ઞાનું હોંશથી પાલન.

**ઇચ્છાકૃતા** [ સં. ઇચ્છા ( મરજી ) + કૃત ( કરેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] **સ્ત્રી.** ઠરાવ ઉપરાંત પોતાની મરજીથી ચડાવી દીધેલું વ્યાજ.

**ઇચ્છાગુણ** [ સં. ઇચ્છા ( મરજી ) + ગુણ ( સ્વભાવ ) ] **પું.** ( વેદાંત ) ઇચ્છારૂપ સ્વભાવ. નિત્ય ઇચ્છા અને અનિત્ય ઇચ્છા એવા બે જાતના ઇચ્છાગુણ છે. ઇચ્છા આત્મામાં જ રહે છે. ઈશ્વરમાં ઇચ્છા નિત્ય અને એક હોય. જીવાત્મામાં ઇચ્છા અનિત્ય હોય અને તે ફલેચ્છા અને ઉપાયેચ્છા એવા બે પ્રકારની હોય.

**ઇચ્છાઘાત** [ સં. ઇચ્છા ( મરજી ) + ઘાત ( નાશ ) ] **પું.** મરજીનો નાશ.

**ઇચ્છાચાર** [ સં. ઇચ્છા ( મરજી ) + આચાર ( વર્તન ) ] **પું.** મરજીમાં આવે તે પ્રમાણે વર્તન.

**ઇચ્છાચારી** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + ચારિન્ ( વર્તનાર ) ] **વિ.** જક્કી; જિદ્દી; દુરાગ્રહી; હઠીલું.

૨. **વિ.** પોતાની મરજી પ્રમાણે ચાલનાર; મનગમતી રીતે વર્તનારું; સ્વચ્છંદી.

૩. **વિ.** સ્વતંત્ર સ્વભાવનું.

**ઇચ્છાચ્છંદ** [ સં. ઇચ્છા ( મરજી ) + છંદ ( લત ) ] **વિ.** મરજી મુજબનું.

**ઇચ્છાજન્ય** [ સં. ઇચ્છા ( મરજી ) + જન્ય ( પેદા થયેલું ) ] **વિ.** મરજીથી થયેલું.

**ઇચ્છાતુર** [ સં. ઇચ્છા ( ચાહના ) + આતુર ( પીડાતું ) ] વિ. અભિલાષી; ચાહનારૂં.

**ઇચ્છાદાન** [ સં. ઇચ્છા ( અભિલાષ ) + દાન ( આપવાપણું ) ] ન. અભિલાષ પૂરી પાડવાપણું.

**ઇચ્છાદિક્છાયા** [ સં. ઇચ્છા ( અંધારિયાની રાત્રિ ) + દિક્ ( દિશા ) + છાયા ] સ્ત્રી. (જ્યોતિષ) દિનરાત સરખાં હોય તે દિવસે છાયાકર્ણ જેવડી ત્રિજ્યા ( રેડિઅસ )વાળા લઘુગોળમાં નતાંશ ( ઝેનિથ ડિસ્ટન્સ )ની જ્યા (સાઇન)ને ઠેકાણે આવતું ફળ.

**ઇચ્છાધીન** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + અધીન ( તાબે ) ] વિ. મનના અંકુશ નીચે હોય એવું; 'વૉલન્ટરિ'. સ્નાયુ બે જાતના છે: ઇચ્છાધીન અને ઇચ્છાનધીન.

૨. વિ. મરજી પ્રમાણે ચાલનાર.

**ઇચ્છાનધીન** [ સં. ઇચ્છા ( મરજી ) + અન્ ( નહિ ) + અધીન ( વશ ) ] વિ. નિરંકુશ.

**ઇચ્છાનિવૃત્તિ** [ સં. ઇચ્છા ( મરજી ) + નિવૃત્તિ ( પાયમાલી ) ] સ્ત્રી.' ભોગતૃષ્ણા છોડી દેવાપણું.

**ઇચ્છાનુકૂલ** [ સં. ઇચ્છા ( મરજી ) + અનુકૂલ ( બંધબેસતું ) ] વિ. મરજી પ્રમાણેનું.

**ઇચ્છાનુગચેષ્ટા** [ સં. ઇચ્છા ( મરજી ) + અનુ ( પ્રમાણે ) + ગ ( જનાર ) + ચેષ્ટા ( ક્રિયા ) ] સ્ત્રી. મરજી પ્રમાણે થતી સ્નાયુઓની ક્રિયા.

**ઇચ્છાનુગા** [ સં. ઇચ્છા ( મરજી ) + અનુ (પ્રમાણે ) + ગા ( જનારી ) ] સ્ત્રી. પરતંત્ર પેશી; ઇચ્છા મુજબ હલનચલન કરતી પેશી. તે મુખ્યત્વે શરીરના બહારના ભાગમાં હોય છે.

**ઇચ્છાનુરૂપ** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + અનુરૂપ ( પ્રમાણે ) ] વિ. મરજી પ્રમાણેનું; સ્વેચ્છા મુજબનું.

૨. અ. મરજી મુજબ.

**ઇચ્છાનુસાર** [ સં. ઇચ્છા ( મરજી ) + અનુ ( જેમ ) + સૃ ( જવું ) ] અ. મરજી મુજબ.

**ઇચ્છાનુસારિણી** [ સં. ઇચ્છા ( મરજી ) + અનુ (પ્રમાણે) + સારિન્ ( ચાલનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. કોઈની મરજી પ્રમાણે ચાલનારી.

**ઇચ્છાનુસારિણીક્રિયાશક્તિ** [સં. ઇચ્છા (મરજી) + અનુ ( પ્રમાણે ) + સારિણી ( ચાલનારી ) + ક્રિયા ( કામ ) + શક્તિ ( બળ )] સ્ત્રી. યોગથી મળતી એક શક્તિ. તેને લીધે યોગીઓની ઇચ્છા પ્રમાણે કારણ વિના કામ પાર પડી જાય છે. જેમકે, માટી વિના ઘડો, બી વિના ઝાડ.

**ઇચ્છાનુસારી** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + અનુ ( પ્રમાણે ) + સારિન્ ( ચાલનાર ) ] વિ. પોતાની મરજી પ્રમાણે વર્તનારૂં; આપમુખત્યાર; સ્વચ્છંદી; મનમોજી.

૨. વિ. મરજી પ્રમાણેનું.

**ઇચ્છાન્યાય** [ સં. ઇચ્છા ( મરજી ) + ન્યાય ( ઇન્સાફ ) ] પું. મરજી એ જ કાયદો એવે ધોરણે અપાતો આપખુદ ઇન્સાફ.

**ઇચ્છાન્વિત** ૧. [ સં. ઇચ્છા ( આશા ) + અન્વિત ( વાળું ) ] વિ. આશાભર્યું.

૨. વિ. જેને ઇચ્છા હોય એવું; વાસનાવાળું.

**ઇચ્છાપત્ર** [ સં. ઇચ્છા ( મરજી ) + પત્ર ( દસ્તાવેજ ) ] ન. મૃત્યુપત્ર; વસિયતનામું.

**ઇચ્છાપરિમાણ** ૧. [ સં. ઇચ્છા ( અભિલાષા ) + પરિમાણ ( હદ ) ] ન. ઇચ્છાની મર્યાદા.

૨. ન. ( જૈન ) મનકામનાની હદ બાંધવા સંબંધી શ્રાવકનું પાંચમું વ્રત.

**ઇચ્છાપુરઃસર** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + પુરઃસર ( આગળ ચાલતું ) ] અ. આપખુશીથી; મરજી મુજબ.

૨. અ. જાણીજોઈને; ઇરાદાપૂર્વક.

**ઇચ્છાપૂરતું** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + પૃ ( ભરવું ) ] વિ. આશા પૂર્ણ થાય તેટલું; મનને ગમે તેટલું; જોઈએ તેટલું; રુચિ પ્રમાણેનું.

૨. વિ. પુષ્કળ.

**ઇચ્છાપૂર્તિ** [ સં. ઇચ્છા ( આશા ) + પૂર્તિ ( પૂરૂં થવું તે ) ] સ્ત્રી. આશા પાર પડવાપણું.

**ઇચ્છાપૂર્વક** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + પૂર્વક (સહિત )] અ. આપખુશીથી; હોંશભેર; મરજી મુજબ; મનથી; ગોઠે તે પ્રમાણે; રાજીખુશીથી; ઉમંગથી.

૨. અ. ઇરાદાથી; જાણીજોઈને.

૩. અ. ઉત્કંઠિતપણે; આતુરતાથી.

**ઇચ્છાપ્રણીત** [ સં. ઇચ્છા ( મરજી ) + પ્ર ( વિશેષ ) + નીત ( દોરાયેલ ) ] વિ. ( જૈન ) સંસાર વધે એવા કામકાજમાં ઘસડાયેલ.

**ઇચ્છાપ્રારબ્ધ** [ સં. ઇચ્છા ( મરજી ) + પ્રારબ્ધ ( શરૂ કરેલું ) ] ન. ( વેદાંત ) મરજીથી કરાતી ક્રિયા.

**ઇચ્છાપ્રેરિત** [ સં. ઇચ્છા ( મરજી ) + પ્રેરિત ( ગતિ અપાયેલું ) ] વિ. મરજીને લીધે થતું.

**ઇચ્છાફલ** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + ફલ ( પરિણામ ) ] ન. ઇચ્છ્યા પ્રમાણે થવાપણું; ધાર્યા પ્રમાણેનું પરિણામ.

૨. ન. ( ગણિત ) ત્રિરાશિમાં આપેલ પદ એટલે પ્રમાણ, ફળ અને ઇચ્છા એ ત્રણ સંખ્યા ઉપરથી શોધી કઢાતી ચોથી સંખ્યા; ત્રિરાશિમાં કાઢવાનું ચોથું પદ.

**ઇચ્છાફળ** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + ફલ ( પરિણામ ) ] ન. ઇચ્છેલ પરિણામ.

૨. ન. ( ગણિત ) ત્રિરાશિમાં શોધવાનું ચોથું પદ.

**ઇચ્છાબલ** [ સં. ઇચ્છા ( મરજી ) + બલ ( શક્તિ ) ] ન. મનોબળ; સંકલ્પનું જોર; આત્મબળ.

**ઇચ્છાબળ** [ સં. ઇચ્છા ( મરજી ) + બલ ( શક્તિ ) ] ન. ઇચ્છાશક્તિ.

**ઇચ્છાબાધક** [ સં. ઇચ્છા ( મરજી ) + બાધક ( અટકાવ કરનારૂં ) ] વિ. મરજી મુજબ ન થવા દેનારૂં; ઇચ્છા પ્રમાણે કરવામાં અટકાયતરૂપ.

**ઇચ્છાબોધક** [ સં. ઇચ્છા ( મરજી ) + બોધક ( જણાવનારૂં ) ] વિ. મરજી જણાવનારૂં.

**ઇચ્છાભેદી** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + ભિદ્ ( ઢીલું કરવું ) ] સ્ત્રી. (વૈદક) ધાર્યા હોય તેટલા રેચ લગાડે તેવી રસની બનાવટ. ટંકણખાર, પારો, મરી, ગંધક દરેક એકેક તોલો, સૂંઠ બે તોલા અને નેપાળાનાં બી નવ તોલા લઈ ભાંગરાના રસમાં એકેક રતીની ગોળી કરવી. અથવા પારો, ગંધક, અભ્રક, તાંબું, હરતાલ, વછનાગ, ત્રિકટુ, ત્રિફલા અને ટંકણખાર સરખે ભાગે લઈ તેના એકંદર વજન જેટલો તેમાં નેપાળો મેળવી ભાંગરાના રસમાં ત્રણ દિવસ ઘૂંટી એકેક રતીની ગોળી કરવી. અથવા સૂંઠ, મરી, પારો, ગંધક અને ટંકણખાર એકેક તોલો અને નેપાળો ત્રણ તોલા લઈ ભાંગરાના રસમાં ઘૂંટી એકેક રતીની ગોળી કરવી. અનુપાન તરીકે ઠંડું પાણી પીવું. જેટલા ઘૂંટડા પાણી પીવામાં આવે તેટલા જુલાબ થાય. જુલાબ વાળવો હોય ત્યારે ગરમ ખીચડી અને ઘી ખાવું.

૨. સ્ત્રી. ( વૈદક ) સખ્ત જુલાબની એક ઔષધિ. તેની એકથી બે ગોળી પાણી સાથે લેવાથી સાત આઠ વખત જુલાબ થાય. વધારે જુલાબ લાગે તો તે બંધ કરવા સાકરનું પાણી કે છાશ અપાય.

૩. વિ. જેટલા રેચની મરજી હોય તેટલા રેચ લગાડનાર.

**ઇચ્છાભેદીરસ** [ સં. ઇચ્છા ( મરજી ) + ભેદિન્ ( રેચક ) + રસ ( પારો ) ] પું. ( વૈદક ) એ નામની એક રેચક દવા. શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ટંકણ અને મરી દરેક એકેક ભાગ, સૂંઠ ત્રણ ભાગ અને નેપાળાનાં બી નવ ભાગ લઈ પાણીમાં મેળવી એકેક રતીની ગોળી કરવી.

તેની માત્રા એક રતીની છે.

**ઇચ્છાભેદીવટિકા** [ સં. ઇચ્છા ( મરજી ) + ભેદિન્ ( રેચક ) + વટિકા ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) મરજી હોય તેટલી વખત રેચ લગાડનાર ગોળી.

**ઇચ્છાભોજન** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + ભુજ્ ( ખાવું ) + અન ( પણું ) ] ન. ગમતું અને ભાવતું ભોજન; રુચિ અનુસાર જમણ; ખાવાની મરજી હોય તે ખાવું તે.

૨. ન. જમનારની મરજી પ્રમાણેની રસોઇનું જમણ; ખાવાની ઇચ્છા મુજબ ખવડાવવાપણું.

૩. ન. મન સંતુષ્ટ થાય તેટલું જમણ.

૪. ન. રુચિને અનુકૂળ ખાવાની ચીજ.

**ઇચ્છામરણી** [ ઇચ્છા ( મરજી ) + મરણ ( મોત ) + ઈ ( વાળું ) ] વિ. મરજીમાં આવે ત્યારે મરનાર; ઇચ્છાનુસાર મરવાની શક્તિવાળું.

મહાભારત કાલમાં **ઇચ્છામરણી** ભીષ્મપિતામહે પિતરોની ઋતુમાં પ્રાણત્યાગ કરવાનું બંધ કર્યું. આર્યોના તહેવારનો ઇતિહાસ

**ઇચ્છામૂર્ચ્છા** [ સં. ઇચ્છા ( મરજી ) + મૂર્ચ્છા ( આસક્તિ ) ] સ્ત્રી. પ્રબળ મનોરથ; ઘણો મોહ.

**ઇચ્છામૂલત્વવાદ** [ સં. ઇચ્છા ( મરજી ) + મૂલ ( પાયો ) + ત્વ ( પણું ) + વાદ ( મત ) ] પું. માણસની વૃદ્ધિ અને અનુભવ એ બેયમાં અને વિશ્વનાં બંધારણ અને વિકાસમાં ઇચ્છા એ આખરી સિદ્ધાંત છે એવો મત; 'વૉલન્ટરિઝમ'.

**ઇચ્છાયાં સમર્યાદ** [ સં. ઇચ્છાયામ્ ( મરજીમાં ) + સ ( સહિત ) + મર્યાદા ( હદ ) ] પું. પુરુષોત્તમનું એક નામ.

**ઇચ્છારાહિત્ય** [ સં. ઇચ્છા ( મરજી ) + રાહિત્ય ( વગરનું હોવાપણું ) ] ન. તૃપ્તિ; સંતોષ.

મહાન ઈશ્વરનાં છ અંગ શાસ્ત્ર જાણનારાઓએ કહ્યાં છેઃ સર્વજ્ઞપણું, તૃપ્તિ એટલે **ઇચ્છારાહિત્ય**, અનાદિ કાળથી જ્ઞાન, સ્વતંત્રતા, નિરંતર અખંડિત રહે એવી શક્તિ અને અનંત શક્તિ. સિદ્ધાંતદર્શન

**ઇચ્છાર્થક** [ સં. ઇચ્છા ( મરજી ) + અર્થક ( સૂચક ) ] વિ. મરજી બતાવનારું.

**ઇચ્છાલગ્ન** [ સં. ઇચ્છા ( મરજી ) + લગ્ન ( વિવાહ ) ] ન. યુવક યુવતીનો પોતાની પસંદગીની વ્યક્તિ સાથે વિવાહ.

**ઇચ્છાલેખ પ્રમાણપત્ર** [ સં. ઇચ્છા ( મરજી ) + લેખ ( ખત ) + પ્રમાણપત્ર ( ખાતરીપત્રક ) ] ન. વસિયતનામાનું પ્રમાણપત્ર.

**ઇચ્છાલોભ** [ સં. ઇચ્છા ( મરજી ) + લોભ ( તૃષ્ણા ) ] પું. મોટી લાલચ; ઘણી તૃષ્ણા; ઝાઝો લોભ.

**ઇચ્છાલોભિક** [ સં. ઇચ્છા ( મરજી ) + લોભ ( અભિલાષા ) + ઇક ( વાળું ) ] વિ. મહા લોભી.

**ઇચ્છાલોલ** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + લોલ ( તૃષ્ણાવાળું ) ] પું. મહા લોભ.

૨. વિ. બહુ લોભી.

**ઇચ્છાવતી** [ સં. ઇચ્છા ( મરજી ) + વતી ( વાળી ) ] વિ. સ્ત્રી. ધન વગેરેના લોભવાળી.

**ઇચ્છાવર** [ સં. ઇચ્છા ( મરજી ) + વૃ ( પસંદ કરવું ) ] પું. જાતે પસંદ કરેલો પતિ. અગાઉ કન્યાઓને ઇચ્છાવર વરવાની છૂટ હતી. માબાપ કે વડીલો નહિ પરંતુ કન્યા પોતે જ સ્વયંવર નામના મેળાવડામાં પોતાને ગમે તેવો વર પસંદ કરી તેને પરણતી.

**ઇચ્છાવસુ** [ સં. ઇચ્છા ( મરજી ) + વસુ ( ધન ) ] પું. કુબેર. તેની પાસે મન તૃપ્ત થાય એટલી દોલત હોવાનું મનાવાથી તે ઇચ્છાવસુ કહેવાય છે.

**ઇચ્છાવાચક** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + વાચક ( જણાવનાર ) ] વિ. મરજી દર્શાવનાર.

૨. વિ. ( વ્યાકરણ ) મિશ્રકાળના એક પ્રકારનું. આ મિશ્રકાળના ત્રણ ભેદઃ (૧) ઇચ્છાવાચક વર્તમાન. જેમકે, જવાનો છે. (૨) ઇચ્છાવાચક ભૂત. જેમકે, જવાનો હતો. (૩) ઇચ્છાવાચક ભવિષ્ય. જેમકે, જવાનો હશે.

**ઇચ્છાવાદ** [ સં. ઇચ્છા ( મરજી ) + વાદ ( મત ) ] પું. માણસની વૃદ્ધિ અને અનુભવ એ બેયમાં અને વિશ્વનાં બંધારણ અને વિકાસમાં ઇચ્છા એ આખરી સિદ્ધાંત છે એવો મત; ઇચ્છામૂલત્વવાદ; 'વૉલન્ટરિઝમ'.

**ઇચ્છાવાદી** [ સં. ઇચ્છા ( મરજી ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. ઇચ્છાવાદમાં માનનારું.

**ઇચ્છાવાન** [ સં. ઇચ્છા ( મરજી ) + વત્ ( વાળું ) ] વિ. તૃષ્ણાવાળું; મરજી રાખનારું.

**ઇચ્છાવિહીન** [ સં. ઇચ્છા ( મરજી ) + વિહીન ( વગરનું ) ] વિ. મરજી વિનાનું; તૃષ્ણા રહિત.

**ઇચ્છાવિહીનતા** [ સં. ઇચ્છા ( મરજી ) + વિહીન ( વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઉમેદ વગરનું હોવાપણું.

**ઇચ્છાવ્યાપાર** [ સં. ઇચ્છા ( મરજી ) + વ્યાપાર ( ક્રિયા ) ] પું. વિચાર કરવાની શક્તિની પ્રવૃત્તિ; સંકલ્પ કરવાપણું.

અવધાનમાં સામાન્ય રીતે દૃષ્ટિ સ્થિર કરવી પડે છે, માથું અને આખું શરીર અમુક સ્થિતિમાં રાખવું પડે છે, અને એ બધી સ્થિરતા કોઈ પ્રકારના **ઇચ્છાવ્યાપારથી** જ સંભવે છે. મણિલાલ નભુભાઈ

**ઇચ્છાશક્તિ** ૧. સ્ત્રી. બ્રહ્માની શક્તિ.

૨. [ સં. ઇચ્છા ( મરજી ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. હૃદયબળ; સંકલ્પનું જોર; મનોબળ.

**ઇચ્છાસ્વયંવર** [ સં. ઇચ્છા ( મરજી ) + સ્વયં ( પોતાની મેળે ) + વર ( પસંદ કરવું તે ) ] પું. કન્યાની મરજી પ્રમાણે વરની પસંદગી.

**ઇચ્છાસ્વાતંત્ર્ય** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + સ્વાતંત્ર્ય ( સ્વતંત્રપણું ) ] ન. પોતાથી ચલાવાતું રાજ્ય; સ્વરાજ્ય; સ્વતંત્ર રાજ્ય; 'ઑટૉનોમિ'.

૨. ન. સ્વતંત્રપણે કામ કરવાની સત્તા; 'ફ્રી વિલ'.

**ઇચ્છાસ્વાતંત્ર્યવાદ** [ સં. ઇચ્છા ( મરજી ) + સ્વાતંત્ર્ય ( સ્વતંત્રપણું ) + વાદ ( મત ) ] પું. માણસની વૃદ્ધિ અને અનુભવ એ બેયમાં અને વિશ્વનાં બંધારણ અને વિકાસમાં ઇચ્છા એ આખરી સિદ્ધાંત છે એવો મત; 'વૉલન્ટરિઝમ'.

**ઇચ્છાંક** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + અંક ( આંકડો ) ] પું. ( ગણિત ) ધારેલી સંખ્યા ઉપરથી ખરો ઉત્તર કાઢવાની રીત; ઇષ્ટરાશિ.

૨. પું. ( ગણિત ) ધારેલો આંકડો.

૩. પું. મરજી; ઉત્કંઠા; આકાંક્ષા; તૃષ્ણા.

**ઇચ્છાંકુર** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + અંકુર ( ફણગો ) ] પું. અંકુર જેવી ઇચ્છા.

ઇચ્છાંકુર મનુષ્ય માત્રમાં જન્મથી મુકાયેલો છે. આમાં રૂપક કે ઉપમા લઈ શકાય, કેમકે ઇચ્છાંકુરનો વિગ્રહ બે રીતે થઈ શકે છે. 'અંકુર જેવી ઇચ્છા' એમ ઉપમિત સમાસ લઈએ તો ઉપમાલંકાર થાય છે. પણ 'ઇચ્છા એ જ અંકુર' એવો વિગ્રહ કરી કર્મધારય સમાસ લઈએ તો અલંકાર રૂપક થાય છે. બૃહદ્ વ્યાકરણ

૨. પું. ઇચ્છાનો ફણગો.

**ઇચ્છાંબર** ૧. [ સં. ઇચ્છા ( મરજી ) + અંબર ( આકાશ ) ] ન. ઇચ્છારૂપી આકાશ.

૨. [ સં. ઇચ્છા ( મરજી ) + અંબર ( વસ્ત્ર ) ] ન. મરજીરૂપી કપડું.

**ઇચ્છિત** [ સં. ઇષ્ ( ઇચ્છવું ) + ઇત ( એલ ) ] વિ. ધારેલું; વાંછિત; અભીષ્ટ; ચાહેલું.

**ઇચ્છિતશબ્દ** ૧. [ સં. ઇચ્છિત ( ઇચ્છેલું ) + શબ્દ ( બોલ ) ] પું. ધારેલો શબ્દ.

૨. પું. શબ્દની બે માંહેની એ નામની એક જાત. બોલનાર જ્યારે અર્થનો વિચાર કરીને શબ્દ બોલે ત્યારે તે ઇચ્છિત કહેવાય છે. ઇચ્છિત શબ્દની ચાર જાતઃ (૧) ચૈતન્ય, (૨) સંકલ્પ, (૩) પ્રાણ અને (૪) દેહી. તે

પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચાર જાતની વાણીથી પેદા થાય છે.

**ઇચ્છિતસ્થાન** [ સં. ઇચ્છિત ( ધારેલું ) + સ્થાન ( ઠેકાણું ) ] ન. ધારેલું ઠેકાણું.

**ઇચ્છિતાનુગત** [ સં. ઇચ્છિત ( ઇચ્છેલું ) + અનુ ( પાછળ ) + ગત ( ગયેલ ) ] વિ. મરજી મુજબનું.

**ઇચ્છિતાનુગત** ત્યાં ફળ થાય.
ઇંદ્રજિતવધ

**ઇચ્છુ** ૧. [ સં ઇક્ષુ ] સ્ત્રી. શેરડી.
૨. [ સં. ] વિ. આકાંક્ષા રાખનાર; અભિલાષી; ચાહનાર. આ શબ્દ સમાસને અંતે વપરાય છે. જેમકે, હિતેચ્છુ; મોક્ષેચ્છુ.
૩. વિ. તૃષ્ણા રાખવાના સ્વભાવવાળું.

**ઇચ્છુક** ૧. [ સં. ] પું. એક જાતનું ઝાડ.
૨. વિ. અભિલાષી; ઇચ્છાવાળું; ખ્વાહિશમંદ; ચાહનાર.

**ઇચ્છુમેહ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + મેહ ( પેશાબનો એક રોગ ) ] પું. મધુપ્રમેહ; પેશાબમાં સાકર જવાનું દરદ; ઇક્ષુમેહ.

**ઇચ્છુમેહી** [ સં. ઇક્ષુ ( શેરડી ) + મેહ ( પેશાબનો એક રોગ ) + ઇન્ ( વાળું ) ] વિ. મધુપ્રમેહના રોગવાળું.

**ઇચ્છુરસ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ( પ્રવાહી ) ] પું. શેરડીનો રસ; ઇક્ષુરસ.

**ઇચ્છેલું** [ સં. ઇચ્છિત ] વિ. ઇચ્છિત; ધારેલું; કામના કરેલું.

**ઇછક** [ સં. ઇચ્છક ] વિ. ઇચ્છનાર; ચાહનાર; ઇચ્છુ.

નાં **ઇછક** નાં ઇછાઈ. અખો

**ઇછવું** [ સં. ઇષ્ ( ઇચ્છવું ) ] સ. ક્રિ. ચાહવું; ઇચ્છા કરવી.

**ઇછાઈ** [ સં. ઇચ્છા ] સ્ત્રી. ઇચ્છા; મરજી.

**ઇછાભોજન** [ સં. ઇચ્છા ( મરજી ) + ભુજ્ ( ખાવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ભાવે એવું ખાણું.

**ઇછાભોજન** માગઇ જતી;
તવ બોલી ચંગાવતી.
સગાળશા આખ્યાન

**ઇછુ** [ સં. ઇક્ષુ ] સ્ત્રી. શેરડી.

**ઇછુકાંડ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + કાંડ ( કટકો ) ] પું. શેરડીની કાતળી; ઇક્ષુકાંડ.

**ઇછુમતી** સ્ત્રી. બંગાળાની એ નામની નદી.

**ઇછુમેહ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + મેહ ( પેશાબનો એક રોગ ) ] પું. મધુપ્રમેહ. તેમાં પેશાબની સાથે સાકર જાય છે.

**ઇછુમેહી** [ સં. ઇક્ષુ ( શેરડી ) + મેહ ( પેશાબનો એક રોગ ) + ઇન્ ( વાળું ) ] વિ. મધુપ્રમેહના દરદવાળું.

**ઇછુરસ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રસ ] પું. શેરડીનો રસ; ઇક્ષુરસ.

**ઇછુસાર** [ સં. ઇક્ષુ ( શેરડી ) + સાર ( સત્ત્વ ) ] પું. શુદ્ધ નહિ કરેલી ખાંડ.

**ઇછે** અ. ( કચ્છી ) અહીં.

**ઇજખર** [ ફા. ] ન. રોહીસાનું ઘાસ.

**ઇજણ** [ અ. ઇજ્ન ( આમંત્રણ ) ] સ્ત્રી. નોતરું; આમંત્રણ.

**ઇજત** ૧. [ અ. ઇઝ્ઝત ] સ્ત્રી. આબરૂ; કીર્તિ.
૨. સ્ત્રી. માન; પ્રતિષ્ઠા.

**ઇજતરાબ** [ અ. ઇઝતિરાબ ] સ્ત્રી. બેચેની; અસ્વસ્થતા.

**ઇજતિનાબ** ૧. [ અ. જનબ ( તે દૂર રહ્યો ) ] પું. આત્મસંયમ; પોતાના મન ઉપર કાબૂ રાખવાપણું.
૨. પું. ઉપવાસ.
૩. પું. તપ.
૪. પું. ત્યાગ; દૂર રહેવું તે.
૫. પું. મિતાહાર.

**ઇજતિમા** ૧. [ અ. જમઅ ( તેણે એકઠું કર્યું ) ] પું. એકઠું કરવાનું કામ.
૨. પું. ( જ્યોતિષ ) યોગ.

**ઇજતિહાદ** ૧. [ અ. જહદ (તેણે યત્ન કર્યો ) ] પું. યત્ન; ઉદ્યમ.
૨. [ અ. જહાદ ( ધર્મયુદ્ધ ) ] સ્ત્રી. કાફરોની સામે ધર્મયુદ્ધ.

**ઇજન** [ અ. ] ન. આમંત્રણ; નોતરું.
ઇજન કરવું = (૧) આમંત્રણ કરવું; નોતરું દેવું (૨) માનભેર બોલાવવું; તેડાવવું.

**ઇજનેર** ૧. [ અં. એન્જિનીઅર ] પું. બાંધકામ ખાતાનો અધિકારી; બાંધકામ વગેરેની યોજના કરનાર આદમી; નકશા, બાંધકામ અને યંત્રશાસ્ત્રના કાયદાની માહિતી હોય એવો માણસ.
૨. પું. યંત્રવિદ્યા જાણનાર આદમી; યંત્રશાસ્ત્રી.

**ઇજનેરકલા** સ્ત્રી. રચનાશાસ્ત્ર.

**ઇજનેરખાતું** ન. બાંધકામ ખાતું; નહેરો, ગટર, પુલ, રસ્તા, મકાન વગેરે બાંધકામને લગતાં માપ, હિસાબ, નકશા, અડસટ્ટા અને યંત્ર સંબંધી કામ કરનારું ખાતું.

**ઇજનેરી** ૧. [ અં. એન્જિનીઅરિંગ ] સ્ત્રી. બાંધકામની કળા; ઇજનેરી કામ.
૨. વિ. ઇજનેર ખાતાની સાથે સંબંધ ધરાવતું; ઇજનેરના કામને લગતું; યંત્ર સંબંધી; યાંત્રિક; મકાન, નહેર, તળાવ વગેરે બાંધવાનાં કામકાજ અને તેને લગતા હિસાબ, અડસટ્ટા, નકશા વગેરેને લગતું.

**ઇજનેરું** [ અં. એન્જિનીઅરિંગ ] ન. શિલ્પકળા.

**ઇજમા** ૧. [ અ. જમઅ ( તેણે એકઠું કર્યું ) ] પું. આખો જથ્થો.
૨. પું. એકઠા થવાનું કામ.
૩. પું. ટોળું.
૪. પું. સભા.
૧. ઇજમા યે ઉમ્મત = (૧) એકમતથી પાડેલી હા. (૨) લોકોની સામાન્ય સભા.
૨. ઇજમા યે સહીબત = કાયદાના મુદ્દા ઉપર પેગંબરના સાથીઓનો એકમતી પુરાવો.
૫. સ્ત્રી. બઢાઈ; મોટાઈ; બુલંદી.

**ઇજમાલ** ૧. [ અ. જમલ ( તેણે એકઠું કર્યું ) ] પું. કુલ; સમષ્ટિ.
૨. પું. કોઈ ચીજ ઉપર અમુક લોકની મજિયારી માલિકી.
૩. પું. ટૂંકી નોંધ; સંક્ષિપ્ત વર્ણન.

**ઇજમાલી** ૧. [ અ. ] સ્ત્રી. ભાગ પાડ્યા વગરની મિલ્કત.
૨. સ્ત્રી. સહિયારી માલિકી.
૩. વિ. ટૂંકું કરેલું.
૪. વિ. મજિયારી માલિકીવાળું.
ઇજમાલી મહલત = નહિ વહેંચાયેલી જાગીર.
૫. અ. ટૂંકાણમાં.

**ઇજરા** [ હિં. ] સ્ત્રી. ઘણા દિવસ ખેડવાને લીધે કસ વગરની થયેલી અને ફળદ્રુપ બનાવવા માટે પડતર રાખેલી જમીન.

**ઇજરાય** ૧. [ અ. ] પું. અમલ; બજાવણી.
૨. પું. પ્રચાર.

**ઇજરાયે કામિલ** [ અ. ઇજરાય ( અમલ ) + ઇ ( નું ) + કામિલ ( સંપૂર્ણ ) ] પું. પૂરેપૂરી બજાવણી.

**ઇજરાયે ડિક્રી** [ ઇજરાય ( બજાવણી ) + ઇ ( નું ) + ડિક્રી ( હુકમનામું ) ] સ્ત્રી. હુકમનામાની બજાવણી.

**ઇજલામ** ૧. [ અ. ] પું. આળ.
૨. પું. નામોશી.
૩. પું. નિંદા.

**ઇજલાલ** ૧. [ અ. જલ્લ (તે કીર્તિવંતો હતો ) ] ન. માન આપવું તે.
૨. ન. માનપાન.
૩. વિ. કીર્તિવાન; યશવાળું.

**ઇજલાસ** ૧. [અ. જલસ (તે બેઠો)] સ્ત્રી. ન્યાયની અદાલતની બેઠક; કચેરી; ન્યાયાલય.
૧. ઇજલાસ કરવી = ન્યાયાસને બેસવું.
૨. ઇજલાસ મેં = કોર્ટ વખતે.
૨. સ્ત્રી. બેઠક; જલસો; સભા.
૩. સ્ત્રી. બેરિસ્ટરો અને વકીલોનું મંડળ.

**ઇજલાસ કામિલ** [અ. ઇજલાસ (કચેરી) + કામિલ (સંપૂર્ણ)] ન. બધા ન્યાયાધીશ સાથે બેસીને ફેંસલા આપતી ન્યાયની કચેરી.

**ઇજલાસ કૌન્સિલ** [ઇજલાસ (કચેરી) + કૌન્સિલ (સભા)] સ્ત્રી. સદર અદાલતની બેઠક.

**ઇજલાસ નિશાન** ૧. [અ. ઇજલાસ (ન્યાયાલય) + ફા. નિશાન (ચિહ્ન)] પું. સભ્ય; સભાસદ.
૨. પું. સામંત, સરદાર કે નવાબ જેવા દરજ્જાના પુરુષ માટે માનાર્થે વપરાતો શબ્દ.

**ઇજશને** ૧. પું. જરથોસ્તી ધર્મમંત્રનો સંગ્રહ; જરથોસ્તીઓની સંહિતા.
૨. પું. (જરથોસ્તી) યજ્ઞ; યશ્ત.
તાંહાં દીશે જઈને **ઇજશને** કરો,
રાતે બેએસીને વનદીદાદ પઢકો. ત્રેમાસિક

**ઇજશ્ન** ન. (જરથોસ્તી) જશન; એ નામની જરથોસ્તી ધર્મની એક ક્રિયા; યજિશ્ન.

**ઇજહાર** ૧. [અ. ઇઝહાર] પું. જાહેરાત; પ્રસિદ્ધિ.
૨. પું. સમાચાર; ખબર.
૩. પું. સાક્ષી; ગવાહી.

**ઇજાજત** [અ. ઇજાઝત] સ્ત્રી. પરવાનગી; રજા.

**ઇજાઝ** (ઇજાઝ) ૧. [અ. અજઝ (તે નવાઈ પામ્યો)] પું. અદ્ભુત બનાવ.
૨. પું. આશ્ચર્ય; નવાઈ.
૩. પું. નિરાશા.

**ઇજાઝત** (ઇજાઝત) ૧. [અ. જોઝ (તેણે છૂટ આપી)] સ્ત્રી. અનુમતિ; સંમતિ.
૨. સ્ત્રી. આજ્ઞા; હુકમ.
૩. સ્ત્રી. પરવાનગી; રજા; મંજૂરી.
૧. ઇજાઝત ચાહવી = રજા લેવી.
૨. ઇજાઝત દેવી = (૧) છૂટ દેવી. (૨) મંજૂર કરવું. (૩) રજા દેવી. (૪) સત્તા આપવી. (૫) સંમત થવું.
૩. ઇજાઝત મળવી = મંજૂરી મળવી.
૪. ઇજાઝતે તબન્નિઅત = પુત્ર દત્તક લેવાની મંજૂરી.
૪. સ્ત્રી. પરવાનો.
૧. ઇજાઝત ફરોખ્ત = વેચવાનો પરવાનો.
૨. ઇજાઝત વાપસ લેવી = પરવાનો પાછો લેવો.

**ઇજાઝતખ્વાહ** (ઇજાઝતખ્વાહ) ૧. સ્ત્રી. અરજદાર.
૨. [અ. ઇજાઝત (રજા) + ખ્વાહ (માગનાર)] સ્ત્રી. રજા માગનાર.

**ઇજાઝતનામા** (ઇજાઝતનામા) ૧. [અ. ઇજાઝત (અનુમતિ) + ફા. નામા (લેખ)] પું. અનુમતિ પત્ર; સંમતિ બાબતનો લેખ.
૨. પું. મુસલમાનોમાં કોઈ પુરુષે પોતાના મરણ પછી પોતાની વિધવાને છોકરો દત્તક લેવાની આપેલી લિખિત પરવાનગી કે મંજૂરી.
૩. પું. લિખિત મંજૂરી; લખી આપેલી પરવાનગી.

**ઇજાદ** ૧. પું. (વ્રજ) ઉપાય; ઇલાજ.
૨. સ્ત્રી. બનાવટ; રચના.
૩. સ્ત્રી. શોધ; આવિષ્કાર.
૪. વિ. શોધેલું.

**ઇજાફત** (ઇજાફત) ૧. [અ. ઝૈફ (તેણે ઉમેર્યું)] સ્ત્રી. ઉમેરો; ઇજાફો; વધારો.
૧. ઇજાફત ખાતું = નજરાણાં અને ભેટ સોગાતને લગતું ખાતું.
૨. ઇજાફત ગામ = ઇનામમાં અપાયેલું ગામ; વતન.
૨. સ્ત્રી. ખાલસા; જોડાણ.
૩. સ્ત્રી. સમાસ; બે કે વધારે શબ્દને જોડવા તે.
૪. સ્ત્રી. સંબંધ બતાવનાર છઠ્ઠી વિભક્તિ.

**ઇજાફા** ૧. [અ. ઝૈફ (તેણે ઉમેર્યું)] પું. ચઢતી; વૃદ્ધિ.
૨. પું. નદી કે સમુદ્રનાં પાણી ઘટી જઈ જમીન બહાર નીકળી આવીને પાસેની જમીનમાં થતો વધારો.
૩. પું. બચત રકમ; ખર્ચ કરતાં વધેલી રકમ.

**ઇજાફો** ૧. [અ. ઝૈફ (તેણે ઉમેર્યું)] પું. ઉમેરો; વધારો; વૃદ્ધિ.
૨. પું. બચત; ખરચ કર્યા પછી વધેલું ધન.

**ઇજાબ** ૧. [અ.] પું. કરાર કરનાર પક્ષમાંથી કરેલી પહેલી દરખાસ્ત.
૨. પું. માલના વેચાણને લગતી દરખાસ્ત.
૩. પું. લગ્ન.

**ઇજાબત** ૧. [અ.] સ્ત્રી. અનુકૂળ જવાબ; હા; સંમતિ.
૨. સ્ત્રી. પાયખાનું.

**ઇજાયત** સ્ત્રી. પરવાનગી; રજા.

**ઇજાર** ૧. [ફા. ઇઝાર] પું. ઠરાવેલી રકમે વેચેલો અથવા ભોગવવા આપેલો ખાસ હક કે તેમાંથી મળતી ઓછીવધતી આવક.
૨. પું. મહેસૂલ; ગણોત.
૩. સ્ત્રી. પાયજામો; ચોરણો; સૂંથણો.

**ઇજારદાર** ૧. [અ. અજર (તેણે નુકસાન દીધું) + ફા. દાર (વાળું)] પું. અમુક ચીજ અમુક મુદત સુધી વેચવાનો જે એકજ જણને હક્ક અપાયો હોય તે શખ્સ; ઇજારે રાખનાર.
૨. પું. જમીન ખેડનાર અથવા ગણોતે રાખનાર ખેડૂત.
૩. પું. બીજાની મજૂરીનું કામ જેણે ખરીદેલું હોય તેવો માણસ.
૪. વિ. પટ્ટે રાખનાર; મકતેદાર; સનદી.

**ઇજારદારી** ૧. સ્ત્રી. ઇજારદાર હોવું તે.
૨. [અ. ઇજારા (ઇજારો) + ફા. દાર (વાળું) + ઈ (પણું)] સ્ત્રી. ઇજારદારનું કામ; ઇજારો રાખવાનો ધંધો; ભાડે કે મહેસૂલ માટે ગણોતે રાખવું તે.
૩. સ્ત્રી. ઇજારે હોવાપણું.
૪. સ્ત્રી. ઇજારો રાખવાની ફરજ કે હક્ક.

**ઇજારદારી પટ્ટા** [ઇજારદારી (ઇજારાનો ધંધો) + પટ્ટા (કરાર)] પું. ઇજારાનો લિખિત કરાર.

**ઇજારનામા** [અ. ઇજારા (ઠેકો) + ફા. નામા (લેખ)] ન. ઇજારાનો દસ્તાવેજ.

**ઇજારપટ્ટા** [અ. ઇજાર (ઠેકો) + પટ્ટા (કરાર)] પું. ઇજારાનો લિખિત કરાર.

**ઇજારબંધ** ૧. [ફા. ઇઝાર (સુરવાળ) + બંદ (બંધ)] પું. કમરપટો.
૨. પું. ચોરણાનું નાડું; નાડી.

**ઇજારવું** ૧. અ. ક્રિ. અર્પણ કરવું.
૨. અ. ક્રિ. સળગાવવું.
૩. [અ. ઈજ્રા (હાનિ)] અ. ક્રિ. સંતાપ કરવો; દિલગીર થવું.

**ઇજારાદાર** ૧. [અ. ઇજારા (ઠેકો) + ફા. દાર (વાળું)] પું. ઇજારો રાખનાર.
૨. વિ. પટ્ટે રાખનાર; સનદી; મક્તેદાર.

**ઇજારાનામા** [અ. ઇજારા (ઠેકો) + ફા. નામા (લેખ)] પું. ઇજારાનો લિખિત કરાર; ઇજારાનો દસ્તાવેજ.

**ઇજારાપટ્ટા** [ઇજારા (ઠેકો) + પટ્ટા (સનદ)] પું. (હિંદી) ઇજારાની સનદ.

**ઇજારાપદ્ધતિ** [ઇજારા (પટો) + પદ્ધતિ (રીત)] સ્ત્રી. ઇજારો આપીને વહીવટ કરવાની રીત.

**ઇજારે** [અ. ઇજારા (ઠેકો)] અ. પટ્ટે; ઉધડ રીતે; ઇજારો જેમ અપાતો લેવાતો હોય તેમ.

**ઇજારેદાર** ૧. [અ. ઇજારા (ઠેકો) + ફા. દાર (વાળું)] પું. ઠેકો રાખનાર માણસ.
૨. વિ. પટ્ટે રાખનાર; મક્તેદાર; સનદી.

**ઇજારો** ૧. [ અ. અજર ( તેણે નુકસાન ભર્યું ) ] પું. કર; મહેસૂલ; ગણોત.

૨. પું. કોઈ જમીન કે હક્ક પૈસા આપી અમુક મુદ્દત સુધી ભોગવવાનો કરાર; કરાવેલી શરત પ્રમાણેનો કોઈ હક્કનો એક હથ્થુ ભોગવટો; ઠેકો.

૩. પું. ઠરાવેલી રકમે વેચેલો અથવા ભોગવવા આપેલો ખાસ હક્ક કે તેમાંથી મળતી ઓછી વધતી આવક.

૪. પું. ધણી કે રાજ્યને અમુક રકમ આપવાનું કબૂલ કરી નફો નુકસાન પોતાને માથે રાખી વહેવાર ચલાવવો તે; ઊધડું કામ માથે લેવું તે.

૧. ઇજારા કરવા = જવાબદારી રાખવી; બંધાવું.

૨. ઇજારે આપવું = ઇજારો દેવો.

૩. ઇજારે રાખવું = (૧) અમુક વખતે આટલી રકમ આપવી એવો ઠરાવ કરીને કોઈ કામ માથે લેવું; ઊધડ લેવું. (૨) એકહથ્થુ લેવું; સાર્વજનિક નહિ રહેવા દેવું; બીજાથી અમુક કામ ન થાય એમ કરવું.

૪. ઇજારો દેવો = ભાડે આપવું.

૫. પું. પરવાનો; વહીવટ કરવાનો અમુકને સનદી હક્ક; પટો; અખત્યાર; અધિકાર.

૬. પું. મુકરર કરેલે ધોરણે હરકોઈ બાબત એકઠી કરી લેવાનો કે અમુક વસ્તુ અમુક ધોરણે વેચવાનો હક્ક કોઈ માણસને આપી તેની પાસેથી લેવાતી ઊધડી રકમ.

**ઇજાલત** ૧. [ અ. ] સ્ત્રી. આશા; ઉમેદ.

૨. સ્ત્રી. ઇચ્છા.

૩. સ્ત્રી. ઉતાવળ; ઝડપ; તાકીદ.

**ઇજાસ** ન. એક જાતનું જંગલી પ્રાણી.

**ઇજાહાર** ૧. [ અ. ઇઝહાર ( જાહેર કરવું તે ) ] સ્ત્રી. ગવાહી; સાક્ષી; જુબાની.

૨. સ્ત્રી. પ્રકટ; જાહેરાત.

**ઇજાંદ્રી** પું. નર્મદા નદીની દક્ષિણે આવેલ સાતપુડા પર્વતનું બીજું નામ.

**ઇજિક** [ સં. ] પું. મહાભારતમાં જણાવેલો એ નામનો એક દેશ.

**ઇજિપ્ત** પું. ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલો એક દેશ; મિસર.

**ઇજિપ્શિઅન** ૧. [ અં. ] ન. મિસર દેશનું વતની.

૨. વિ. ઇજિપ્તનું; મિસર દેશનું.

**ઇજોત** [ હિં. ] પું. અજવાળું.

**ઇજોરિયા** ૧. [ હિં. ] પું. ચંદ્રમા.

૨. પું. ચાંદની.

**ઇજ્જત** ૧. [ અ. ] સ્ત્રી. આબરૂ; કીર્તિ; ખ્યાતિ; નામના.

૨. સ્ત્રી. માન; પ્રતિષ્ઠા; મોભો.

૧. ઇજ્જત જવી = માનભંગ થવું; આબરૂ ગુમાવવી.

૨. ઇજ્જત લેવી = (૧) આબરૂ પાડવી. (૨) બળાત્કાર કરવો.

૩. ઇજ્જતના કાંકરા = આબરૂની ધૂળધાણી; ફજેતી; બેઆબરૂ.

**ઇજ્જતઆસાર** [ અ. ઇજ્જત ( આબરૂ ) + આસાર ( અસર એટલે નિશાનીનું બહુવચન ) ] વિ. આબરૂદાર; અમલદાર તરફથી પોતાથી ઊતરતા દરજ્જાવાળાને લખતી વખતે વપરાતું માનવાચક વિશેષણ.

**ઇજ્જતદાર** [ અ. ઇજ્જત ( આબરૂ ) + ફા. દાર ( વાળું ) ] વિ. મોભાવાળું; પ્રતિષ્ઠિત; માનનીય.

**ઇજ્જતપનાહ** [ અ. ઇજ્જત ( આબરૂ ) + ફા. પનાહ ( રક્ષક ) ] વિ. સારી શાખવાળું.

**ઇજ્જતે આસાર** [ અ. ઇજ્જત ( આબરૂ ) + ઈ ( નું ) + આસાર ( અસર એટલે નિશાનીનું બહુવચન ) ] વિ. આબરૂદાર; પ્રતિષ્ઠિત. ઉપરી અમલદાર પોતાથી ઊતરતા દરજ્જાવાળાને લખતી વખતે આ શબ્દ વાપરે છે.

**ઇજ્જલ** ૧. ન. અંકોલનું ઝાડ.

૨. ન. નેતરનો છોડ; વેતસ.

૩. [ સં. ઇત્ ( જનાર ) + જલ ( પાણી ) ] ન. પાણી પાસે ઊગતું એ નામનું એક ઝાડ; હિજ્જલ.

૪. ન. સમુદ્રફળ.

**ઇજ્ય** ૧. [ સં. યજ્ ( પૂજવું ) + ય ( જેવું ) ] પું. ( જ્યોતિષ ) ગુરુ નામનો ગ્રહ.

૨. પું. ગુરુવાર.

૩. પું. પરમેશ્વર; પરમાત્મા.

૪. પું. ( જ્યોતિષ ) પુષ્ય નક્ષત્ર. તેનો ઉપરી દેવ બૃહસ્પતિ છે.

૫. પું. બૃહસ્પતિ; દેવતાઓના ગુરુ.

૬. પું. વિષ્ણુ. તે પૂજવા યોગ્ય સર્વથી શ્રેષ્ઠ દેવ હોવાથી ઇજ્ય કહેવાય છે.

૭. પું. શિક્ષક; ગુરુ.

૮. વિ. પૂજવા લાયક; માન આપવા જેવું.

**ઇજ્યા** ૧. [ સં. ] સ્ત્રી. ( પુરાણ ) અધ્વર્યુએ યજ્ઞમાં કરાવવાનું કામ.

૨. સ્ત્રી. કૂટણી; અનીતિના કામમાં દલાલું કરનાર સ્ત્રી.

૩. સ્ત્રી. ગાય.

૪. [ સં. યજ્ ( આપવું ) ] સ્ત્રી. દાન; ભેટ.

૫. [ સં. યજ્ ( પૂજવું ) ] સ્ત્રી. પૂજા; ઉપાસના.

૬. સ્ત્રી. પ્રતિમા; મૂર્તિ.

૭. સ્ત્રી. મા; જનની.

૮. [ સં. યજ્ ( યજ્ઞ કરવો ) ] સ્ત્રી. યાગ; યજ્ઞ.

૯. સ્ત્રી. સંગમ; મેળાપ.

**ઇજ્યાશીલ** [ સં. ઇજ્યા ( યજ્ઞ ) + શીલ ( સ્વભાવવાળું ) ] વિ. હમેશા યજ્ઞ કરવાના સ્વભાવવાળું.

**ઇજ્રૂ** ૧. [ અ. ] પું. અમલ; વહીવટ.

૨. પું. અમલમાં હોવાપણું; ચલણ હોવાપણું.

**ઇઝ** ( ઇઝ ) [ અ. ] અ. અરે જુઓ, એવો અર્થ દેખાડનાર કેવળપ્રયોગી અવ્યય.

**ઇઝકાર** ( ઇઝકાર ) [ અ. ઝકર ( તેણે સ્તુતિ કરી ) ] પું. ઈશ્વરની સ્તુતિ; પ્રાર્થના; બંદગી.

**ઇઝખર** [ હિં. ] સ્ત્રી. એક જાતનું ઘાસ.

**ઇઝતિરાબ** ( ઇઝતિરાબ ) ૧. [ અ. ઝરબ ( તે દિલગીર થયો ) ] પું. ચિંતા; ફિકર.

૨. પું. દિલચાલ; ચળવળ; પ્રવૃત્તિ.

**ઇઝતિરાબી** (ઇઝતિરાબી) [ અ. ] સ્ત્રી. ઉતાવળ.

**ઇઝતિરાર** ( ઇઝતિરાર ) ૧. [ અ. ઝર્ર ( તે બળવાન હતો ) ] સ્ત્રી. બળ; જોર.

૨. સ્ત્રી. વ્યાકુળતા; ગભરાટ.

**ઇઝતિરારી** ( ઇઝતિરારી ) [ અ. ઝર્ર ( તે બળવાન હતો ) ] સ્ત્રી. બળ; જોર.

**ઇઝન** ( ઇઝન ) [ અ. ] ન. આમંત્રણ; નોતરું.

**ઇઝમ** ( ઇઝમ ) [ અ. ઇઝ્મ ] પું. વિચાર; મત.

**ઇઝમવાદી** ( ઇઝમવાદી ) [ ઇઝ્મ ( વિચાર ) + વાદિન્ ( મતવાળું ) ] વિ. અમુક જાતના વિચાર ધરાવનારું.

**ઇઝમેંટ** ( ઇઝમેંટ ) [ અં. ઇઝમેંટ ] પું. સુખાધિકાર; ભોગવટાનો હક્ક.

**ઇઝરાઈલ** ૧. [ અ. ] પું. ફિરસ્તો.

૨. પું. યહૂદી લોકનો મૂળ પુરુષ.

૩. વિ. યહૂદી લોકને લગતું.

બની ઇઝરાઈલ = ઇઝરાઈલનાં બાળકો.

**ઇઝરાવવું** ( ઇઝરાવવું ) [ અ. હિજ્ર ( વિયોગ ) ] સ. ક્રિ. મનમાં બળ્યા કે સોસાયા કરે એમ કરવું.

**ઇઝરાવું** ( ઇઝરાવું ) [ અ. હિજ્ર ( વિયોગ ) ] અ. ક્રિ. મનમાં બળ્યા કરવું; સોસાવું; મુંઝાવું; અમુક કામ કરવા, માણસને મળવા કે ઠેકાણે જવાને મના હોવાથી દુઃખી થવું.

ઇઝરાઈ જવું = અદેખાઈથી નહિ પણ પોતાના દુઃખથી મનમાં બળ્યા કરવું; દિલમાં સોસાવું.

**ઇઝહાર** ( ઇઝ્‌હાર ) ૧. [ અ. ઝહર ( તેણે જાહેર કર્યું ) ] સ્ત્રી. જાહેરાત; ઢંઢેરો; પ્રકાશન; જાહેરનામું; 'ડેક્લરેશન'.
  ઇઝહાર કરવી = (૧) જણાવવું. (૨) બહાર પાડવું. (૩) સમજાવવું.
 ૨. સ્ત્રી. પ્રતિજ્ઞાલેખ; પ્રતિજ્ઞા ઉપર જાહેરાત.
  ઇઝહાર કાનૂની = કાયદેસર જાહેરાત.
 ૩. સ્ત્રી. પ્રદર્શન; દેખાવ.
 ૪. સ્ત્રી. સાક્ષી; ગવાહી; જુબાની.
  ૧. ઇઝહાર ઝબાની = મોઢાની સાક્ષી.
  ૨. ઇઝહાર સલામી = જુબાની લખનારને આપેલી લાંચ.
  ૩. ઇઝહારે તહરીરી = લિખિત જુબાની.
 ૫. વિ. જાહેર; પ્રસિદ્ધ.

**ઇઝહારનવીસ** ( ઇઝ્‌હારનવીસ ) [ અ. ઇઝહાર ( જુબાની ) + ફા. નવીસ ( લખનાર ) ] પું. જુબાની લખી લેનાર કારકુન; ન્યાયની અદાલતમાં સોગન ઉપરની જુબાની લખનાર માણસ.

**ઇઝહારનામા** ( ઇઝ્‌હારનામા ) [ અ. ઇઝહાર ( જાહેરાત ) + ફા. નામા ( લેખ ) ] પું. જાહેરનામું.

**ઇઝા** ( ઇઝા ) [ અ. ] અ. અરે જુઓ, એવો અર્થ દેખાડનાર કેવળપ્રયોગી અવ્યય.

**ઇઝાઈ** ( ઇઝાઈ ) સ્ત્રી. ખોટો રુઆબ; આછકલાઈ.

**ઇઝાઝ** (ઇઝાઝ) [અ. અઝઝ ( તેણે માન આપ્યું )] પું. માન.

**ઇઝાન** ( ઇઝાન ) ૧. [ અ. ] પું. તાબે થવું તે.
 ૨. પું. વિશ્વાસ; શ્રદ્ધા.

**ઇઝાફત** ( ઇઝાફ઼ત ) ૧. [ અ. વઝફ ( તેણે જોડ્યું ) ] સ્ત્રી. ફારસી વ્યાકરણમાં સંબંધ વિભક્તિ માટે વપરાતી '-' નિશાની.
  હાલતે ઇઝાફત = સંબંધ વિભક્તિ.
 ૨. સ્ત્રી. વધારો.
 ૩. સ્ત્રી. સમાસ; બે કે વધારે શબ્દને જોડવા તે.

**ઇઝાફા** ( ઇઝાફ઼ા ) ૧. પું. બચત રકમ.
 ૨. [ અ. ] પું. વધારો; વૃદ્ધિ.

**ઇઝાફો** ( ઇઝાફ઼ો ) [ અ. ] પું. વધારાની રકમ; ઇઝાફા.

**ઇઝામ** ( ઇઝામ ) ૧. [ અ. અઝીમ ( મોટો માણસ )નું બહુવચન ] પું. બ. વ. મોટાં માણસ.
 ૨. [ અ. અઝમ ( હાડકું )નું બહુવચન ] પું. બ. વ. હાડકાં.

**ઇઝાર** ( ઇઝાર ) ૧. સ્ત્રી. ગાલ.
 ૨. [ અ. ] સ્ત્રી. ચોરણો; સુરવાળ; પાયજામો.

**ઇઝારબંદ** ( ઇઝારબંદ ) [ અ. ઇઝાર ( સુરવાળ ) + ફા. બંદ ( બાંધો ) ] પું. નાડી.
  ઇઝારબંદ ઉપર હાથ નાખવો = (૧) સંભોગની ઇચ્છા રાખવી. (૨) સ્ત્રીના પાયજામાની નાડીને અડવું.
  ૨. ઇઝારબંદ ન ખોલવો = (૧) પાયજામાની નાડી ન છોડવી. (૨) સંભોગ ન કરવો.
  ૩. ઇઝારબંદની ઢીલી = (૧) ઇશ્કબાજ; કામી. (૨) બદચાલવાળી; વ્યભિચારિણી.

**ઇઝારબંધ** ( ઇઝારબંધ ) [ અ. ઇઝાર ( સુરવાળ ) + ફા. બંદ ( બાંધો ) ] પું. નાડી.

**ઇઝાલા** ( ઇઝાલા ) ૧. [ અ. ઝવલ ( તે જુદું પડ્યું ) ] પું. ( વ્યાકરણ ) અક્ષર અથવા સ્વરના ચિહ્નનું ઊડી જવું તે. જેમકે, શુદ્ધ રૂપ શાદ ઉપરથી• શદ.
 ૨. પું. ખસેડવું તે.

**ઇઝુવા** ૧. સ્ત્રી. દક્ષિણ હિંદની ઢેઢભંગીની જાતની એક કોમ.
 ૨. ન. એ નામની કોમનું માણસ.
 ૩. વિ. દક્ષિણ હિંદમાં વસતી એ નામની કોમનું.

**ઇઝ્ઝ** ( ઇઝ્ઝ ) ૧. [ અ. અઝઝ ( તેણે માન આપ્યું ) ] સ્ત્રી. કીર્તિ; માન.
 ૨. વિ. આબરૂદાર; પ્રતિષ્ઠિત.
 ૩. વિ. વિરલ; અપૂર્વ; અસાધારણ.

**ઇઝ્ઝત** ( ઇઝ્ઝત ) [ અ. અઝઝ ( તે કીમતી હતું ) ] સ્ત્રી. ઇજ્જત; માન; પ્રતિષ્ઠા; આબરૂ; મોભો.
  ૧. ઇઝ્ઝત કરવી = સત્કાર કરવો.
  ૨. ઇઝ્ઝત ખોવી = આબરૂ ગુમાવવી.
  ૩. ઇઝ્ઝત દેવી = (૧) માન આપવું. (૨) શરમ મૂકવી.
  ૪. ઇઝ્ઝત બગાડવી = બદનામ થવું.
  ૫. ઇઝ્ઝત મેળવવી = મોભો વધવો.
  ૬. ઇઝ્ઝત રાખવી = માન સાચવવું.
  ૭. ઇઝ્ઝત લેવી = બદનામ કરવું.
  ૮. ઇઝ્ઝતમાં બટ્ટો લાગવો = આબરૂને ધક્કો પહોંચવો.

**ઇઝ્ઝતઆસાર** ( ઇઝ્ઝતઆસાર ) [ અ. ઇઝ્ઝત ( આબરૂ ) + આસાર ( અસર એટલે નિશાનીનું બહુવચન ) ] વિ. આબરૂદાર; માનવંત. ઉપરી અમલદાર પોતાથી ઊતરતા દરજ્જા-વાળાને લખતી વખતે તુમારમાં આનું ટૂંકું રૂપ ઇ. આ. વાપરે છે.

**ઇઝ્દિયાદ** ( ઇઝ્દિયાદ ) [ અ. ] પું. વધારો; વૃદ્ધિ.

**ઇઝ્દિવાજ** ( ઇઝ્દિવાજ ) [ અ. ઝવજ ( તેણે જોડ્યું ) ] પું. લગ્ન; વિવાહ.

**ઇઝ્દિહામ** ( ઇઝ્દિહામ ) [ અ. ] પું. ઠઠ; ગિરદી; ભીડ.

**ઇઝ્ન** ( ઇઝ્ન ) [ અ. ] પું. ગુલામને ધંધા કે વેપારમાં જોડાવા શેઠે આપેલી રજા. આ શબ્દ વસિયતનામામાં અથવા મિલ્કતના ભાગ વહેંચવામાં વપરાય છે.
  ઇઝ્ને આમ = મુસલમાનોમાં મરી ગયેલા માણસ માટે બંદગી કર્યા પછી જવાની રજા.

**ઇઝ્નનામા** ( ઇઝ્નનામા ) [ અ. ઇઝ્ન ( રજા ) + ફા. નામા ( દસ્તાવેજ ) ] પું. વસિયતનામું.

**ઇઝ્મ** ૧. [ અ. ] પું. વિચાર.
 ૨. સ્ત્રી. કન્યા.
 ૩. સ્ત્રી. ભભકો.
 ૪. સ્ત્રી. મોટાઈ; મહત્તા.

**ઇઝ્વ** ૧. [ અ. ] પું. ભાગ; અવયવ.
 ૨. પું. સભ્ય; સભાસદ.

**ઇટભાર્ગવ** [ સં. ] પું. ઋગ્વેદમાં જણાવેલ એક ઋષિ. તેણે દશમા મંડલનું ૧૭૧મું સૂક્ત રચ્યું છે.

**ઇટલિ** ૧. પું. યુરપ ખંડમાં આવેલો એક દેશ. આ શબ્દની વ્યુત્પત્તિ ગ્રીક શબ્દ ઇતાલસ એટલે બળદ ઉપરથી કેટલાક કાઢે છે.
 ૨. સ્ત્રી. ઢોકળું; ઈદડું.

**ઇટવું** ૧. સ. ક્રિ. આંટવું.
 ૨. સ. ક્રિ. રમતમાં છેટેથી કોડી મારવી.

**ઇટાબ** પું. રમતમાં એક કોડીથી બીજીને આંટવાપણું.

**ઇટા માઇનર** પું. ( જ્યોતિષ ) ધ્રુવમત્સ્ય; અર્સ માઇનરના સાત તારામાંનો ચોથો.

**ઇટાર** ન. સહજાનંદ સ્વામીના વતનનું ગામ.

**ઇટાલિઅન** ૧. પું. ઇટલિ દેશનો વતની.
 ૨. સ્ત્રી. ઇટલિના લોકોની ભાષા. તે લેટિનમાંથી નીકળી છે.
 ૩. ન. એક જાતના ઝાડની છાલમાંથી બનતું ચમકદાર અને મોટે ભાગે કાળા રંગનું કપડું. પહેલવહેલું તે ઇટલિ દેશમાંથી આવ્યું હતું.
 ૪. વિ. ઇટલિ દેશ સંબંધી; ઇટલિ દેશને લગતું.
 ૫. વિ. ઇટલિ દેશનું.

**ઇટાલિક** ૧. [ અં. ] પું. એક જાતનાં અંગ્રેજી બીબાં. તેના ત્રાંસા મરોડના અક્ષર પહેલાં આલ્ડસ મનુશિઅસે બનાવી ઈ. સ. ૧૫૦૦ના અરસામાં ઇટલિની સરકારને ભેટ કર્યા હતા. તેથી તેનું આ નામ પડ્યું કહેવાય છે.
 ૨. પું. ત્રાંસા અને ખાસ ધ્યાન ખેંચવા વપરાતા અક્ષર.
 ૩. સ્ત્રી. અફ્ગાન અર્વાચીન લિપિમાંની એ નામની એક.

૪. સ્ત્રી. ભાષાનો એ નામનો એક વર્ગ. આર્ય પ્રજા ઇટલિમાં જઈ વસ્યા પછી તેની જે જુદી જુદી બોલી થઈ તે બધી આ શાખામાં ગણાય છે. તેમાં લેટિન, અસ્કન, અંબ્રિઅન વગેરે આવેલી છે.

૫. વિ. ઇટલિ દેશ સંબંધી; ઇટલિ દેશને લગતું.

૬. વિ. ઇટલિ દેશનું.

૭. વિ. ત્રાંસું.

૮. વિ. ધ્યાન ખેંચવા વપરાતું.

**ઇટાવાનો કારીગર** ૧. પું. મૂર્ખ માણસ.

૨. પું. મોચી.

**ઇટાળી** સ્ત્રી. મશ્કરી; મજાક; ટોળ.

પંચ ઇટાળી કરશું અમો. — શામળ

**ઇટિયાણુ મળવું** અ. ક્રિ. કલ્યાણ મચી રહેવું.

**ઇટીકીટી** પું. નહિ જેવો સરસામાન.

**ઇટેલિક** [અં. ઇટેલિક] સ્ત્રી. એક ભાષાનું નામ. તેના પ્રકાર: (૧) લેટિન, અસ્કન (દક્ષિણ ઇટલિની જૂની ભાષા), અંબ્રિઅન (ઈશાન કોણના ઇટલિની અસલી બોલી), સેબાઇન. (૨) લેટિન ઉપરથી નીકળેલી રોમાન્સ: ઇટલિઅન, ફ્રેન્ચ, પ્રોવાન્સાલ, સ્પૅનિશ, પોર્ટુગીઝ, ફ્રીટો રીટોરોમેનક (દક્ષિણ સ્વિટ્ઝર્લૅંડની), વોલેચિઅન (વોલેચિઆ અને માલ્ડેવિઆ નામના તુર્કસ્તાનના ઉત્તર પ્રાંતોની બોલી).

**ઇટોપીટો** [ઇટવું (આંટવું) + પીટવું (મારવું)] પું. એ નામની એક રમત. મેદાનના એક ભાગમાં ધૂળથી કે પાણીથી ચક્કર કરી તેમાં એક રમનાર ઊભો રહે અને બીજા બધા કૂંડાળા બહાર ઊભા રહે. કૂંડાળામાંનો રમનાર બોલે કે, 'ઇટો રે પીટો.' ત્યારે બીજા પૂછે કે 'કોને રે પીટો?' જવાબમાં દાવ દેનાર રમનારમાંથી એકનું નામ આપી કહે કે, 'ફલાણાને પીટો.' આ ઉપરથી તે નામ અપાયેલ રમનારો કૂંડાળામાં જવા દોડે, પણ રસ્તામાં કોઈ તેને પકડી પાડે તો તે તેને મારે. આ પ્રમાણે પીટાતો તે રમનાર કૂંડાળામાં પહોંચી જાય તે પછી પાછા ઉપર પ્રમાણે સવાલજવાબ થાય અને એક પછી એક રમનારા ચક્કરમાં આવતા જાય. છેવટે જે એક રમનાર બાકી રહે તે ભાગવા માંડે. બીજા બધા તેને પકડવા જાય. પકડી લાવી કૂંડાળામાં ઊભો રાખી તેની પાસેથી દાવ લેવામાં આવે અને ફરીથી ઉપર મુજબ રમત શરૂ થાય.

**ઇટ્ચર** [સં. ઇષ્ (ઇચ્છા) + ચર્ (ફરવું)] પું. આખલો; આંકેલો સાંઢ. તે ઇચ્છા પ્રમાણે ફરતો રહે તેમ રાખવામાં આવતો હોઈ તેને ઇટ્ચર કહે છે.

**ઇટ્રિબિઅમ** [અં. ઇટર્બિઅમ] ન. એ નામની એક ધાતુ; આતીવ્ર. તેનો પરમાણુ ભારાંક ૧૭૨ છે. તેની શોધ ઈ.સ. ૧૮૭૮માં મેરિગ્નેકથી થયેલી છે.

**ઇટ્ટા** ૧. [સં. ઇષ્ટકા] સ્ત્રી. (પ્રાકૃત) ઈંટ.

૨. સ્ત્રી. દોસ્તીનો ભંગ; કટ્ટી; ઇટ્ટી; અક્કા.

**ઇટ્ટાગી** ન. દક્ષિણ હિંદમાં આવેલું એક ગામ. સુંદર કારીગરીનાં મંદિરો માટે તે પ્રખ્યાત છે.

**ઇટ્ટાલ** ન. ઈંટના કટકા.

**ઇટ્ટિઆલુ** ન. એ નામની એક વનસ્પતિ; નંદુક.

**ઇટ્ટી** સ્ત્રી. કટ્ટી; અક્કા; દોસ્તીનો ભંગ.

ઇટ્ટી કરવી = (૧) દોસ્તી તોડવી. (૨) મંડાયેલી રમતમાંથી છૂટા પડવું.

**ઇટ્ઠુ** [સં. વિટ્ઠલ (વિષ્ણુ)] પું. પાંડુરંગ; વિઠોબા; વિઠ્ઠલ; વિષ્ણુ. મરાઠીમાં 'વિ' થી શરૂ થતા ઘણા શબ્દો દક્ષિણમાં લોકો 'વ'ને ઠેકાણે 'ઇ' કરીને બોલે છે. જેમકે, વિનાયકનું ઇનાયક, વીટનું ઇટ. વિઠોબા તરફની અખૂટ ભક્તિને લીધે તેને તુંકારીને બોલાવતાં વિઠુ કે વિઠુ રૂપ થયું. વિઠુનું ઉપર કહ્યા પ્રમાણે ઇઠુ થયું અને પછી ઇઠુનું 'ઇટ્ઠુ' કરી લોકો વિઠોબાને 'ઇટ્ઠુ' કહી બોલાવવા લાગ્યા. આ શબ્દ મરાઠી અપભ્રંશ પણ ગામડી છે.

**ઇદ્દે** [પંજાબી] અ. અહીંયાં; આ તરફ; ઇધર.

**ઇટ્રિઅમ** [અં.] ન. એ નામની એક ધાતુ. પરમાણુ અંક ૩૯; પરમાણુ ભારાંક ૮૯. તેની શોધ ઈ. સ. ૧૮૨૮માં બોહ્લરથી થઈ હતી.

**ઇઠલા** [હિં.] સ્ત્રી. ગર્વસૂચક ચેષ્ટા; નખરાં.

**ઇઠલાવું** ૧. અ. ક્રિ. અજ્ઞાનનો ઢોંગ કરવો.

૨. અ. ક્રિ. અસભ્યતાથી બોલવું.

૩. અ. ક્રિ. આડો જવાબ દેવો.

૪. અ. ક્રિ. તોતડું બોલવું.

૫. અ. ક્રિ. નખરાંથી ચાલવું.

૬. અ. ક્રિ. સામે થવું.

**ઇઠોતેર** [સં. અષ્ટન્ (આઠ) + સપ્તતિ (સિત્તેર)] વિ. અઠોતેર; અડ્યોતેર; ૭૮.

**ઇઠ્યાશી** [સં. અષ્ટન્ (આઠ) + અશીતિ (એંશી)] વિ. અઠ્યાશી; ૮૮.

**ઇઠ્યાસી** [સં. અષ્ટન્ (આઠ) + અશીતિ (એંશી)] વિ. અઠ્યાશી; ૮૮.

**ઇડ** ૧. [સં.] પું. અગ્નિનું એક નામ.

૨. ન. ખડબચડી છાલવાળું એક જાતનું લીંબુ. જુઓ ઇડલીંબુ.

**ઇડર** ૧. [સં. ઇલદુર્ગ] ન. મહીકાંઠા એજન્સિમાં આવેલ એ નામનું એક રાજ્ય.

૨. ન. મહીકાંઠામાં આવેલ એ નામના સંસ્થાનનું પાટનગર. તેનો ડુંગરી કિલ્લો ઘણો મજબૂત ગણાતો. દ્વાપરયુગમાં એનું નામ ઇલદુર્ગ હતું. તે વખતે ઇલ્વલ નામનો દૈત્ય ત્યાં તેના ભાઈ આતાપી અને વાતાપી સાથે રહેતો. આ રાક્ષસો ત્યાં આવનાર માણસોને ખાઈ જતા. છેવટે અગસ્ત્ય ઋષિએ તેનો નાશ કર્યો હતો.

**ઇડરિયો** ૧. વિ. પું. ઇડરનો.

૨. વિ. પું. ઘણો મજબૂત.

૩. વિ. પું. જીતવો મુશ્કેલ.

**ઇડરિયો ગઢ** ૧. પું. એ નામની એક રમત.

૨. [ઇડરિયો (ઇડરનો) + ગઢ (કિલ્લો)] પું. મહીકાંઠામાં ઊંચા પહાડ ઉપર આવેલો ઇડરનો કોટ; ઇડરનો સહેલાઈથી ન જીતી શકાય એવો કિલ્લો.

૩. પું. મુશ્કેલ કામ; ઇડરનો ગઢ જીતવા જેવું ઘણું મહેનતથી થાય એવું કામ.

ઇડરિયો ગઢ જીતવો = (૧) ઇડરનો ગઢ જીતવા જેવું મોટું પરાક્રમ કરવું; નિરાશ થવા જેવા માથે લીધેલા ભારે કામમાં સિદ્ધિ મળવી. (૨) ખોટી બડાઈ હાંકવી.

૪. વિ. મુશ્કેલ; અઘરું; મહેનતથી પાર પડે એવું.

**ઇડરિયો રાય** [ઇડરિયો (ઇડરનો) + રાય (રાજા)] પું. ખોટો રાજા.

**ઇડરી** સ્ત્રી. એક ખાવાની વાની; ઇટલિ.

**ઇડલીંબુ** ૧. ન. એ નામના ઝાડનાં ખડબચડી છાલવાળાં ફળ. તેની બે જાત છે: નાનાં અને મોટાં. નાનાંની છાલ પાતળી અને મોટાંની છાલ જાડી હોય. આ લીંબુનું શરબત અને આથણું સારું થાય. આ ફળ ખાટું, તૂરું, કડવું, ઝાડો ઉતારનાર અને ગરમ છે. તે કફ અને પિત્ત મટાડનાર મનાય છે. મોરથુથુના ઝેર ઉપર આ લીંબુનો રસ સાકર સાથે અપાય. અમ્લપિત્ત ઉપર નાનાં ઇડલીંબુનો રસ સાંજે અપાય.

૨. ન. એ નામનું એક લીંબુનું ઝાડ; ગધડલીંબુ. આ લીંબુની જાતનાં ઝાડ હિંદના સર્વ ભાગમાં થાય છે. તેનાં ફળ નારંગી વગેરે લીંબુ કરતાં મોટાં થાય છે.

**ઇડવા** (ઇડુવા) ૧. [હિં.] પું. ઈંઢોણી.

. પું. પાઘડી.

**ઇડવાન** પું. (સંગીત) એક ચતુરસ્રજાતિ ચૌદ માત્રાનો તાલ. તેમાં ૧, ૩, ૭, ૯ અને ૧૧ માત્રાએ તાલ આવે. તેના કોટડીના બોલ:
૧ સમ ૨ ૩ ૪ ૫
ધીધી ધાત્રક ધિંતા ધાત્રક ધિંતા ધાત્રક ધિંતા.

**ઇડવિડ** (ઇડ્‌વિડ્) પું. (પુરાણ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળનો શતરથ રાજા. એને ઇલવિલ પણ કહેલ છે.

**ઇડવિડા** (ઇડ્‌વિડા) સ્ત્રી. (પુરાણ) વૈવસ્વત મન્વંતરમાં વિશ્રવા ઋષિની સ્ત્રીઓમાંની એક; તૃણબિંદુ અને અલંબુષાની દીકરી; ઐડવિલ કે ઐલવિલ નામે પ્રખ્યાત થયેલા દીકરાની મા. તેને યક્ષોનો રાજા કુબેર નામનો દીકરો થયો હતો.

**ઇડસ્પતિ** ૧. [સં.] પું. (પુરાણ) તુષિત નામના બાર દેવમાંનો એ નામનો એક; સ્વાયંભૂ મન્વંતરમાંના એ નામના એક દેવ. યજ્ઞને દક્ષિણા નામની સ્ત્રીથી તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાંતિ, ઇડસ્પતિ, ઇધ્મ, કવિ, વિભુ, સ્વન્હ, સુદેવ અને રોચન નામે બાર દીકરા થયા હતા. તે બધાને તુષિત દેવ કહ્યા છે.
૨. પું. વિષ્ણુ.
૩. પું. સૂર્ય; પૂષા.

**ઇડા** ૧. [સં.] પું. (પિંગળ) અનુષ્ટુપની જાતનો એક અક્ષરમેળ છંદ; ઇલા. તેના દરેક ચરણમાં તગણ, નગણ, લઘુ અને ગુરુ મળી આઠ અક્ષર હોય છે.
ઇડા તન લગ થકી. — રણપિંગળ
૨. સ્ત્રી. અપદ્વારથી તે માથા લગી પવનને આવજા કરવાની એક પ્રાણવાહક નાડી. તેનું બીજું નામ ગંગા, ને તેના દેવ ચંદ્ર છે. ઇડા, પિંગળા અને સુષુમ્ણા એ ત્રણ મુખ્ય પ્રાણવાહક નાડીઓથી શરીરમાં પવન ફરતો માનવામાં આવે છે. ડાબા નસકોરામાંથી નીકળતો વાયુ ચંદ્ર અથવા ઇડાનો, જમણામાંથી નીકળતો સૂર્ય અથવા પિંગળાનો અને બન્નેમાંથી સરખે જથ્થે નીકળતો હોય તે સુષુમ્ણાનો કહેવાય છે.
૩. સ્ત્રી. (પુરાણ) અર્પણ કરેલ દૂધ; દૂધની આહુતિ.
૪. સ્ત્રી. આહુતિ; હવિ; પ્રયાગ અને અનુયાગની વચ્ચે દેવાતી આહુતિ.
૫. (ઇડ્ડા) સ્ત્રી. ઉપદ્રવ; ચિંતા.
તુજ ઇડા પીડા એડો, ખારે સમુદ્ર નય. — આનંદકાવ્યમહોદધિ
૬. સ્ત્રી. ચતુર્ભુજ રુદ્રની સ્ત્રી.
૭. સ્ત્રી. એ નામનો એક અગ્નિ.
૮. સ્ત્રી. કશ્યપ ઋષિની સ્ત્રી અને દક્ષની દીકરી.
૯. સ્ત્રી. ખોરાક; અન્ન.
૧૦. સ્ત્રી. ગાય.
૧૧. સ્ત્રી. દુર્ગાદેવી; અંબિકા; પાર્વતી.
ઇડા કહત તત દેવતા, ઇડાભૂમિ અભિરામ;
ઇડા અંબિકા માતમાં, રતિ આપી હરિ નામ. — પિંગળલઘુકોષ
૧૨. સ્ત્રી. નભદેવતા; આકાશની દેવી.
૧૩. સ્ત્રી. પૃથ્વી; ભૂમિ.
૧૪. સ્ત્રી. પૃથ્વીની અધિષ્ઠાત્રી દેવી; પૃથ્વી ઉપર સત્તા ધરાવતી દેવી.
૧૫. સ્ત્રી. (પુરાણ) મનુની દીકરી અને બુધની સ્ત્રી. પુરાણોમાં ઇડાને વૈવસ્વત મનુની દીકરી, બુધની સ્ત્રી અને પુરુરવાની મા કહી છે. મનુએ દીકરો મેળવવા માટે મિત્રાવરુણનો પ્રેમ મેળવવા યજ્ઞ કર્યો. પરિણામે ઇડા અથવા ઇલા નામે દીકરીનો જન્મ થયો. મિત્ર અને વરુણ બન્ને દેવોની કૃપાથી ઇડાની જાતિ બદલાઈ, ને તે દીકરારૂપે બની. એ દીકરાનું નામ સુદ્યુમ્ન હતું. શિવના શાપને લીધે સુદ્યુમ્ન પાછો સ્ત્રી બની ગયો. સ્ત્રીરૂપે એનું નામ ઇલા હતું. આ ઇલા બુધને પરણી અને એનાથી તેને પુરુરવા નામનો દીકરો થયો. તે પછી વિષ્ણુની કૃપાથી સુદ્યુમ્નને પાછું પુરુષપણું મળ્યું. પુરુષ તરીકે એને ત્રણ દીકરા થયા હતા. શતપથ બ્રાહ્મણમાં એવી કથા છે કે મનુએ પ્રજા મેળવવા કરેલા યજ્ઞથી ઇડા ઉત્પન્ન થઈ. ઇડા ઉપર પોતાનો હક છે કહી મૈત્રાવરુણે તેની માગણી કર્યા છતાં ઇડા પોતાના જનક પાસે જ રહી. મનુએ પ્રજાને માટે પ્રાર્થના, ઉપવાસ અને તપ કરી ઇડાથી પોતાના વંશની વૃદ્ધિ કરી. બીજી કથા પ્રમાણે મનુના સૌથી મોટા દીકરાનું નામ ઇલ હતું. પાર્વતીના મના કરેલ વનમાં દાખલ થવાથી ઇલ સ્ત્રી બનીને ઇલા થઈ ગયો. ઇલાના મિત્ર અને સંબંધીઓની વિનતિ ઉપરથી પ્રસન્ન થઈ શિવ અને પાર્વતીએ વરદાન આપ્યું કે ઇલા એક મહિનો સ્ત્રી અને એક મહિનો પુરુષ થશે.
૧૬. સ્ત્રી. (પુરાણ) મનુને સૌથી પહેલાં યજ્ઞવિધિ શિખવનાર શિક્ષિકા.
૧૭. સ્ત્રી. યોગશાસ્ત્ર પ્રમાણે પ્રાણવાયુની ત્રણ નાડીમાંની જમણી નાડી.
૧૮. સ્ત્રી. વસુદેવની એક સ્ત્રી.
૧૯. સ્ત્રી. વાગ્દેવી; ભાષાની દેવી.
૨૦. સ્ત્રી. વાચા; વાણી.
૨૧. સ્ત્રી. સોમપાન નહિ કરનાર એક અણગમતી દેવતા.
૨૨. સ્ત્રી. સ્તુતિ; સ્તવન.
૨૩. સ્ત્રી. સ્વર્ગ.
૨૪. સ્ત્રી. હવિષ્યાન્ન; યજ્ઞ કે ઉપવાસના દિવસમાં ખાઈ શકાય એવું અન્ન.
૨૫. ન. (સંગીત) ઓડવનું એક તાન; ષડ્જ ગ્રામમાં ષડ્જ અને પંચમ વર્જવાથી ઉત્પન્ન થતું એક તાન.
૨૬. ન. યજ્ઞશેષ એટલે યજ્ઞના બળિદાનનો વધેલો ભાગ ખાવાનું એ નામનું વાસણ.

**ઇડાચિકા** ૧. [સં.] સ્ત્રી. એક જાતની ભમરી.
૨. સ્ત્રી. હંસલી; હંસની માદા.

**ઇડાવત્સર** ૧. પું. ત્રીસ દિવસના મહિનાઓથી ગણાતું વર્ષ.
૨. ન. વર્ષ; વરસ.
કાળ જાણનારા વિદ્વાનોએ સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર એવી રીતે વર્ષના પાંચ ભેદ કલ્પેલા છે. — ભગવતી ભાગવત

**ઇડિઅટ** [અં.] ન. મૂર્ખ; અક્કલ વગરનું માણસ.

**ઇડિકા** [સં.] સ્ત્રી. પૃથ્વી.

**ઇડીપીડી** [ઇડી (પીડાનું અવઢું રૂપ) + પીડા (દુઃખ)] સ્ત્રી. નજર ન લાગે તેટલા સારુ વરવહુના માથા ઉપરથી ઉતારી આજુબાજુએ ફેંકી દેવામાં આવતાં બીની રાખનાં મૂઠિયાં.

**ઇડ્ચર** [સં. ઇડ્ (ઇચ્છા) + ચર (ફરનાર)] પું. સાંઢ; ખૂંટ; આખલો. તે ઇચ્છા પ્રમાણે ફરતો રહે છે.

**ઇડ્વત્સર** [સં.] પું. વર્ષ; વરસ.

**ઇણ** વિ. આ.

**ઇણુમ** વિ. આ.

**ઇણુહુ** અ. (જૂ. ગુ.) એની સાથે.
ઇણુહુ તે બહુ ભાવ. — નેમવિજય

**ઇણી** વિ. સ્ત્રી. (જૂ. ગુ.) આવી; આ.
શૈશવ વય એણી પિરિ વીતું, ઇણીસમિ નઈ શુભ દેશ. — બાલણ

**ઇણીપિરિ** અ. (જૂ. ગુ.) એણી પેરે; એ રીતે.
પિતા પોષણ માહરે કરિ, ઇણીપિરિ તેહિ ઠારિ. — બાલણ

**ઇણે** [સં. એન] સ. (ગ્રામ્ય) એણે; એમણે.

**ઇત** ૧. [સં. ઇ (જવું) + ત (એલ)] ન. જવાની રીત; ગતિ.
૨. ન. જ્ઞાન; બોધ.
૩. ન. રીત.
૪. વિ. ગયેલ.
૫. વિ. પાછું આવેલું.
૬. વિ. મેળવેલ; પામેલું; પ્રાપ્ત કરેલ.
૭. વિ. યાદ કરેલું; સંભારેલ.
૮. વિ. લડાઈખોર; લડકણું.

૯. [ સં. ઇતઃ ] અ. અહીંયાં; આ જગ્યાએ; અત્ર.
૧૦. અ. આણી તરફ; આ બાજુ; આણીકોર.

**ઇતઉત** [ સં. ઇતઃતતઃ ] અ. ( હિંદી ) અહીંતહીં; આમતેમ; ઇધરઉધર.
લોચન નારાયણ શું જોઈ, **ઇતઉત** કારજ કરવા દોડે. — રત્નેશ્વર
ઇતઉત કરવું = અહીંતહીં મૂકવું.

**ઇતકાદ** [ અ. એઅતકાદ ] પું. શ્રદ્ધા; વિશ્વાસ.

**ઇતઝાબુ** પું. જપાનમાં ચાલતો આશરે દોઢ શિલિંગની કીમતનો ચાંદીનો સિક્કો.

**ઇતતે** [ હિં. ] અ. અહીંથી.

**ઇતદર** [ હિં. ] અ. આ તરફ.

**ઇતના** [ સં. ઇયત્ ( આટલું ) ] વિ. ( હિંદી ) આટલું; આટલા પ્રમાણમાં.

**ઇતની** [ સં. ઇયત્ ( આટલું ) ] વિ. સ્ત્રી. ( હિંદી ) આટલી.

**ઇતનીસી** [ હિં. ] વિ. સ્ત્રી. આટલી; આના જેટલી.

**ઇતફાક** ( ઇતફાક ) ૧. [ અ. ઇત્તિફાક ] પું. એકમત; સહવિચાર.
૨. પું. સલાહ; સંપ.
૩. પું. સંજોગ; બનાવ.

**ઇતબાર** ૧. પું. ઉપયોગિતા.
૨. પું. દરકાર; સંભાળ.
૩. પું. પૂજ્યભાવ.
૪. [ અ. અબર ( તેણે વિશ્વાસ રાખ્યો ) ] પું. ભરોંસો; પતીજ; વિશ્વાસ; શ્રદ્ધા; ખાતરી.

**ઇતબારનામું** [ અ. અબર ( તેણે વિશ્વાસ રાખ્યો ) + ફા. નામા ( દસ્તાવેજ ) ] ન. હૂંડી; નાણાંની આપલે કરવા વપરાતી શાહુકારી ચિઠ્ઠી; 'લેટર ઑવ ક્રેડિટ'.

**ઇતબારાત** [ અ. અબર ( તેણે વિશ્વાસ રાખ્યો ) + આત ( પણું ) ] સ્ત્રી. માનપાન; આદર.

**ઇતબારી** ૧. [ અ. અબર ( તેણે વિશ્વાસ રાખ્યો ) + ઈ ( પણું ) ] ન. વિશ્વાસ હોવાપણું.
૨. વિ. પ્રમાણિક; ઇમાની; જેની ઉપર વિશ્વાસ રાખી શકાય તેવું; ભરોંસા લાયક.
૩. વિ. શ્રદ્ધાવાન; ભરોંસો રાખનાર.

**ઇતભાર** [ અ. ઇતબાર ] પું. ( કચ્છી ) ભરોંસો; વિશ્વાસ.

**ઇતભારી** વિ. ( કચ્છી ) વિશ્વાસુ; ભરોંસાદાર.

**ઇતમાદ** [ અ. એતેમાદ ] પું. ભરોંસો; વિશ્વાસ.

**ઇતમામ** ૧. [ અ. ઇહતિમામ ( ગોઠવણ ) ] પું. બંદોબસ્ત; પ્રબંધ.
૨. પું. રસાલો; ખટલો; માનમરતબા પ્રમાણે સાથે રાખેલાં માણસ, ઘોડાં વગેરે; પરિવાર.
૩. પું. સવારીનો સાજ; અસબાબ; સરંજામ.
૪. પું. સંપૂર્ણતા; સિદ્ધિ.
૫. [ અ. તમ્મ ( તે આખું હતું ) ] વિ. સંપૂર્ણ; પૂરેપૂરું; તમામ.

**ઇતર** ૧. [ અ. ઇત્ર ] ન. અત્તર; સુગંધી પદાર્થનો અર્ક.
૨. [ સં. ] સ. અન્ય; બીજું.
૩. વિ. અજાણ્યું; પારકું; ત્રાહિત.
૪. વિ. અન્ય; બીજું; અપર. જેમકે, આર્યેતર; બ્રાહ્મણેતર.
૫. વિ. આનંદી; ઇશ્કી; રમતિયાળ.
૬. વિ. જુદું; દૂરનું.
૭. વિ. નીચ; હલકું; પામર; ક્ષુલ્લક.
૮. વિ. ફાલતુ.
૯. વિ. બડાઈખોર.
૧૦. વિ. ભિન્ન.
૧૧. વિ. મગરૂર.
૧૨. વિ. વિરુદ્ધનું; ઊલટું.
૧૩. વિ. સામાન્ય; સાધારણ.

**ઇતરજન** ૧. [ સં. ઇતર ( હલકું ) + જન ( માણસ ) ] ન. અધમ માણસ.
૨. ન. બીજું માણસ; બહારનું માણસ.

**ઇતરડી** ( ઇતરડી ) ૧. સ્ત્રી. અતરડી; કાનસ.
૨. ન. ઢોરના શરીર ઉપર વળગતું એક જાતનું જંતુ; નાનો ગીંગોડો; ઈતડી.

**ઇતરડો** ( ઇતરડો ) પું. ગીંગોડો; કૂતરાં, ઢોર વગેરે પશુના શરીરે ચોંટી રહેતો જીવડો.

**ઇતરત** ૧. [ સં. ઇતરતઃ ] અ. અલગ રીતે.
૨. અ. બીજેથી.

**ઇતરતઃ** ૧. [ સં. ] અ. કોઈ બીજે ઠેકાણેથી.
૨. અ. જુદી રીતે.

**ઇતરત્ર** [ સં. ] અ. અન્ય સ્થળે; અન્યત્ર; બીજે ઠેકાણે.

**ઇતરથા** [ સં. ] અ. બીજી રીતે; અન્ય પ્રકારે.

**ઇતરદાન** [ અ. ઇત્ર ( અત્તર ) + દાન ( ઠેકાણું ) ] સ્ત્રી. અત્તરદાની.

**ઇતરધર્મ** [ સં. ઇતર ( બીજું ) + ધર્મ ] પું. બીજો ધર્મ.

**ઇતરધર્મી** [ સં. ઇતર ( જુદું ) + ધર્મ + ઇન્ ( વાળું ) ] વિ. બીજા ધર્મનું.

**ઇતરના** સ્ત્રી. દરભંગામાં થતી એ નામની કેરીની જાત. તેનું ફળ આશરે ચાર શેરનું થાય છે.

**ઇતરનિગોદ** [ ઇતર ( બીજું ) + નિગોદ ( એક શરીરમાં ઘણાં જીવ હોય એવો જીવ ) ] પું. ( જૈન ) નિગોદથી એટલે એક શરીરમાં અનેક જીવ હોય એવી અવસ્થાથી નીકળી બીજી સ્થિતિ પ્રાપ્ત કરી ફરીને નિગોદમાં ઉત્પન્ન થતો જીવ.

**ઇતરપથાવલંબી** [ સં. ઇતર ( બીજું ) + પથ ( માર્ગ ) + અવલંબિન્ ( આધાર રાખનારું ) ] વિ. પાખંડી; શાસ્ત્ર વિરુદ્ધ વર્તનાર.

**ઇતરપ્રાંતી** [ ઇતર ( જુદું ) + પ્રાંતી ( ઇલાકાનું ) ] વિ. બીજા પ્રાંતનું; બીજા દેશનું.

**ઇતરબાજ** ૧. વિ. અક્કડાઈવાળું; મગરૂર.
૨. વિ. બડાઈખોર.

**ઇતરભાષા** [ સં. ઇતર ( બીજું ) + ભાષા ( બોલી ) ] સ્ત્રી. બીજી ભાષા.

**ઇતરમાન** [ સં. ઇતર ( બીજું ) + માન ( પ્રમાણ ) ] ન. બીજું માપ.

**ઇતરયોગ** ૧. [ સં. ઇતર ( બીજું ) + યોગ ( સંબંધ ) ] પું. અરસપરસનો સંબંધ.
૨. પું. ( વ્યાકરણ ) દરેક શબ્દ છૂટી છૂટી રીતે લેવાય એવો દ્વંદ્વ સમાસનો એક વિભાગ.

**ઇતરલોક** [ સં. ઇતર ( હલકું ) + લોક ( માણસ ) ] ન. બ. વ. હલકાં વર્ણનાં માણસો.

**ઇતરવત્** [ સં. ઇતર ( સામાન્ય ) + વત્ ( જેવું ) ] અ. સામાન્ય રીતે.

**ઇતરવર્ણું** [ સં. ઇતર ( બીજું ) + વર્ણ ( કોમ ) ] વિ. બીજી કોમનું.

**ઇતરવાચન** [ સં. ઇતર ( બીજું ) + વાચન ( વાંચવાપણું ) ] ન. અભ્યાસક્રમ ઉપરાંતનું વાચન; નિશાળમાં ચાલતી ચોપડીઓ સિવાયનું વાંચવું તે.

**ઇતરવિદ્યા** ૧. સ્ત્રી. બીજી કળા.
૨. [ સં. ઇતર ( બીજું ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. બીજું શાસ્ત્ર.

**ઇતરવિશેષ** [ સં. ઇતર ( બીજું ) + વિશેષ ( વધારે ) ] પું. બીજા કરતાં વધારેપણું.

**ઇતરસંસ્કૃતિ** [ સં. ઇતર ( બીજું ) + સંસ્કૃતિ ( સંસ્કાર ) ] સ્ત્રી. બીજાના સંસ્કાર.

**ઇતરસ્ત** [ સં. ઇતસ્તતઃ ] અ. આમતેમ; અહીંતહીં.
અશ્વ પરથી નીચે ઉતરી તેણે **ઇતરસ્ત** દૃષ્ટિપાત કર્યો. — મલ્લિકાદેવી

**ઇતરાઈ** ૧. [ ઇતરાવું ( મગરૂરી કરવી ) ] સ્ત્રી. આછકલાઈ; મોટાઈનો દેખાવ; ખોટી મોટાઈ.
જેમ સૂક્ષ્મ ધન પામીને, ખળ અભિમાન કરી ઇતરાઈ રે. — ગિરિધર

૨. સ્ત્રી. ચાલુ રીતરિવાજથી વધારે પડતું કરવું તે.

૩. [ ઇતર ( જુદું ) + આઈ ( પણું ) ] સ્ત્રી. જુદાપણું; જુદાઈ; મારા તારા વચ્ચેનો ભેદ.

૪. સ્ત્રી. નખરાં.

૫. સ્ત્રી. રૂઢિથી ઊલટું ચાલવાપણું.

૬. વિ. નખરાંબાજ; હાવભાવ કરનાર.

**ઇતરાકૃત** [ સં. ઇતર ( જુદું ) + આકૃત ( આકારવાળું ) ] વિ. જુદા દેખાવવાળું.

**ઇતરાકૃતિ** [ સં. ઇતર ( નોખી જાતનું ) + આકૃતિ ( આકાર ) ] વિ. જુદા આકારવાળું.

**ઇતરાકૃતિત્વ** [ સં. ઇતર ( જુદું ) + આકૃતિ ( આકાર ) + ત્વ ( પણું ) ] ન. જુદા આકારવાળું હોવાપણું.

**ઇતરાજ** ૧. [ અ. અરજ ( તે વચ્ચે પડ્યો ) ] વિ. ગુસ્સે થયેલું; ક્રોધે ભરાયેલું; ખફા.

૨. વિ. નારાજ; નાખુશ.

**ઇતરા જાવું** [ ઇતર ( બીજું ) + જાવું ] અ. ક્રિ. લૂંટારાની મુસાફરને આગળથી ચેતવણી અપાવી.

**ઇતરાજી** ૧. [ અ. અરજ ( તે વચ્ચે પડ્યો ) ] સ્ત્રી. અભાવ; નાખુશી; અરુચિ; નારાજી; અસંતોષ.

૨. સ્ત્રી. અવકૃપા; અપ્રીતિ; ગેરમહેરબાની; અકૃપા; કરડી નજર; વક્રદૃષ્ટિ.

૩. સ્ત્રી. આપવડાઈ.

૪. સ્ત્રી. ગર્વ.

૫. સ્ત્રી. ગુસ્સો; ખોફ.

૬. સ્ત્રી. ટીકા.

૭. સ્ત્રી. વાંધો; વિરોધ; નાપસંદગી.

**ઇતરાઝી** ( ઇતરાઝી ) ૧. [ અ. અરજ ( તે વચ્ચે પડ્યો ) ] સ્ત્રી. અભાવ; નાખુશી.

૨. સ્ત્રી. કરડી નજર; અકૃપા.

૩. સ્ત્રી. ગર્વ.

૪. સ્ત્રી. ગુસ્સો; ખોફ.

૫. સ્ત્રી. ટીકા.

૬. સ્ત્રી. બડાઈ; આપવડાઈ.

૭. સ્ત્રી. વાંધો.

**ઇતરાયા** ૧. [ અ. અરજ ( તે વચ્ચે પડ્યો ) ] વિ. અહંકારી; ડોળી.

૨. વિ. નખરાંખોર; હાવભાવ કરનારું.

૩. વિ. ફૂલણશી.

**ઇતરાવયવ** [ સં. ઇતર ( જુદું ) + અવયવ ( ભાગ ) ] વિ. જુદી જાતનું; વિરુદ્ધ ગુણવાળું; વિધર્મક.

**ઇતરાવવું** [ ઇતરાવું ( મગરૂરી કરવી ) ] સ. ક્રિ. દેખાડો થાય એમ કરવું; મોટાઈ દેખાય એમ કરવું.

**ઇતરાશ્રય** [ સં. ઇતર ( બીજું ) + આશ્રય ( આશરો ) ] પું. બીજાનો આધાર.

**ઇતરાહટ** [ હિં. ] સ્ત્રી. ઘમંડ; ગર્વ.

**ઇતરાંગ** [ સં. ઇતર ( ઊલટું ) + અંગ ( ભાગ ) ] પું. ( કાવ્ય ) મધ્યમ કાવ્યના આઠ માંહેનો એ નામનો એક ભેદ; વિરોધી રસથી વ્યંગ્ય એટલે વક્રોક્તિ જણાવવામાં આવી હોય તેવું કાવ્ય. જેમકે, નેણ મેનશર જેવાં, નિરખી શાને લલચાયે પ્રાણી; કનક વરણ તન ઉપર, મોહિત થામાં લે નશ્વર જાણી. આમાં શરીરની સુંદરતાનું વર્ણન શૃંગાર રસમાં કરેલું છે, પણ શરીર નાશવંત હોઈ નકામું છે એમ વિરોધી શાંત રસથી વ્યંગ્ય જણાવેલ છે.

**ઇતરી** ૧. [ ઇતરાવું ( મગરૂરી કરવી ) ] સ્ત્રી. અહંકાર; ગર્વ.

૨. સ્ત્રી. ભપકો; દેખાવ.

**ઇતરેજન** ૧. [ સં. ઇતર ( સામાન્ય ) + જન ( માણસ ) ] ન. આમલોક; લોકોનું ટોળું.

૨. ન. બીજાં માણસ; બહારનાં માણસ.

**ઇતરેતર** ૧. [ સં. ઇતર ( બીજું ) + ઇતર ( બીજું ) ] સ. એકબીજાનું.

૨. વિ. અનેક; ઘણાં.

૩. વિ. અન્યોન્યનું; પરસ્પરનું.

૪. અ. અન્યોન્ય; અરસપરસ.

**ઇતરેતરદ્વંદ્વ** [ સં. ઇતર ( બીજું ) + ઇતર ( બીજું ) + દ્વંદ્વ ( એક સમાસ ) ] પું. ( વ્યાકરણ ) સમાન દરજ્જાના બે પદવાળો દ્વંદ્વ સમાસ. તેના દરેક પદનો અર્થ છૂટો લેવાતો હોવાથી સમાસનો અર્થ બહુવચનમાં થાય છે. જેમકે, માબાપ, ભાઈબહેન, હાથીઘોડા.

**ઇતરેતરયોગ** ૧. [ સં. ઇતરેતર ( એકબીજાનું ) + યોગ ( સંબંધ ) ] પું. અરસપરસનો સંબંધ.

૨. પું. ( વ્યાકરણ ) એક પ્રકારનો દ્વંદ્વ સમાસ. તેમાં દરેક પદ જુદું જુદું લેવામાં આવે છે. જેમકે, કેરીપૂરી, રાજારાણી.

**ઇતરેતરાભાવ** [ સં. ઇતરેતર ( પરસ્પર ) + અ ( નહિ ) + ભાવ ( હોવાપણું ) ] પું. ( ન્યાય ) એકના ગુણ બીજામાં ન હોવાપણું; અન્યોન્યાભાવ. જેમકે, ગાય એ ઘોડો નથી, કારણ કે ઘોડાના ગુણ ગાયમાં નથી અને ગાયના ગુણ ઘોડામાં નથી.

**ઇતરેતરાશ્રય** ૧. [ સં. ઇતરેતર ( અરસપરસ ) + આશ્રય ( આધાર ) ] પું. અન્યોન્યાશ્રય; પરસ્પર આધાર; એકબીજાનો ટેકો.

૨. પું. ( ન્યાય ) એક પ્રકારનો દોષ. કોઈ બે વાત એકબીજીને આધારે સાબિત થતી હોય ત્યારે આ દોષ થાય. જેમકે, પરલોક સાબિત કરવા માટે શરીરથી જુદા સાબિત નહિ થયેલ જીવાત્માનો પુરાવો લેવો અને જીવાત્માને શરીરથી જુદો સાબિત કરવા માટે પૂરવાર નહિ થયેલ પરલોકનું પ્રમાણ લેવું.

**ઇતરેદ્યુ** [ સં. ઇતર ( બીજું ) + દ્યુ ( દિવસ ) ] અ. બીજે દિવસે.

**ઇતરૈ** અ. ( ડિંગળ ) એટલામાં.

**ઇતલા** ૧. [ અ. ઇત્તિલાઅ ] સ્ત્રી. જાહેરખબર; સૂચના.

૨. સ્ત્રી. મત; અભિપ્રાય.

૩. સ્ત્રી. વાર્તા; ખબર.

**ઇતલાક** ૧. [ હિં. ] પું. કથન; બોલી.

૨. પું. જારી કરવાપણું; ચાલુ રાખવું તે.

૩. પું. વોરંટ કે સમન્સ એટલે હાજર રહેવાનો હુકમ ચાલુ રાખવા અને તેના તલબાનાની આવકજાવકનો હિસાબ લખવાની નોંધપોથી.

**ઇતલાકનવીસ** [ ઇતલાક ( નોંધપોથી ) + નવીસ ( લખનાર ) ] પું. ઇતલાકનો હિસાબ રાખનાર કે લખનાર.

**ઇતલાખ** ( ઇતલાખ઼ ) ૧. [ અ. ઇતલાક઼ ( વજનું ) ] પું. છૂટાછેડા; તલ્લાક; ફારગતી.

૨. પું. છૂટી; મુક્તિ.

૩. પું. જારી કરવાપણું.

૪. પું. લાગુ પાડવાપણું.

૫. પું. સંબંધ બતાવવાપણું.

૬. વિ. જુદું; છૂટું.

૭. વિ. સરકારનો પગારદાર. આ શબ્દ ફોજના સિપાઈને માટે વપરાય છે. સિપાઈ બે જાતના છે: ઇતલાખ સિપાઈ અને સરંજામ સિપાઈ. ઇતલાખ સિપાઈને મોટા મોટા સરદારો સરકારી પગારે પોતાની પાસે રાખે. સરંજામ સિપાઈ પોતાને જિવાઈ તરીકે મળેલી જમીનની પેદાશમાંથી ગુજરાન ચલાવે.

**ઇતલાખી** ( ઇતલાખ઼ી ) [ અ. ઇતિલાફ ( ભાઈબંધી ) ] સ્ત્રી. મૈત્રી; દોસ્તી.

**ઇતલ્લા** ૧. સ્ત્રી. ખબર.

૨. [ અ. ઇત્તિલાઅ ( જાહેરાત ) ] સ્ત્રી. જાહેરખબર; સૂચના.

૩. સ્ત્રી. મત; અભિપ્રાય.

૪. સ્ત્રી. વાર્તા.

**ઇતવાર** [ સં. આદિત્ય ( સૂર્ય ) + વાર ( અઠવાડિયાનો દિવસ ) ] પું. રવિવાર; દિતવાર; આતવાર; આદિત્યવાર

**ઇતવારી** [ ઇતવાર (રવિવાર) + ઈ (સંબંધી) ] વિ. રવિવાર સંબંધી; દિતવારનું.

**ઇતવો** પું. નાની જૂ; જૂનું બચ્ચું.

**ઇતસે** [ સં. ઇતસ્ (અહીંથી) ] અ. (હિંદી) અહીંથી.

**ઇતસ્તત** [ સં. ઇતસ્તતઃ ] અ. અહીંતહીં; આમતેમ.

રણમાં વીર **ઇતસ્તત** ફરતો,
ગજરથ ઘોડા ચૂરણ કરતો. અશ્વમેધ

**ઇતસ્તતઃ** ૧. [ સં. ઇતઃ (અહીંથી) + તતઃ (ત્યાંથી) ] અ. અહીંતહીં; આમતેમ; જ્યાં ત્યાં; બધે.
૨. અ. અહીંથી તહીંથી.

**ઇતસ્થિત** [ સં. ઇતઃ (અહીં) + સ્થિત (રહેલું) ] અ. અહીંતહીં; આમતેમ.

દરસે **ઇતસ્થિત** રવન. પ્રેમાનંદ

**ઇતંહી** અ. આ રીતે; આ પ્રમાણે.

**ઇતંહી** શ્રીકૃષ્ણ સદા સુખદાઈ! ગોવિંદકૃતિ

**ઇતઃ** ૧. [ સં. ] અ. અહીંથી.
૨. અ. અહીંયાં.
૩. અ. આથી; આ ઉપરથી.

**ઇતઃપર** [ સં. ] અ. હવે પછી.

**ઇતાઅત** ૧. [ અ. તઅત (તેણે આજ્ઞા પાળી) ] સ્ત્રી. આજ્ઞાપાલન; તાબેદારી.
૨. સ્ત્રી. કૃપા; મહેરબાની.
૩. સ્ત્રી. ભક્તિ; સેવા.

**ઇતાક** (ઇતાક઼) ૧. [ અ. ઇતલાક઼ (છૂટું મૂકવું) ] સ્ત્રી. સ્વતંત્રતા; મુક્તિ.
૨. વિ. આટલું.

**ઇતાડ** (ઇતાડ઼) સ્ત્રી. ઇતરડી.

**ઇતાબ** ૧. [ અ. અતબ (તેણે ઠપકો આપ્યો) ] પું. ઠપકો.
૨. પું. નાખુશી; અનિચ્છા.
૧. ઇતાબે ઇલાહી = ઈશ્વરી કોપ.
૨. ઇતાબે શાહી = રાજાનો ભય.
૩. ઇતાબો ખિતાબ = નાખુશી બતાવતા શબ્દો; ગુસ્સાનાં વેણ.

**ઇતાર** ૧. સ્ત્રી. ઇતરડીનો જથ્થો.
૨. વિ. (ડિંગળ) આટલું.
૩. અ. હમણાં; આ વખતે.

**ઇતાલ** અ. હાલમાં.

**ઇતાલા** અ. જરાક.

**ઇતાવાલ** ૧. સ્ત્રી. બ્રાહ્મણની એક જ્ઞાતિ.
૨. ન. બ્રાહ્મણની ચોરાશી જ્ઞાતિ માંહેની એ નામની જ્ઞાતિનું માણસ.
૩. વિ. બ્રાહ્મણની એ નામની એક પેટા જ્ઞાતિનું.

**ઇતાસા** અ. જરાક.

**ઇતિ** ૧. [ સં. ] પું. અંત; છેડો; છેવટ; પૂર્ણતા; સમાપ્તિ.
૨. પું. એ નામનો એક ઋષિ.
૩. પું. (પિંગળ) દરેક ચરણમાં ભગણ અને યગણ મળી ૭ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ; કામલતા. તે ગાયત્રી છંદનો એક ભેદ છે.
૪. સ્ત્રી. ઋગ્વેદની સ્ત્રીનું નામ.
૫. સ્ત્રી. ગતિ; જવું તે.
૬. સ્ત્રી. છની સંજ્ઞા.
૭. સ્ત્રી. જ્ઞાન.
૮. અ. આ પ્રમાણે; એમ; એવી રીતે; આ પ્રકારે; પૂરું થયું; છેડો આવ્યો એવું બતાવનારો શબ્દ; સમાપ્તિસૂચક શબ્દ.

શ્રી માર્કંડેય પુરાણે હો. **ઇતિ** આખ્યાન હતું. પ્રેમાનંદ

૯. અ. ઉપસર્ગ તરીકે બીજા શબ્દની સાથે જોડાઈ સમાસ બનાવવામાં વપરાતો શબ્દ. જેમકે, ઇતિવૃત્ત; ઇત્યાદિ.
૧૦. અ. હેતુ, અવધિ, વ્યવસ્થા, દૃષ્ટાંત, સમાપ્તિ, મત, પ્રકર્ષ, પ્રકરણ, પ્રકાર, પ્રત્યક્ષ, સ્વરૂપ, પરામર્શ એટલે સ્પર્શ, સાંનિધ્ય એટલે પાસેપણું, વિવક્ષા એટલે કહેવાનો ઉદ્દેશ, નિયમ, અવધારણ એટલે નિશ્ચય, એ પ્રમાણે, પ્રકાશન એટલે પ્રસિદ્ધિ, માન એટલે માપ અને આરંભ બતાવનાર અવ્યય.

**ઇતિક** [ સં. ઇતિ (ગતિ) + ક (વાળું) ] વિ. ગતિવાળું.

**ઇતિકથ** ૧. [ સં. ઇતિ (આ પ્રમાણે) + કથ (કહેવું) ] વિ. એ પ્રમાણે બોલનાર.
૨. વિ. દુષ્ટ.
૩. વિ. ન માનવા જેવું; ભરોસો રાખી ન શકાય એવું.
૪. વિ. નષ્ટ.

**ઇતિકથા** [ સં. ઇતિ (આ પ્રમાણે) + કથા (વાત) ] સ્ત્રી. અર્થ વગરની વાત; અર્થ વિનાનું બોલવું તે.

**ઇતિકરણીય** ૧. [ સં. ઇતિ (આ પ્રમાણે) + કરણીય (કરવા જેવું) ] ન. ફરજ.
૨. વિ. નિયમને અનુસરી કરવાનું.

**ઇતિકર્તવ્ય** ૧. [ સં. ઇતિ (આમ) + કર્તવ્ય (ફરજ) ] ન. ફરજ; કરવું પડે એવું કામ.
૨. વિ. કરવું વાજબી હોય તેવું.
૩. વિ. પરિપાટી એટલે પ્રથા મુજબ કરવા જેવું.
૪. વિ. ફરજ કરી ચૂકેલ; કૃતકૃત્ય.
૫. અ. એમ જ કરવા જેમ.

**ઇતિકર્તવ્યતા** ૧. [ સં. ઇતિ (આ પ્રમાણે) + કર્તવ્ય (કરવા જેવું) + તા (પણું) ] સ્ત્રી. અવશ્ય કરવા જેવી બાબત. કર્તવ્યતા આટલામાં જ પૂરી થાય છે એમ બતાવવા આ શબ્દ વપરાય છે.
૨. સ્ત્રી. ઉદ્યોગ અથવા પ્રયત્નની છેવટની હદ; કોઈ કામમાં જે કંઈ કરવાનું હોય તે કર્યું એવું બતાવનારો શબ્દ.
૩. સ્ત્રી. પરિપાટી; કામ કરવાની રીત.
૪. સ્ત્રી. પરિપૂર્ણતા; સમાપ્તિ; કાર્યનો અંત; કૃતકૃત્યતા.
૫. સ્ત્રી. ફરજ.
૬. સ્ત્રી. વાજબી અને ખરો ઇલાજ.

**ઇતિકર્તવ્યતા મૂઢ** [ સં. ઇતિ (આમ) + કર્તવ્ય (કરવા જેવું) + તા (પણું) + મૂઢ (ગભરાયેલું) ] વિ. શું કરવું તેની જેને સમજ ન પડતી હોય એવું; મુંઝાયેલું.

**ઇતિકર્તવ્યત્વ** [ સં. ઇતિ (આમ) + કર્તવ્ય (કરવા જેવું) + ત્વ (પણું) ] ન. વાજબી અને ખરો ઇલાજ; ઇતિકર્તવ્યતા.

**ઇતિકર્ત્તવ્ય** [ સં. ઇતિ (આ પ્રમાણે) + કર્ત્તવ્ય (કરવા જેવું) ] ન. ફરજ; ઇતિકર્તવ્ય.

**ઇતિકર્ત્તવ્યતા** [ સં. ઇતિ (આમ) + કર્ત્તવ્ય (કરવા જેવું) + તા (પણું) ] સ્ત્રી. અવશ્ય કરવા જેવી બાબત; ઇતિકર્તવ્યતા.

**ઇતિકાદ** (ઇતિક઼ાદ) [ અ. અકદ (તેણે શ્રદ્ધા રાખી) ] પું. આસ્થા; વિશ્વાસ; શ્રદ્ધા.

**ઇતિકાદી** (ઇતિક઼ાદી) ૧. [ અ. અકદ (તેણે વિશ્વાસ રાખ્યો) ] વિ. આસ્થા રાખનાર; શ્રદ્ધાળુ.
૨. વિ. શ્રદ્ધા રાખવા જેવું.

**ઇતિકાફ** (ઇતિક઼ાફ઼) ૧. પું. મસીદમાં વસવાટ.
૨. [ અ. વકફ઼ (તેણે કાબૂ રાખ્યો) ] પું. વિષયવાસનાનો સંયમ; ઇંદ્રિયોનાં સુખ ભોગવવાની ઇચ્છાનું દમન.

**ઇતિકાર્ય** [ સં. ઇતિ (આ પ્રમાણે) + કાર્ય (કરવા જેવું) ] વિ. અવશ્ય કરવા જેવું.

**ઇતિકાર્યતા** [ સં. ઇતિ (આ પ્રમાણે) + કાર્ય (કરવા જેવું) + તા (પણું) ] સ્ત્રી. અવશ્ય કરવા જેવું કામ; ઇતિકર્તવ્યતા.

**ઇતિકૃતમ્** [ સં. ઇતિ (આ પ્રમાણે) + કૃતમ્ (કરેલું) ] અ. (ગણિત) જે રચના કરવાની હતી તે આ પ્રમાણે કરી એમ બતાવવા ભૂમિતિના સિદ્ધાંતને અંતે લખવામાં આવતો શબ્દ; 'ક્યૂ. ઈ. એફ'.

**ઇતિકૃત્યતા** [ સં. ઇતિ (આ પ્રમાણે) + કૃત્ય (કામ) + તા (પણું) ] સ્ત્રી. જરૂરની ફરજ; અવશ્ય કરવા જેવું કામ; ઇતિકર્તવ્યતા.

**ઇતિઝાઝ** (ઇતિઝાઝ) [ અ. અઝઝ (તે વધ્યો) ] ન. વધી જવાપણું.

**ઇતિઝાર** (ઇતિઝાર) [ અ. અઝર (તેણે માફી માગી) ] પું. માફીની માગણી; ક્ષમાની યાચના.

**ઇતિઝારનામા** (ઇતિઝારનામા) [ અ. ઇતિઝાર (ક્ષમાની યાચના) + ફા. નામા (લેખ) ] ન. ક્ષમા આપવાની પ્રાર્થનાવાળો લેખ.

**ઇતિઝારી** (ઇતિઝારી) [ અ. અઝર (તેણે માફી માગી) ] વિ. માફી માગનાર; ક્ષમાની યાચના કરનાર.

**ઇતિઝાલ** (ઇતિઝાલ) ૧. [ અ. અઝલ (તે નિવૃત્ત થયો) ] પું. પદવીમાંથી રાજીખુશીથી ફારેગ થવું તે; ફારગતી; નિવૃત્તિ લેવાપણું.

૨. પું. મતભેદ; મતાંતર.

**ઇતિદાલ** ૧. [ અ. અદલ (તે ન્યાયી હતો) ] પું. પ્રમાણિકપણું; સરળતા.

૨. પું. માફક હોવાપણું; અનુકૂળતા.

૩. પું. સમતોલપણું.

**ઇતિના** ૧. [ અ. ] સ્ત્રી. ચિંતા; ફિકર.

૨. સ્ત્રી. મહેનત; શ્રમ.

**ઇતિપક્ષ** [ સં. ઇતિ (સમાપ્તિ) + પક્ષ (પડખું) ] પું. આટલું બસ એમ માનતા લોકો.

**ઇતિફાક** (ઇતિફાક) ૧. [ અ. વફક (તે નસીબથી થયું) ] પું. અકસ્માત; અણધારી ઘટના.

૨. પું. કબૂલાત.

૩. પું. કાવતરું; પ્રપંચ.

૪. પું. દૈવયોગ; નસીબનો સંજોગ.

૫. પું. બનાવ.

૬. પું. ભરોંસો; વિશ્વાસ.

૭. પું. મળતાપણું; મેળ.

૮. પું. મિત્રતા; ભાઈબંધી.

૯. પું. મોકો; તક; અવસર.

૧૦. પું. સંપ; ઐક્ય.

૧૧. પું. સંમતિ; એકમતી.

**ઇતિબાર** ૧. [ અ. અબર (તેણે વિશ્વાસ રાખ્યો) ] પું. ભરોંસો; વિશ્વાસ.

૨. પું. માન્યતા; શ્રદ્ધા.

૩. પું. વ્યવસ્થા; બંદોબસ્ત; તજવીજ.

**ઇતિબારી** [ અ. અબર (તેણે વિશ્વાસ રાખ્યો) ] વિ. વિશ્વાસુ; ભરોંસાદાર.

**ઇતિમાત્ર** ૧. [ સં. ઇતિ (આટલું) + માત્ર (માપવાળું) ] વિ. આટલું.

૨. વિ. આવા પ્રકારનું; આવી જાતનું.

**ઇતિમાદ** ૧. [ અ. અમદ (થાંભલો) ] પું. આશા; આધાર.

૨. પું. વિશ્વાસ; ખાતરી; ભરોંસો.

**ઇતિમાદી** [ અ. અમદ (થાંભલો) ] ન. વિશ્વાસ રાખવા લાયક માણસ.

**ઇતિરાઝ** (ઇતિરાઝ) ૧. સ્ત્રી. કબૂલ ન કરવાપણું.

૨. [ અ. અરઝ (તે વચમાં પડ્યો) ] સ્ત્રી. ટીકા; વાંધો.

૩. સ્ત્રી. નાખુશી.

**ઇતિરાઝી** (ઇતિરાઝી) ૧. [ અ. ઇતરાઝ (ટીકા) ] પું. વાંધો લેનાર માણસ.

૨. સ્ત્રી. નાખુશી; ગુસ્સો.

**ઇતિરાફ** (ઇતિરાફ) [ અ. અરફ (તેણે કબૂલ કર્યું) ] પું. કબૂલાત.

**ઇતિલેખ** [ સં. ઇતિ (સમાપ્તિ) + લેખ (ટૂંકો નિબંધ) ] પું. ઉપસંહાર; સમાપ્તિદર્શન; 'એપિલોગ'.

**ઇતિવત્** [ સં. ઇતિ (એ પ્રમાણે) + વત (જેવું) ] અ. એ જ રીતે; એમ જ.

**ઇતિવુત્તક** [ સં. ઇતિ (આ પ્રમાણે) + ઉક્ત (કહેવાયેલું) ] ન. બૌદ્ધ ધર્મના એક પુસ્તકનું નામ. તેનું આ નામ પાડવાનું કારણ એ છે કે તેમાં દરેક વચનની આગળ 'ઇતિ વુત્તં ભગવતા' એટલે ભગવાને આમ કહ્યું એવા શબ્દ મૂકેલા છે.

**ઇતિવૃત્ત** ૧. [ સં. ઇતિ (આમ) + વૃત્ત (હકીકત) ] ન. કથા; વાર્તા.

૨. ન. ખરી બાતમી; જેવી રીતે બન્યું હોય તેવી જ હકીકત.

૩. ન. બનાવ; બીના.

૪. ન. ભૂતકાળના બનાવોનો વૃત્તાંત; ઇતિહાસ; બનેલી હકીકતનું બયાન.

૫. ન. વસ્તુ; નાટક કે કથાનો વિષય.

**ઇતિવૃત્તિ** [ સં. ઇતિ (એ પ્રમાણે) + વૃત્તિ (હોવાપણું) ] સ્ત્રી. નાટક કે કથાનો વિષય.

**ઇતિશ** [ સં. ] પું. એક ઋષિનું નામ.

**ઇતિશમ્** [ સં. ઇતિ (સમાપ્તિ) + શમ (સુખ) ] અ. શાંતિથી સંપૂર્ણ; લેખ, પુસ્તક, પ્રકરણ કે અધ્યાયને અંતે લખાતો શુભવાચક શબ્દ.

**ઇતિશિવમ્** [ સં. ઇતિ (સમાપ્તિ) + શિવ (સુખ) ] અ. કલ્યાણકારી શબ્દ; સમાપ્તિ જણાવનારો શબ્દ.

**ઇતિશ્રી** ૧. [ સં. ઇતિ (આમ) + શ્રી (કીર્તિ) ] સ્ત્રી. કાર્યની સફળતા; કામની સિદ્ધિ.

૨. સ્ત્રી. સમાપ્તિ; પૂર્ણાહુતિ; છેડો; અંત.

ઇતિશ્રી થવું = પૂરૂં થવું; છેડો આવવો.

૩. સ્ત્રી. સમાપ્તિસૂચક લેખ; અંતનું લખાણ.

**ઇતિસામ** [ અ. ] ન. પાપથી પોતાનો બચાવ.

**ઇતિસિદ્ધમ્** [ સં. ઇતિ (આ પ્રમાણે) + સિદ્ધ (સાબિત) ] અ. (ગણિત) સિદ્ધ કરવાનું આ પ્રમાણે સિદ્ધ થયું એમ જણાવતો ભૂમિતિના સિદ્ધાંતને અંતે લખાતો શબ્દ; 'ક્યૂ. ઈ. ડી'.

**ઇતિહ** ૧. [ સં. ઇતિ (આ પ્રમાણે) + હ (ખરેખર) ] અ. ખરેખર આ પ્રમાણે.

૨. અ. સમાસ બનાવનારો એક ઉપસર્ગ. જેમકે, ઇતિહાસ.

**ઇતિહાસ** ૧. પું. અથર્વવેદનો એ નામનો ઉપવેદ.

૨. પું. આઠ માંહેનું એક પ્રમાણ; ઐતિહ્ય પ્રમાણ; પરંપરાગત ચાલતી આવતી વાત કે વર્ણનનો પુરાવો.

૩. પું. કોઈ બાબતનું વિગતવાર વર્ણન.

ઇણી પિરિ મિ કહી સહી બહુબહુ કથા **ઇતિહાસ**.
ભાલણ

૪. [ સં. ઇતિ (આ પ્રમાણે) + હ (ખરેખર) + આસ–અસ્ ઉપરથી–(હતું) ] પું. તવારીખ; વખતના ક્રમ પ્રમાણે નોંધાયેલી હકીકત; બયાન; વાર્તા; કથા; ભૂતકાળનું વૃત્તાંત; થઈ ગયેલ બનાવો અને તે સાથે સંબંધ રાખનાર પુરુષોનું ઘાલમેલ કર્યા વગરનું વર્ણન.

૫. પું. દૃષ્ટાંત.

એકવા **ઇતિહાસ** સરળમાં સમજે રે,
અન્ય આશ્રય કીધે એવું થાય રે. દયારામ

૬. પું. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સંબંધી ઉપદેશવાળું અને પૂર્વે બનેલી હકીકતના વૃત્તાંતનું પુસ્તક; પૂર્વચરિત્ર.

પુરાણ, ઇતિવૃત્ત, આખ્યાયિક, ઉદાહરણ, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર એ બધાંને માટે એક શબ્દ **ઇતિહાસ** છે. ચાણક્ય **અર્થશાસ્ત્ર**

૭. પું. બની ગયેલ બનાવો અને થઈ ગયેલ પુરુષોના વર્ણનનું પુસ્તક.

૮. પું. બોતેર માંહેની એક કળા.

૯. પું. શિવનું એક નામ.

૧૦. સ્ત્રી. ફરજ.

**ઇતિહાસક** [ સં. ઇતિહાસ (તવારીખ) + ક (કરનાર) ] પું. ઇતિહાસ લખનાર પુરુષ; તવારીખનવીસ; ઇતિહાસકાર.

**ઇતિહાસકલા** [ સં. ઇતિ (આમ) + હ (ખરેખર) + આસ્–અસ્ ઉપરથી–(હતું) +

કલા ( હુન્નર ) ] સ્ત્રી. બનેલા બનાવનું યથાર્થ વર્ણન લખવાનો હુન્નર.

**ઇતિહાસકાર** ૧. [ સં. ઇતિ ( એ પ્રમાણે ) + હ ( નિશ્ચે ) + આસ-અસ્ ઉપરથી- ( હતું ) + કાર ( કરનાર ) ] પું. ઇતિહાસનો કર્તા; ભૂતકાળનું વૃત્તાંત લખનાર માણસ; તવારીખનવીસ.

૨. વિ. ઇતિહાસ બનાવનાર; તવારીખ લખનાર.

**ઇતિહાસક્રાંતિ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + ક્રાંતિ (ફેરફાર) ] સ્ત્રી. કાળદોષ; વખતને લગતી ભૂલ; 'ઍનેક્રૉનિઝમ'.

**ઇતિહાસખોજ** [ ઇતિહાસ ( તવારીખ ) + ખોજ ( તપાસ ) ] પું. ઇતિહાસ સંબંધી શોધ કરનાર માણસ.

**ઇતિહાસગુચ્છ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + ગુચ્છ ( ગોટો ) ] પું. ઇતિહાસનાં પુસ્તકોનો વર્ગ; ઇતિહાસ વિભાગ.

**ઇતિહાસગ્રંથ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + ગ્રંથ ( પુસ્તક ) ] પું. ભૂતકાળના વૃત્તાંતનું પુસ્તક.

**ઇતિહાસચિહ્નવિદ્યા** [ સં. ઇતિહાસ ( ભૂતકાળના બનાવ ) + ચિહ્ન (નિશાની) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. પ્રાચીનવસ્તુશોધ; પુરાણવસ્તુશાસ્ત્ર; 'આર્કિઑલજિ'.

**ઇતિહાસચિહ્નવેત્તા** [ સં. ઇતિહાસ ( પૂર્વ વૃત્તાન્ત ) + ચિહ્ન ( નિશાની ) + વેત્તૃ ( જાણનાર ) ] પું. અસલના વખત સંબંધી શોધખોળ કરનાર વિદ્વાન; પૌરાતનિક; પ્રાચીનવસ્તુશાસ્ત્રી; 'આર્કિઑલજિસ્ટ'.

**ઇતિહાસજ્ઞ** [ સં. ઇતિહાસ ( ભૂતકાળનું વૃત્તાંત ) + જ્ઞ ( જાણનાર ) ] પું. તવારીખ જાણનાર વિદ્વાન; ઇતિહાસવિદ; ઇતિહાસવેત્તા.

**ઇતિહાસનવેસ** [ ઇતિહાસ ( તવારીખ ) + નવીસ ( લખનાર ) ] પું. તવારીખ લખનાર માણસ; ઇતિહાસલેખક.

**ઇતિહાસપટ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + પટ ( પડદો ) ] પું. ઇતિહાસરૂપી તક્તો.

**ઇતિહાસપંડિત** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + પંડિત ( વિદ્વાન ) ] પું. ઇતિહાસમાં વિદ્વાન પુરુષ; ઇતિહાસનો સાક્ષર.

**ઇતિહાસપુરાણ** ૧. ન. અથર્વવેદનો એક ભાગ.

૨. ન. ઇતિહાસ અને પુરાણ.

૩. [ સં. ઇતિહાસ ( તવારીખ ) + પુરાણ (અસલના વખતની કથાનું પુસ્તક) ] ન. ઇતિહાસને જણાવનારું પુરાણ.

**ઇતિહાસપ્રચલિત** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + પ્રચલિત ( ચાલતું ) ] વિ. ઇતિહાસમાં ચાલતું આવેલું; તવારીખમાં જાણીતું થયેલું.

**ઇતિહાસપ્રસિદ્ધ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + પ્રસિદ્ધ ( જાણીતું ) ] વિ. તવારીખમાં પ્રખ્યાત થયેલ.

**ઇતિહાસપ્રેમી** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + પ્રેમિન્ ( શોખવાળું ) ] વિ. તવારીખના શોખવાળું.

**ઇતિહાસભૂત** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + ભૂત ( થયેલું ) ] વિ. ઇતિહાસમાં ગણવા જેવું બનેલ; ઇતિહાસના બનાવ તરીકે થઈ ગયેલ.

**ઇતિહાસભ્રમ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + ભ્રમ ( અજ્ઞાન ) ] પું. ખોટી હકીકત.

> બાદશાહે શેર અફઘાનને મરાવ્યો એને ઇતિહાસકારો **ઇતિહાસભ્રમ** માને છે.
>
> જહાંગીર-નૂરજહાન

**ઇતિહાસમીમાંસા** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + મીમાંસા ( વિચારણા ) ] સ્ત્રી. ઇતિહાસ સંબંધી વિચાર.

**ઇતિહાસમૂર્તિ** ૧. [ સં. ઇતિહાસ ( તવારીખ ) + મૂર્તિ ( આકૃતિ ) ] સ્ત્રી. ઇતિહાસરૂપી દેવીનું સ્વરૂપ.

૨. ન. ઇતિહાસનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર માણસ.

**ઇતિહાસયશસ્વિની** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + યશસ્વિન્ ( કીર્તિવાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. તવારીખમાં મશહૂર; ઇતિહાસમાં પ્રખ્યાત થયેલી.

**ઇતિહાસયાત્રા** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + યાત્રા ( મુસાફરી ) ] સ્ત્રી. ભૂતકાળના બનાવ જાણવા માટેની મુસાફરી.

**ઇતિહાસરસિક** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + રસિક ( રસ લેનાર ) ] વિ. તવારીખમાં રસ લેનાર; ઇતિહાસના શોખવાળું.

**ઇતિહાસરંગી** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + રંગ + ઇન્ ( વાળું ) ] વિ. ઇતિહાસ ઉપરથી રચાયેલું.

**ઇતિહાસરૂપ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + રૂપ ( આકાર ) ] વિ. તવારીખના જેવું; ઇતિહાસ સરખું.

**ઇતિહાસલેખક** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + લેખક ( લખનાર ) ] વિ. ઇતિહાસ લખનાર; તવારીખનવીસ.

**ઇતિહાસવાદ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વાદ ( કથન ) ] પું. ઇતિહાસની વાર્તા.

**ઇતિહાસવાહી** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વહ્ ( લઈ જવું ) ] વિ. ભૂતકાળના બનાવોથી ભરપૂર.

**ઇતિહાસવિદ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વિદ્ ( જાણવું ) ] પું. ઇતિહાસજ્ઞ; તવારીખ જાણનાર વિદ્વાન.

**ઇતિહાસવિદિત** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વિદિત ( જાણીતું ) ] વિ. ઇતિહાસમાં પ્રખ્યાત; તવારીખમાં મશહૂર થયેલું.

**ઇતિહાસવિધાતા** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વિધાતૃ ( ઘડનાર ) ] પું. ઇતિહાસ ઘડનાર.

**ઇતિહાસવિરોધ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વિરોધ ( વિરુદ્ધતા ) ] પું. સમયની ગણતરીમાં થતી ભૂલ; કાલવિપર્યાસ; 'ઍનેક્રૉનિઝમ'.

**ઇતિહાસવિવેક** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વિવેક ( સારુંનરસું જાણવાની શક્તિ ) ] પું. ઇતિહાસમાં સાર અને અસાર જાણવાની શક્તિ.

**ઇતિહાસવિષયક** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વિષય ( બાબત ) + ક ( લગતું ) ] વિ. ઇતિહાસમાંથી જેનો મજકૂર લીધેલો હોય એવું; તવારીખ સંબંધી.

**ઇતિહાસવેત્તા** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વેત્તૃ ( જાણનાર ) ] પું. ઇતિહાસ જાણકાર; ઇતિહાસમાં વિદ્વાન.

**ઇતિહાસવેદ** ૧. [ સં. ઇતિહાસ ( તવારીખ ) + વેદ ( હિંદુઓનું ધર્મપુસ્તક ) ] પું. ઇતિહાસરૂપી ધર્મપુસ્તક.

૨. પું. એ નામનો વેદ.

**ઇતિહાસશનાસ** [ ઇતિહાસ ( તવારીખ ) + શનાસ ( જાણનાર ) ] પું. ઇતિહાસ જાણનાર માણસ.

**ઇતિહાસશાસ્ત્રવેત્તા** [ સં. ઇતિહાસ (તવારીખ) + શાસ્ત્ર + વેત્તૃ ( જાણનાર ) ] પું. ઇતિહાસ જાણનાર.

**ઇતિહાસશૂન્ય** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + શૂન્ય ( રહિત ) ] વિ. ઇતિહાસ વિનાનું; ઇતિહાસસૂનું.

**ઇતિહાસસમૃદ્ધ** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + સમૃદ્ધ ( સંપત્તિવાળું ) ] વિ. લાંબા ઇતિહાસવાળું; તવારીખથી ભરપૂર.

**ઇતિહાસસંશોધક** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + સંશોધક ( શોધ કરનાર ) ] વિ. તવારીખ સંબંધી શોધખોળ કરનાર.

**ઇતિહાસસૂનું** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + શૂન્ય ( રહિત ) ] વિ. ઇતિહાસશૂન્ય; ઇતિહાસ વિનાનું.

**ઇતિહાસસોહાગિયું** [ ઇતિહાસ ( તવારીખ ) + સોહાગી ( શોભાવાળું ) ] વિ. તવારીખમાં પંકાયેલું; ઇતિહાસ પ્રખ્યાત.

**ઇતિહાસાચાર્ય** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + આચાર્ય ( વિદ્વાન ) ] પું. તવારીખનો વિદ્વાન.

**ઇતિહાસાતીત** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + અતીત ( ઓળંગેલું ) ] વિ. ઇતિહાસ લખાવો શરૂ થયો તે પહેલાનું.

**ઇતિહાસાત્મક** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + આત્મક ( લગતું ) ] વિ. ઇતિહાસવાળું; ઇતિહાસમય.

**ઇતિહાસિક** [ સં. ઇતિહાસ ( તવારીખ ) + ઇક ( લગતું ) ] વિ. ઇતિહાસને લગતું; ઐતિહાસિક.

**ઇતું** ૧. [ સં. એતદ્ ( આ ) ] વિ. આવું; એવું.
૨. વિ. એવું અજબ; આવું વિચિત્ર.
એક જનાવર ઇતું, તે પૂંછડે પાણી પીતું.
લોકોક્તિ

**ઇતે** વિ. ( ડિંગળ ) આટલું.

**ઇતેક** ૧. [ હિં. ] વિ. આટલુંક; આ માપ જેટલું.
૨. વિ. થોડું; જરા; ઓછું.

**ઇતેકાદ** ( ઇતિક઼ાદ ) [ અ. અક઼્દ ( તેણે શ્રદ્ધા રાખી ) ] સ્ત્રી. આસ્થા; શ્રદ્ધા; વિશ્વાસ.

**ઇતેગિતે** વિ. ગણ્યુંગાંઠ્યું; થોડુંક.

**ઇતેફાક** ( ઇતિફ઼ાક઼ ) ૧. [ અ. વફ઼્ક ( તે નસીબથી થયું ) ] પું. અકસ્માત; અણધારી ઘટના.
૨. પું. અવસર; મોકો.
૩. પું. એકમતી; બધાનો સરખો મત હોવાપણું.
૪. પું. કબૂલત; સંમતિ.
૫. પું. કાવતરું; પ્રપંચ.
૬. પું. બિના; હકીકત.
૭. પું. ભાગ્ય; નસીબ.
૮. પું મિત્રતા; દોસ્તી.
૯. પું. સહકાર; સાથ.
૧૦. પું. સંજોગ; બનાવ.
૧૧. પું. સંપ; સલાહ.
૧૨. પું. સંભવ; શક્યતા.

**ઇતેહાદ** [ અ. વહ્દ ( તેણે એક કર્યું ) ] પું. એકતા; મિત્રાઈ; જુઓ ઇત્તિહાદ.

**ઇત્કટ** ૧. [ સં. ] પું. એક જાતનું ઘાસ; બરૂ.
૨. સ્ત્રી. એક વનસ્પતિ; ઇક્કડ.

**ઇત્કર** [ સં. ] પું. એક જાતનું બરૂ.

**ઇત્કિલા** [ સં. ] સ્ત્રી. એ નામની એક સુગંધી વસ્તુ; ગોરોચન; ગાયના માથામાંથી મળતી કે તેના પિત્ત અથવા મૂત્રમાંથી બનાવાતી એક ઔષધિ.

**ઇત્સેડા** ( ઇત્સેડા ) [ હિં. ] પું. ફસાઈ જવાની સ્થિતિ.

**ઇત્તદાય** [ અ. ઇબ્તિદા ( શરૂઆત ) ] પું. આરંભ; શરૂઆત.

**ઇત્તના** [ હિં. ] સ્ત્રી. બાબત; વાત.

**ઇત્તફાક** ( ઇત્તફ઼ાક઼ ) [ અ. વફ઼્ક ( તે નસીબથી થયું ) ] પું. અકસ્માત; અણધાર્યો બનાવ. જુઓ ઇત્તિફાક.

**ઇત્તરબિત્તર** [ હિં. ] વિ. વીંખી નાંખેલું.

**ઇત્તલા** [ અ. ઇત્તલાઅ ( સમાચાર ) ] સ્ત્રી. સૂચના; ખબર.

**ઇત્તલાઅ** [ અ. તલઅ ( તેણે જાણ્યું ) ] સ્ત્રી. સૂચના; ખબર; જાહેરાત.

**ઇત્તલાનામા** [ અ. ઇત્તલાઅ ( સૂચના ) + નામા ( લેખ ) ] પું. સૂચનાપત્ર; નિવેદનપત્ર.

**ઇત્તા** [ હિં. ] વિ. આટલું.

**ઇત્તિકા** ( ઇત્તિક઼ા ) ૧. [ અ. વકી ( તેણે ત્યાગ કર્યો ) ] પું. ત્યાગ; દૂર રહેવું તે.
૨. પું. પવિત્રતા; શુદ્ધિ.

**ઇત્તિકાફ** ( ઇત્તિક઼ાફ઼ ) ૧. [ અ. વક્ફ઼ ( તેણે કાબૂ રાખ્યો ) ] પું. ઇંદ્રિયદમન; સંયમ.
૨. પું. રોજો; દિવસનો ઉપવાસ.

**ઇત્તિકિત્તિ** સ્ત્રી. એ નામની એક રમત. તેમાં એક બાજુનાં બધાં રમનારાં હારદોર નીચાં નમી ઘોડાં બને એટલે તે દરેકની પીઠ ઉપર બીજી બાજુનું એકેક રમનાર ચડી બેસે. આ રમતથી નિયમસર કામ કરવાની ટેવ પડવા ઉપરાંત રમૂજ સાથે ઘણાં અંગને સારી કસરત મળે છે.

**ઇત્તિફાક** ( ઇત્તિફ઼ાક઼ ) ૧. [ અ. વફ઼્ક ( તે નસીબથી થયું ) ] પું. અકસ્માત; અણધાર્યો બનાવ.
૨. પું. એકમતી; એકમત હોવાપણું.
૩. પું. કબૂલત; સંમતિ.
૪. પું. કાવતરું; છળપ્રપંચ.
૫. પું. બિના; હકીકત.
૬. પું. ભાગ્ય; નસીબ.
૭. [ અ. વફ઼્ક ( તેણે સંપ કર્યો ) ] પું. મિત્રતા; મૈત્રી; ભાઈબંધી.
૮. પું. મેળ; મળતાપણું; સંપ.
૧. ઇત્તિફાક બનવું = અનુકૂળ લાગવું; સારું નીવડવું.
૨. ઇત્તિફાક રાખવું = સંપથી રહેવું.
૯. પું. મોકો; તક; અવસર.
૧૦. પું. શક્યતા; સંભવ.
૧૧. પું. સહકાર; સાથ.
૧૨. પું. સંજોગ; બનાવ.

**ઇત્તિફાકન** ( ઇત્તિફ઼ાક઼ન ) ૧. [ અ. વફ઼્ક ( તે નસીબથી થયું ) ] અ. અકસ્માતથી; ઓચિંતું.
૨. અ. કદાચ.

**ઇત્તિફાકાત** ( ઇત્તિફ઼ાક઼ાત ) ૧. [ અ. ઇત્તિફાક ( અકસ્માત )નું બહુવચન ] પું. બ. વ. અકસ્માતો; અણધાર્યા બનાવો.
૨. [ અ. ઇત્તિફાક ( બનાવ )નું બહુવચન ] પું. બ. વ. બનાવો; સંજોગો.

**ઇત્તિફાકિયા** ( ઇત્તિફ઼ાક઼િયા ) [ અ. વફ઼્ક ( તે નસીબથી થયું ) ] વિ. અકસ્માતથી થયેલું; આકસ્મિક.

**ઇત્તિફાકી** ( ઇત્તિફ઼ાક઼ી ) [ અ. વફ઼્ક ( તે નસીબથી થયું ) ] વિ. અકસ્માતથી થતું; અકસ્માતી.

**ઇત્તિફાકેરાઈ** ( ઇત્તિફ઼ાક઼ેરાઈ ) [ અ. ઇત્તિફાક ( એકમત ) + એ ( નું ) + રાઈ ( મત ) ] પું. મૈત્રી; એકસંપ; ઐક્ય.

**ઇત્તિફાકે હસન** ( ઇત્તિફ઼ાક઼ે હસન ) [ અ. ઇત્તિફાક ( તક ) + એ ( નું ) + હસન ( સારું ) ] પું. અણધાર્યું સારું નસીબ; અનુકૂળ તક.

**ઇત્તિબા** [ અ. તબઅ ( તે તાબે થયો ) ] ન. અનુસરણ.

**ઇત્તિલાઅ** ૧. [ અ. તલઅ ( તેણે જાણ્યું ) ] સ્ત્રી. ખબર; સૂચના.
૨. સ્ત્રી. જાહેરખબર.
૩. સ્ત્રી. ઢંઢેરો; જાહેરનામું.
૪. સ્ત્રી. તપાસ; તજવીજ.

**ઇત્તિલાનામા** ૧. [ અ. ઇત્તિલાઅ ( ખબર ) + નામા ( પત્ર ) ] ન. આફીન; 'સમન્સ'.
૨. ન. લિખિત જાહેરખબર; નિવેદનપત્ર.

**ઇત્તિલામંદ** [ અ. ઇત્તિલાઅ ( ખબર ) + મંદ ( વાળું ) ] વિ. જાણેલું; માહિતી હોય એવું.

**ઇત્તિસાફ** ( ઇત્તિસાફ઼ ) [ અ. વસ્ફ઼ ( તેણે વખાણ કર્યાં ) ] પું. વર્ણન; પ્રશંસા; સ્તુતિ.

**ઇત્તિસાલ** ૧. [ અ. વસ્લ ( તેણે મેળાપ કર્યો ) ] પું. પ્રેમ; મોહ.
૨. પું. યોગ; સંબંધ.
૩. પું. સંપ; એકતા.

**ઇત્તિહાદ** ૧. [ અ. વહ્દ ( તેણે એક કર્યું ) ] પું. એકતા; ઐક્ય; સંપ.

૨. પું. મિત્રતા; દોસ્તી; ભાઈબંધી.
૩. પું. સંધિ; કરાર.

**ઇત્તિહામ** ૧. [ અ. વહમ (તેને શંકા હતી) ] પું. તહોમત; આળ; દોષ.
૨. પું. શંકા; શક; સંદેહ.

**ઇત્તેફાક** (ઇત્તિફ઼ાક઼) ૧. [ અ. વફ઼ક (તે નસીબથી થયું) ] ન. અકસ્માત; અણધારી ઘટના; બનાવ.
૨. ન. અવસર; મોકો; સંજોગ.
૩. ન. સંપ; એકતા; મેળ; ઇત્તિફ઼ાક.

**ઇત્તેફાકન** (ઇત્તિફ઼ાક઼ન) ૧. [ અ. વફ઼ક (તે નસીબથી થયું) ] અ. અચાનક; અકસ્માતથી.
૨. અ. કદાચ.

**ઇત્તેફાકિયા** (ઇત્તિફ઼ાક઼િયા) [ અ. ઇત્તિફ઼ાક઼ (અકસ્માત) ] વિ. અકસ્માતથી થયેલ; આકસ્મિક.

**ઇત્તેબાઅ** [ અ. તબઅ (તે તાબે થયો) ] પું. તાબેદારી.

**ઇત્તેલા** ૧. [ ફ઼ા. ઇત્તિલાઅ (ખબર) ] સ્ત્રી. ખબર; સૂચના.
૨. સ્ત્રી. જાહેરાત; જાહેરખબર.
૩. સ્ત્રી. ઢંઢેરો; જાહેરનામું.

**ઇત્તેલાનામા** ૧. [ અ. ઇત્તિલાઅ (ખબર) + ફ઼ા. નામા (પત્ર) ] ન. આજ્ઞાપત્ર; 'સમન્સ'.
૨. ન. મહેસૂલ મુદ્દતસર નહિ ભરનારની જમીન જપ્ત કરવાની ચેતવણી.
૩. ન. સૂચનાપત્ર; જાહેરાત; 'નોટિસ'.

**ઇત્તેહાદ** ૧. [ અ. વહદ (એક) ] પું. મૈત્રી; ભાઈબંધી; દોસ્તી.
૨. પું. સંધિ; કરાર.
૩. પું. સંપ; એકતા; ઐક્ય.

**ઇત્થમેવ** ૧. [ સં. ઇત્થમ્ (એ પ્રમાણે) + એવ (જ) ] વિ. એ જ પ્રમાણે થતું.
૨. અ. આ જ રીતે.

**ઇત્થશાલ** [ સં. ઇત્થં (આ પ્રમાણે) + શલ્ (જલદી જવું) ] પું. (જ્યોતિષ) એ નામનો એક યોગ. ઉતાવળી ચાલવાળો ગ્રહ ધીમી ચાલના ગ્રહથી અંશમાં ઓછો હોય અને તે એકબીજાને દેખતા હોય અથવા એકબીજાની સાથે સંબંધ કરતા હોય ત્યાં આ યોગ થાય છે.

**ઇત્થશાલી** [ સં. ઇત્થશાલ (એ નામનો એક યોગ) + ઇન્ (વાળું) ] વિ. (જ્યોતિષ) ઇત્થશાલ નામના યોગવાળું.

**ઇત્થં** [ સં. ઇત્થમ્ (એ પ્રમાણે) ] અ. આ રીતે; આ પ્રમાણે; આમ.

**ઇત્થંભાવ** ૧. [ સં. ઇત્થમ્ (આ પ્રમાણે) + ભાવ (હોવાપણું) ] પું. એ પ્રમાણે થવું તે.
૨. પું. એવી સ્થિતિમાં આવવાપણું.

**ઇત્થંભૂત** ૧. [ સં. ઇત્થમ્ (એ પ્રકારે) + ભૂત (થયેલું) ] વિ. એ પ્રમાણે થયેલ; આ પ્રમાણે બનેલું.
૨. વિ. એવી સ્થિતિમાં આવેલું; આવા સંજોગવાળું.
૩. અ. જેમ બન્યું હોય તેમ; યથાસ્થિત.
૪. અ. વિગતવાર; સવિસ્તર.

**ઇત્થા** [ સં. ] અ. આ પ્રમાણે.

**ઇત્થિ** [ સં. સ્ત્રી ] સ્ત્રી. (પ્રાકૃત) નારી; સ્ત્રી.

**ઇત્થિકલા** [ સં. સ્ત્રી (બૈરી) + કલા (હિકમત) ] સ્ત્રી. (પ્રાકૃત) સ્ત્રીની ચોસઠ કળા.

**ઇત્થિકહા** [ સં. સ્ત્રી (બૈરી) + કથા (વાત) ] સ્ત્રી. (પ્રાકૃત) સ્ત્રી સંબંધી વાતચીત.

**ઇત્થિચોર** [ સં. સ્ત્રી (બાઈ) + ચોર ] પું. (પ્રાકૃત) લંપટ; વિષયી; વ્યભિચારી.

**ઇત્થિતીર્થ** [ સં. સ્ત્રીતીર્થ ] ન. (પ્રાકૃત) સ્ત્રીરૂપે જન્મેલ મલ્લિનાથ તીર્થંકરે જમાવેલું સામ્રાજ્ય.

**ઇત્થિપરિસહ** ૧. [ સં. સ્ત્રી + પરિષહ (દુઃખ) ] પું. (પ્રાકૃત) ઇંદ્રિયો ઉપર કાબૂ રાખવાપણું.
૨. પું. સ્ત્રીના હાવભાવથી ન ડગવું તે.

**ઇત્થિલિંગ** [ સં. સ્ત્રી (બૈરી) + લિંગ (દેહ) ] ન. (પ્રાકૃત) સ્ત્રીનું શરીર.

**ઇત્થિલિંગસિદ્ધ** [ સં. સ્ત્રી (બાઈ) + લિંગ (શરીર) + સિદ્ધ (મુક્તિ પામેલ) ] પું. (પ્રાકૃત) સ્ત્રી જન્મમાંથી છૂટકારો.

**ઇત્થિવેદ** [ સં. સ્ત્રી (બાઈ) + વેદ (ભાવ) ] પું. (પ્રાકૃત) સ્ત્રીને પુરુષ સાથે ભોગ ભોગવવાની થતી ઇચ્છા.

**ઇત્થી** [ સં. સ્ત્રી ] સ્ત્રી. (પ્રાકૃત) સ્ત્રી; નારી.

**ઇત્ના** [ હિં. ] વિ. આટલું.

**ઇત્નેમેં** ૧. [ હિં. ] અ. આ વખતે.
૨. અ. આટલામાં.
૩. અ. આના ઉપર.
૪. અ. દરમિયાન; એટલા વખતમાં.

**ઇત્ફા** (ઇત્ફ઼ા) [ અ. ] પું. દેવતા ઓલવવો તે.

**ઇત્બા** [ અ. તબઅ (તે તાબે થયો) ] પું. અનુસરણ; તાબે થવું તે.

**ઇત્મા** [ અ. તમઅ (તેણે ઇચ્છા કરી) ] સ્ત્રી. આતુરતા; તીવ્ર ઇચ્છા.

**ઇત્મામ** [ અ. તમામ (પૂરૂં) ] પું. સંપૂર્ણતા.

**ઇત્મીનાન** ૧. [ અ. અમન (તે શાંત હતો) ] પું. શાંતિ; સંતોષ.
૨. પું. સહીસલામતી; અમાનત.

**ઇત્ય** [ સં. ઇ (જવું) + ય (જેવું) ] વિ. જવા જેવું.

**ઇત્યક** [ સં. ] પું. દ્વારપાળ; પ્રતિહાર.

**ઇત્યર્થ** ૧. [ સં. ઇતિ (આ પ્રમાણે) + અર્થ (હેતુ) ] પું. એ પ્રમાણેનો સાર; મતલબ; હેતુ.
૨. પું. પૂરી હકીકત.

**ઇત્યર્થમ્** [ સં. ઇતિ (આ પ્રમાણે) + અર્થમ્ (માટે) ] અ. એટલા માટે; એ હેતુથી.

**ઇત્યલમ્** [ સં. ઇતિ (આમ) + અલમ્ (બસ) ] અ. બહુ થયું; આટલું પૂરતું છે; હવે બસ.

**ઇત્યા** ૧. [ સં. ઇ (જવું) + ય (જેવું) + આ (નારીજાતિનો પ્રત્યય) ] સ્ત્રી. ગતિ; ગમન.
૨. સ્ત્રી. પાલખી; મ્યાનો.

**ઇત્યાદિ** ૧. [ સં. ઇતિ (આમ) + આદિ (શરૂઆત) ] વિ. એ પ્રમાણે બીજાં પણ; વગેરે.
૨. અ. એ વગેરે; વગેરે. સરખા સંબંધવાળી ઘણી વસ્તુ ગણાવવાની હોય ત્યારે ટૂંકાણની ખાતર બે ત્રણ વસ્તુ ગણાવી ઇત્યાદિ લખવામાં આવે છે.

**ઇત્યાદિક** [ સં. ઇતિ (આમ) + આદિ (શરૂઆત) + ક (વાળું) ] વિ. એ પ્રમાણે એના જેવાં બીજાં હોય તે. જુઓ ઇત્યાદિ.

**ઇત્યેવં** [ સં. ઇતિ (આમ) + એવમ્ (એ પ્રમાણે) ] અ. એ પ્રકારે; એ રીતે.

**ઇત્ર** ૧. [ અ. ] પું. ખુશબો; સુગંધ.
૨. ન. અતર.
૩. ન. અર્ક; સત્ત્વ.
ઇત્ર કાઢવું-ખેંચવું = સત્ત્વ કાઢવું.
૪. ન. સુગંધીત દ્રવ્ય; ખુશબોદાર ચીજ. તેના પ્રકારઃ (૧) જાન્તવ એટલે જંતુમાંથી મળતી. જેમકે, કસ્તૂરી, અંબર. (૨) વનસ્પતિજ. જેમકે, ફૂલો. (૩) કૃત્રિમ. જેમકે, કોલ ટાર.

**ઇત્રદાન** [ અ. ઇત્ર (અતર) + ફ઼ા. દાન (જગ્યા) ] ન. અતરદાની; અતર રાખવાનું વાસણ.

**ઇત્રદાની** [ અ. ઇત્ર (અતર) + ફ઼ા. દાન (ઠેકાણું) ] સ્ત્રી. અતરદાની; અતર રાખવાનું વાસણ.

**ઇત્રફરોશ** (ઇત્રફ઼રોશ) [ અ. ઇત્ર (અતર) + ફ઼ા. ફ઼રોશ (વેચનાર) ] પું. અતર વેચનાર.

**ઇત્રાઈ** ૧. સ્ત્રી. આછકલાઈ; ફોકટનો રોફ.

જેને ઈત્રાઈ શું મિત્રાઈ,
બાઈ ખરી જમ પિત્રાઈ. — દયારામ

૨. [ સં. ઇતર ( બીજું ) + આઈ ( પણું ) ] સ્ત્રી. જુદાઈ; જુદાપણું.

**ઇત્રાના** [ હિં. ] પું. બડાઈ મારનાર.

**ઇત્રાયા** ૧. [ હિં. ] વિ. બડાઈ કરનાર; બડાઈખોર.

૨. વિ. રમતિયાળ.

**ઇત્રિયત** [ અ. ] ન. સુગંધ.

**ઇત્રિયાત** [ અ. ઇત્ર ( ખુશબોદાર ચીજ )નું બહુવચન ] ન. બ. વ. સુગંધી પદાર્થો.

**ઇત્રીફલ** [ સં. ત્રિફલા ] ન. એ નામનું એક ઔષધ. ત્રિફલાનું એટલે હરડાં, બહેડાં અને આમળાંનું ચૂર્ણ તેનાથી ત્રણગણા મધમાં મેળવી ચાળીસ દિવસ સુધી રાખી મૂકવાથી આ ઔષધ બને છે.

**ઇત્રો** [ હિં. ] વિ. આટલું.

**ઇત્રોડા** ( ઇત્રોડ઼ા ) ૧. સ્ત્રી. લુહારની એ નામની અટક.

૨. ન. લુહારની એ નામની અટકનું માણસ.

૩. વિ. લુહારની એ નામની અટકનું.

**ઇત્લાક** ( ઇત્લાક઼ ) ૧. [ અ. તલક ( તેણે છોડી દીધું ) ] પું. છૂટાછેડા; લગ્નના બંધનમાંથી છૂટકારો.

૨. પું. છૂટું મૂકવું તે; મુક્તિ; છૂટ.

૩. પું. સમન્સની એટલે અદાલતના તેડાની અને તેના પૈસા ઉઘરાવવાની કચેરી.

૪. પું. સંબંધ; નિસ્બત.

૫. પું. સ્વતંત્રતા.

**ઇત્લાકનવીસ** ( ઇત્લાક઼નવીસ ) [ અ. ઇત્લાક ( સમન્સની અને તેના પૈસા ઉઘરાવવાની કચેરી ) + ફા. નવીસ ( લખનાર ) ] પું. સમન્સનું અને તેની ફીનું દફતર રાખનાર અમલદાર.

**ઇત્વર** ૧. [ સં. ઇ ( જવું ) ] પું. મુસાફર; પથિક.

૨. પું. સાંઢ; આખલો; છુટ્ટચર.

૩. પું. હીજડો; નપુંસક; ષંઢ.

૪. વિ. અલ્પકાળનું; થોડા વખતનું.

૫. વિ. ક્રૂર; પાષાણ હૃદયનું; કઠોર છાતીનું.

૬. વિ. ગરીબ.

૭. વિ. જનાર; જવાવાળું.

૮. વિ. થોડું; અલ્પ.

૯. વિ. નીચ; હલકું.

**ઇત્વરપરિગૃહીતા** ૧. [ સં. ઇત્વર ( થોડા વખતનું ) + પરિગૃહીત ( સ્વીકારેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( પ્રાકૃત ) થોડા વખત માટે રાખેલી રખાત.

૨. સ્ત્રી. નાની ઉમરની પરણેલી સ્ત્રી.

**ઇત્વરપરિગૃહીતાગમન** [ સં. ઇત્વર ( થોડા વખતનું ) + પરિગૃહીતા ( સ્વીકારેલી ) + ગમન ( સંભોગ ) ] ન. નાની ઉમરની પરણેલી સ્ત્રી સાથે કે થોડા વખત માટે રાખેલી રખાત સાથે સંભોગ કરવો તે. શ્રાવકોના બ્રહ્મચર્ય સંબંધી ચોથા વ્રતમાં આ એક દોષ ગણાયો છે.

**ઇત્વરિક** [ સં. ] વિ. થોડા વખતનું.

**ઇત્વરિક અનશન** [ સં. ઇત્વરિક ( થોડા વખતનું ) + અન્ ( નહિ ) + અશન ( ખાવું તે ) ] ન. ( જૈન ) અનશન તપનો એક પ્રકાર; થોડા વખત માટે અન્નપાણીનો ત્યાગ.

**ઇત્વરિકસામાયિકચારિત્ર** [ સં. ઇત્વરિક ( થોડા વખતનું ) + સામાયિક ( પાપનાં કામથી નિવૃત્તિ ) + ચારિત્ર ( સદ્વર્તન ) ] ન. ( જૈન ) થોડા વખત માટે પહેલવહેલી લેવામાં આવતી મુનિદીક્ષા; થોડા વખત માટે મન, વચન અને શરીરને બધાં પાપકારી કામમાંથી રોકવારૂપ સંયમ.

**ઇત્વરી** ૧. [ સં. ઇત્વર ( જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અભિસારિકા; સંકેત પ્રમાણે પ્રેમીને મળવા જનારી સ્ત્રી.

૨. સ્ત્રી. કુલટા; છિનાળ; વ્યભિચારિણી; અસતી.

૩. [ સં. ઇત્વર ( થોડા વખત માટેનું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. થોડા વખત માટે રાખેલી રખાત.

**ઇત્સિત** સ્ત્રી. હિંદમાં વેરાન ખેતર અને ભીની જગ્યામાં ચોમાસા પછી ઊગતો છોડ. તે વિરેચક એટલે ઝાડો લાવનાર, મૂત્રલ એટલે પેશાબ ઉતારનાર, જઠરનો દુખાવો ઓછો કરનાર, જલોદરનાશક અને કમળો મટાડનાર મનાય છે. બે જાતમાંથી રાતાં ફૂલવાળી જાત રક્તસ્રાવ બંધ કરવા માટે વપરાય છે.

**ઇત્સિંગ** પું. સાતમા સૈકામાં હિંદની યાત્રા માટે આવેલો એ નામનો બૌદ્ધધર્મી ચીનો.

**ઇત્હાર** [ અ. તહર ( તે પવિત્ર હતો ) ] ન. પવિત્ર કરવું તે.

**ઇથાતથા** ૧. [ હિં. ] અ. અહીંતહીં.

૨. અ. મુલતવી રાખીને.

**ઇથિઓપ** પું. હબસી.

**ઇથિઓપ** હબસીનો અપભ્રંશ છે.

વિજ્ઞાનવિલાસ

**ઇથિઓપિઅ** પું. હબસી લોકનો દેશ. તેને એબિસિનિઅ પણ કહે છે. આ નામ પ્રાચીન કાળમાં અપર નાઇલ નદીના બેઉ કિનારાની આસપાસ વસવાટ થયેલા બહોળા વિસ્તારને આપવામાં આવેલું હતું. તેની રાજધાની મીરો હતું.

**ઇદક** ૧. [ હિં. ] વિ. અધિક; વધારે.

૨. વિ. મળતું આવતું; તાદૃશ; જેવું.

**ઇદકતા** [ સં. ઇદમ્ ( આ ) + તા ( પણું ) ] સ્ત્રી. મળતાપણું; તાદૃશતા.

**ઇદકાર** [ હિં. ] પું. અધિકાર; અખત્યાર.

**ઇદખ** સ્ત્રી. લક્ષ્મી; ધન; દોલત.

**ઇદખાલ** ( ઇદખ઼ાલ ) [ અ. દખલ ( તેણે દાખલ કર્યું ) ] પું. દાખલ કરવાપણું.

**ઇદગામ** ૧. [ અ. દગમ ( તેણે બેવડું કર્યું ) ] પું. અરબી ભાષામાં તશદીદથી અક્ષરનું બેવડાવાપણું. જેમકે દુક્કાન.

૨. પું. અરબી રચનામાં અક્ષરોનું જોડાવું તે.

**ઇદબાર** [ અ. દબર ( તેના ઉપર આફત પડી ) ] સ્ત્રી. આફત; કમનસીબી.

**ઇદ્દમપુરી** પું. ડાબા આંટાવાળો શંખ.

**ઇદમ્** [ સં. ] સ. આ.

**ઇદર** ૧. પું. ઇંદ્ર.

૨. [ સં. ઇતઃ ( અહીં ) ] અ. અહીંયાં; આ ઠેકાણે.

**ઇદરઉદર** [ સં. ઇતઃ ( અહીં ) + તતઃ ( ત્યાં ); હિં. ઇધરઉધર ] અ. અહીંતહીં.

**ઇદરતિદર** [ સં. ઇતઃ ( અહીં ) + તતઃ ( ત્યાં ) ] અ. ( હિંદી ) અહીંતહીં; આમતેમ.

**ઇદરાક** [ અ. દરક ( તે સમજ્યો ) ] પું. સમજ; જ્ઞાન.

**ઇદરાજ** [ અ. દરજ ( તેણે નાખ્યું ) ] પું. એક વસ્તુ બીજીમાં નાખવાની ક્રિયા.

**ઇદરાર** ૧. [ અ. દરર ( તે છૂટથી વરસ્યો ) ] પું. ઉદારતા.

૨. પું. છૂટથી વહેવું તે.

૩. પું. પેશાબનું વગર ઇચ્છાએ ચાલ્યું જવું તે.

૪. પું. મીઠી પેશાબનો રોગ; મધુપ્રમેહ.

૫. પું. સખ્ત વરસાદ.

**ઇદરારી** [ અ. દરર ( તેણે બક્ષિસ આપી ) ] પું. વેતન; બેઠો પગાર.

**ઇદવ** પું. ( સંગીત ) એ નામનો છંદ; સવૈયા.

**ઇદવાર** [ અ. દૌર ( તે ગોળ ફર્યો ) ] સ્ત્રી. ફરવાની ક્રિયા.

**ઇદં** ૧. ન. માયા; પ્રકૃતિ.

૨. [ સં. ઇદમ્ ( આ ) ] સ. આ; બોલનારની નજીકની વસ્તુ જણાવવા માટે વપરાતો શબ્દ.

૩. વિ. નજર આગળનું; સમક્ષ આવેલું.

૪. અ. અહીંયાં; આ જગ્યાએ.

૫. અ. હમણાં; હાલ.

**ઇદંકાર્યા** [ સં. ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; ધમાસો.

**ઇદંતા** ૧. [ સં. ઇદમ્ ( આ ) + તા ( પણું ) ] સ્ત્રી. 'આ'પણું; બતાવી શકાય એવું હોવાપણું.
૨. સ્ત્રી. એકસરખાપણું; મળતાપણું; તાદશતા.

**ઇદંતૃતીયમ્** ૧. [ સં. ઇદમ્ ( આ ) + તૃતીયમ્ ( ત્રીજું ) ] ન. આ ત્રીજું.
૨. ન. ધતિંગ; અણધારી નવી ભાંજગડ; કંઈ નવું જ બની આવવું તે; અમુક કામ કરવા જતાં તેમાંથી કોઈ નવો અને માઠો બનાવ બની આવે તે; ન ધારેલું ત્રીજું જ કંઈક.
એમાંથી વળી કંઈ ઇદંતૃતીયં નીપજે એવું છે કે શું? પ્રેમાનંદ
૩. ન. ધાર્યા કરતાં કાંઈ બીજી જ હકીકત; અણધારેલી બાબત. કોઈ બાબત સંબંધી વાત ચાલતી હોય તેમાં કોઈ આવીને ભળતી જ વાત કહે ત્યારે ઇદંતૃતીયં કહેવાય છે.
૪. વિ. આ ત્રીજું; જુદું જ; કંઈ નવું જ.

**ઇદંસચ્ચાભિનિવેસો** પું. ( બૌદ્ધ ) એ નામની એક ગ્રંથિ; હું કહું છું એ જ સાચું છે એવો ખોટો હઠ.

**ઇદા** [ સં. ] અ. આ વખતે; હમણાં.

**ઇદાનીં** ૧. [ સં. ] અ. એક એતર્હિના પંદરમા ભાગ જેટલો વખત બતાવનાર અવ્યય.
૨. અ. હમણાં; આ કાળે; હાલ; અધુના.

**ઇદાનીંતન** ૧. [ સં. ] વિ. આધુનિક; હાલનું.
૨. વિ. નવીન; નવું.

**ઇદારમૂલી** સ્ત્રી. એ નામનું એક કરિયાણું.

**ઇદાવત્સર** [ સં. ઇદ્ ( ઇ અક્ષર ) + આ ( થી ) + વત્સર ( વર્ષ ) ] પું. એ નામનો એક સંવત્સર; પાંચ વર્ષના દરેક યુગનું ત્રીજું વર્ષ. બૃહસ્પતિની ગતિ પ્રમાણેના દરેક સાઠ વર્ષમાંથી પાંચ વરસના થતા બાર યુગમાંના દરેક યુગનું ત્રીજું ઇદાવત્સર કહેવાય છે. તેનાં નામ: શુક્લ, ભાવ, પ્રમાથી, તારણ, વિરોધી-જય, વિકારી, ક્રોધી, સૌમ્ય, આનંદ, સિદ્ધાર્થ અને રક્તા. આ વર્ષમાં કપડાં અને અન્નનું દાન કરવાથી ઘણો લાભ મનાય છે.

**ઇદી** અ. ક્રિ. ( ચારણી ) આવી.

**ઇદુકાંત** પું. નાસ્તિક ધર્મ ચલાવનાર ચાર્વાકના બાપનું નામ.

**ઇદુર** ૧. [ સં. ] ન. ગાડી ઉપરની છત્રી.
૨. ન. મોટી પાટ.
૩. ન. સૂંડલો; મોટો ટોપલો.

**ઇદુવત્સર** [ સં. ઇદ્ + વત્સર ( વર્ષ ) ] પું. એ નામનો એક સંવત્સર; ઇદાવત્સર.

**ઇદો** ૧. પું. બંદૂકનો દારૂ ભરવાનું ઠામ.
૨. અ. ક્રિ. ( ચારણી ) આવ્યો.

**ઇદ્ચર** [ સં. ઇષ્ ( ઇચ્છા ) + ચર્ ( ફરવું ) ] પું. આખલો; સાંઢ, કેમકે તે અહીંતહીં મરજી પ્રમાણે ફરે છે.

**ઇદ્દત** ૧. પું. ખૂણો; વિધવાએ પોતાના મરણ પામેલ ધણીના હક્કમાં બેસી રહેવું તે.
૨. [ અ. ] સ્ત્રી. તલ્લાક અપાયેલી સ્ત્રીએ કે વિધવાએ ફરી પરણતાં પહેલાં રાહ જોવાની કાયદેસર મુદ્દત. તજાયેલી પરણેતર સ્ત્રીને માટે ત્રણ મહિના કે ત્રણ માસિક બિમારી સુધીની, વિધવા માટે ચાર મહિના ને દશ દિવસની અને ભારેવાઈ સ્ત્રીને માટે બાળક અવતરતાં સુધીની છે.
૩. સ્ત્રી. પતિના મર્યા પછી મુસલમાન વિધવાએ શોક પાળવાની ૪૦ દિવસની મુદ્દત. આ વખતની અંદર તે બીજા પુરુષની સાથે વિવાહ કરી શકતી નથી.

**ઇદ્દિઆ** [ અ. ] પું. પોતાના હક્કની માગણી.

**ઇદ્ધ** ૧. ન. અજાયબી; આશ્ચર્ય.
૨. ન. તડકો.
૩. ન. તાપ; ગરમી.
૪. ન. દીપ્તિ; ચળકાટ; તેજ; પ્રભા.
૫. વિ. અજાયબી ભરેલું.
૬. વિ. તેજસ્વી; દીપ્તિવાળું; ચળકતું.
૭. વિ. નિર્વિઘ્ન; અડચણ વગરનું.
૮. [ સં. ઇંધ્ ( સળગાવવું ) + ત ( એલ ) ] વિ. સળગાવેલું.
૯. વિ. સળગેલું; બળેલ.
૧૦. વિ. સ્વચ્છ; ચોખ્ખું; નિર્મળ.

**ઇધ્મ** પું. ( પુરાણ ) બાર તુષિત દેવમાંનો એ નામનો દેવ. તે યજ્ઞ અને દક્ષિણાનો દીકરો હતો.

**ઇધ્મજિહ્વ** પું. ( પુરાણ ) પ્લક્ષદ્વીપના અધિપતિ પ્રિયવ્રત રાજર્ષિના દશમાંનો એ નામનો બીજો પુત્ર. એણે પોતાના દ્વીપના શિવ, યવયા, સુભદ્ર, શાંત, ક્ષેમ, અમૃત અને અભય એ નામના સાત દેશમાં ભાગ પાડી તે તેના સાત દીકરાઓને વહેંચી આપ્યા હતા.

**ઇધ્મવાન** પું. એ નામનો એક ઋષિ.

**ઇધ્મવાહ** [ સં. ઇધ્મ ( યજ્ઞનું બળતણ ) + વાહ ( લઈ જનાર ) ] પું. અગસ્ત્યનો લોપામુદ્રાથી થયેલ દઢસ્યુ નામનો પુત્ર. તે સાત વર્ષ સુધી ગર્ભમાં રહ્યો હતો. નાનપણથી જ એ જબરો તપસ્વી ને વેદવેદાંગમાં પારંગત હતો. એ નાનો હતો ત્યારથી જ રોજ હજાર માણસથી ઊંચકાય એટલું યજ્ઞનું બળતણ ઊંચકી લાવતો. આથી અગસ્ત્ય મુનિ તેને મશ્કરીમાં ઇધ્મવાહ એટલે સમિધ ઉપાડનાર કહેતા.

**ઇધ્મા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં રગણ, જગણ, રગણ, જગણ, રગણ, જગણ, ગુરુ અને લઘુ મળી વીશ અક્ષરનો એક છંદ; ગંડકા. તે કૃતિ છંદનો એક ભેદ છે.

**ઇદ્રીસ** [ અ. ] પું. એનોક નામના પેગંબર.

**ઇદ્વત્સર** [ સં. ઇદ્ ( ઇ અક્ષર ) + વત્સર ( વર્ષ ) ] પું. પાંચ વર્ષના યુગના પાંચમા વર્ષનું નામ. બૃહસ્પતિની ગતિ પ્રમાણેના સાઠ વર્ષના બાર યુગ થાય છે. દરેક યુગનું પાંચમું એટલે છેલ્લું વર્ષ ઇદ્વત્સર કહેવાય છે. તેનાં નામ: પ્રજાપતિ, ધાતા, વૃષ, વ્યય, ખર, દુર્મુખ, પ્લવ, પરાભવ, રોધકૃત, અનલ, દુર્મતિ અને ક્ષય.

**ઇધકું** વિ. ( ચારણી ) અધિક; વધારે.

**ઇધર** [ સં. ઇતઃ ( અહીં ) ] અ. ( હિંદી ) અહીંયાં; આ ઠેકાણે; આણી તરફ; આ બાજુ.
ઇધરકી દુનિયા ઉધર હોના = (૧) અવ્યવસ્થિત થવું. (૨) ઊંધુંચતું થઈ જવું. (૩) ખોવાઈ જવું.

**ઇધરઉધર** ૧. [ હિં. ] ન. મુલતવી રાખવું તે.
૨. અ. અહીંતહીં; જ્યાંત્યાં; ઉપર નીચે; આસપાસ; આડુંઅવળું.
૧. ઇધર યા ઉધર થવું = હારવું કે જીતવું.
૨. ઇધરઉધર કરના = (૧) અવ્યવસ્થિત કરવું; જેમતેમ કરી નાખવું. (૨) ખોટા હવાલા કરવા. (૩) જુદી જુદી જગ્યા ઉપર કરી દેવું; હટાવી દેવું. (૪) ભગાવવું.
૩. ઇધરઉધર હોવું = (૧) ખોટા હવાલા કરવા. (૨) બગડવું. (૩) ભાગી જવું.
૪. ઇધરઉધરની વાત = (૧) અફવા; બજારુ ગપ. (૨) નકામો બકવાદ; અસંબદ્ધ વાત.
૫. ઇધરઉધરની હાંકવી = ગપ મારવી.
૬. ઇધરઉધરમાં રહેવું = વખત ગુમાવવો; નકામો સમય ખોવો.
૭. ઇધરઉધરસે = (૧) અનિશ્ચિત જગ્યાથી. (૨) બીજાથી.
૮. ઇધરની ઉધર કરવી = ચાડીચુગલી કરવી; ઝઘડો કરાવવો.
૯. ઇધરનું ઉધર કરવું = અસ્તવ્યસ્ત કરવું; ક્રમ બગાડવો.
૩. અ. આસપાસ; આડોશપાડોશમાં.
૪. અ. ચોતરફ; બધી બાજુ.

**ઇધરતિધર** [ સં. અત્ર ( અહીં ) + તત્ર

(તહીં) ] અ. અહીંતહીં; જેમતેમ; ઠરઠેકાણા વગરનું.

**ઇધાણુ** [ સં. અભિધાન; પ્રા. અહિણ્ણાણ; જૂ. ગુ. અહિનાણુ ] ન. નિશાની; એંધાણ; એંધાણી.
એહવી મારગ માંહિ પ્રયાણ દીઠાં નીરતણાં ઇધાણ. ભાલણ

**ઇધાણી** [ સં. અભિધાન (નિશાની) ] સ્ત્રી. નિશાની; અમુકની ઓળખાણ આપવાનાં નિશાન કે ચિહ્ન.

**ઇધ્મ** ૧. [ સં. ઇધ્ (સળગાવવું) ] પું. યજ્ઞમાં વપરાતું બળતણ. તે ઘણે ભાગે પલાશ કે આંબાનું હોય છે.
૨. પું. (પુરાણ) સ્વાયંભૂ મન્વંતરમાંનો એ નામનો એક દેવ; તુષિત નામના બાર દેવમાંનો એ નામનો એક; યજ્ઞને દક્ષિણાથી થયેલ બાર દીકરા માંહેનો એ નામનો એક.
૩. ન. લાકડું; બળતણ.

**ઇધ્મજિહ્વ** [ સં. ઇધ્મ (લાકડું) + જિહ્વા (જીભ) ] પું. અગ્નિ; દેવતા, કેમકે સમિધ તેની જીભ મનાય છે.

**ઇધ્મવાહ** [ સં. ઇધ્મ (યજ્ઞનું બળતણ) + વાહ (લઈ જનાર) ] પું. એ નામનો એક ઋષિ; અગસ્ત્ય ઋષિનો લોપામુદ્રાથી થયેલો એ નામનો દીકરો. હજાર માણસથી ઊંચકાય એટલું સમિધ તે રોજ લાવતો, તેથી તે ઇધ્મવાહ કહેવાયો.

**ઇન** ૧. [ સં. ] પું. આકડો.
૨. પું. એ નામનો એક રાજા.
૩. પું. ધણી; ઉપરી; શેઠ; પ્રભુ; સ્વામી.
૪. પું. (પિંગળ) બાર; બારની સંજ્ઞા.
૫. પું. રાજા; ભૂપ; નૃપ.
નૃપ નરેશ ઈશાન ઇન અધિપતિ મહીપતિ ભૂપ; રાજજી વૃખભાનની, બેઠી સભ્ય અનૂપ. પિંગળલઘુકોષ
૬. પું. સૂર્ય; સૂરજ.
ચિત્રભાનુ બૃહદ્ભાનુ ઇન વિવસ્વાન દ્યુતિમાન, અંશુમાન બૃહદશ્વ હરિ જગચક્ષુ ભગવાન. પિંગળલઘુકોષ
૭. પું. (જ્યોતિષ) હસ્ત નક્ષત્ર; હાથિયો; તેરમું નક્ષત્ર.
૮. [ ફા. ] સ. આ.
૯. [ હિં. ] સ. ઇસનું બહુવચન; આ.
ઇન દિનોં = હાલના જમાનામાં.
૧૦. વિ. એ; તે.
૧૧. વિ. કીર્તિવાળું; યશવંત.
૧૨. વિ. તાકાતવાળું; શક્તિમાન; બળવાન.
૧૩. વિ. નિશ્ચય ઉપર આવી ગયેલ.
૧૪. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ.
૧૫. વિ. હિંમતવાળું.
૧૬. અ. અવ્યય ઉપરથી વિશેષણ બનાવનાર 'ઈન' પ્રત્યયનું અશુદ્ધ રૂપ. જેમકે,

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| અર્વાચિન્ | અર્વાચીન |
| પ્રાચિન્ | પ્રાચીન |
| સમીચિન્ | સમીચીન (સમીચ) |
| ઉદિચિન્ | ઉદીચીન (ઉદીચ) |

**ઇનઆમ** [ અ. નઅમ (તે રાજી કરે એવું હતું) ] ન. બક્ષિશ; બદલો.

**ઇનઆમત** ૧. [ અ. ] સ્ત્રી. બક્ષિશ; ભેટ.
૨. સ્ત્રી. વેરા વગર આપેલી જમીન.

**ઇનકમ** [ અં. ઇન્કમ ] સ્ત્રી. આવક; કમાણી; આમદની.

**ઇનકમટેક્સ** [ અં. ઇન્કમ ટેક્સ ] પું. કમાણી ઉપર લેવાતો કર; કમાઈવેરો; આવકવેરો.

**ઇનકાર** ૧. [ અ. નકર (તેણે ના પાડી) ] પું. અસ્વીકાર; કબૂલ નહિ કરવાપણું.
૨. પું. ના; નિષેધ; મના.
ઇનકાર કરવો = ના પાડવી.
૩. પું. નામુકર જવું તે.

**ઇનકારવું** સ. ક્રિ. ના પાડવી.

**ઇનકારિયત** ૧. [ અ. ] સ્ત્રી. અસ્વીકાર.
૨. સ્ત્રી. નાકબૂલ કરવું તે.
૩. સ્ત્રી. નિષેધ.

**ઇનકારી** વિ. અસ્વીકાર કરનાર.

**ઇનકારો** [અ.] પું. અસ્વીકાર. જુઓ ઇનકારિયત.

**ઇનકાંત** [ સં. ઇન (સૂર્ય) + કાંત (વહાલું) ] પું. સૂર્યકાંતમણિ; જેના ઉપર સૂર્યનાં કિરણ પડવાથી અગ્નિ ઉત્પન્ન થવાનું મનાય છે એવો એક કાલ્પનિક મણિ.

**ઇનકિસામ** [ અ. કસમ (તેણે વહેંચ્યું) ] ન. વહેંચણ; ભાગ.

**ઇનકેશાફ** (ઇનકિશાફ) ૧. [ અ. કશફ (તેણે જાહેર કર્યું) ] પું. જાહેરાત.
૨. પું. શોધ; તપાસ.

**ઇનદરજો** [ હિં ] પું. લંબગોળ પાંદડાંવાળો ગુલાબનો છોડ. તેનાં બિયાં શક્તિની દવામાં વપરાય છે.

**ઇનફિકાક** (ઇનફિકાક) [ અ. ] પું. છૂટા થવાપણું; બંધનમુક્તિ.

**ઇનબ** [ અ. ] સ્ત્રી. અંગૂર.
બિન્તુલ ઇનબ = દ્રાક્ષનો દારૂ; દ્રાક્ષાસવ.

**ઇનમીન** ૧. વિ. થોડું; જૂજ. ઓછી સંખ્યા બતાવવા માટે તે વપરાય છે. જેમકે, જાનમાં માણસો ઇનમીન ને સાડાત્રણ છે.
૨. વિ. (કચ્છી) થોડું પરિચિત; થોડી ઓળખાણવાળું.

**ઇનમીન ને સાડેતીન** ૧. [ હી (મારી સ્ત્રી) + ન (અને) + મી (હું) + ન (અને) + સાડેતીન (સાડાત્રણ) ] ન. બ. વ. બહુ થોડાં માણસ; ત્રણ ચાર માણસ; ધણીધણિયાણી, એક છોકરો અને એક છોકરી અરધી મળી સાડા ત્રણ જણ ગણવામાં આવે છે. મોટું કામ કરવામાં ઘણાં જ ઓછાં માણસ હોય ત્યારે આમ બોલાય છે.
૨. વિ. ઘણાં જ થોડાં; જૂજ; ગણ્યાંગાંઠ્યાં; આંગળીને ટેરવે ગણાય તેટલાં.

**ઇનમેં** અ. (કચ્છી) એમાં.

**ઇનરણા** સ્ત્રી. એ નામની એક જાતની કેરી. તેનું ફળ તોલમાં આશરે ચાર શેર થાય છે.

**ઇનરાન** પું. પારસી મહિનાનો ત્રીશમો દિવસ.

**ઇનરિપોર્ટ** [અં. ઇન રિપોર્ટ ] પું. એક સ્ટેશનથી નીકળેલ ગાડી બીજે સ્ટેશને પહોંચ્યાના ખબર.

**ઇનવર** સ્ત્રી. પોલાદ અને નિકલની મેળવણીથી થયેલ ધાતુ. ગરમીથી બીજી ધાતુઓ કરતાં તે ઘણી ઓછી લાંબી થતી અને સંકોચાતી હોવાથી વૈજ્ઞાનિકો માપવાના ગજ આ ધાતુના બનાવે છે.

**ઇનવીજ** સ્ત્રી. તલવારબાજીની અસલની રમત.

**ઇનશાઅલ્લા** જુઓ ઇનશાલ્લા.

**ઇનશાલ્લા** ૧. [ અ. ઇનશા (પેદા કરવું તે) + અલ્લા (પરમેશ્વર) ] સ્ત્રી. હરિની ઇચ્છા; ઈશ્વરેચ્છા; ખુદાની મરજી.
૨. અ. જેવી ખુદાની મરજી.

**ઇનશાલ્લાતાલા** [ અ. ઇનશાઅલ્લાહુતઆલા (પરમેશ્વરે જે ઇચ્છ્યું તે) ] સ્ત્રી. હરિની ઇચ્છા; ઇનશાલ્લા; ખુદાની મરજી.

**ઇનશાશન** સ્ત્રી. પોલકાં ઉપર મૂકવાની એક જાતની દોરી.

**ઇનસભ** [ સં. ઇન (રાજા) + સભા (કચેરી)] ન. કચેરી; દરબાર; રાજસભા.

**ઇનસાઇટ** ન. લોઢાની જાડાઈ માપવાનું લુહારનું હથિયાર.

**ઇનસાન** ૧. [ અ. ઉનસ (પ્રેમ કરવો) ] ન. માણસ; આદમી; મનુષ્ય.
૨. ન. માણસજાત.

**ઇનસાનિયત** ૧. ન. બુદ્ધિ.

૨. ન. ભલમનસાઈ; સજ્જનતા.
૩. [ અ. ઇનસાન ( માણસ ) + યત ( પણું )] ન. મનુષ્યપણું; માણસાઈ.
૪. ન. વિનય; વિવેક; સભ્યતા.

**ઇનસાફ** ( ઇનસાફ્ ) ૧. પું. આદર; આવકાર; સત્કાર.
૨. [ અ. નસફ્ ( તેણે વહેંચી આપ્યું ) ] પું. ચુકાદો; ફેંસલો.
૩. પું. વાજબીપણું; સાચવટ; સત્યતા; પ્રમાણિકપણું.
૪. પું. હકીકત સાંભળી લઈ જે સત્ય હોય તે કહેવું તે; ન્યાય; સત્યશોધન; અપક્ષપાત; બિનતરફદારી.
૧. ઇનસાફ કરવો = ન્યાય પ્રમાણે ફેંસલો આપવો.
૨. ઇનસાફ માગવો = ન્યાયની માગણી કરવી; ફરિયાદ દાખલ કરવી; દાદ માગવી.
૩. લૂલો-કાચો ઇનસાફ = માત્ર દેખાવનો ન્યાય.
૫. પું. હરકોઈ કામની તજવીજ; અદાલતમાં ચાલતો મુકદ્દમો.

**ઇનસાફદાર** ( ઇનસાફ્દાર ) ૧. પું. જજ; ન્યાયાધીશ.
૨. વિ. ઇનસાફ રાખનારૂં.

**ઇનસાફિયો** ( ઇનસાફ્યિો ) પું. ઇન્સાફિયો; ન્યાય આપનાર માણસ. આ શબ્દ તુચ્છકારમાં વપરાય છે.

**ઇનસાફી** ( ઇનસાફ્રી ) ૧. સ્ત્રી. ન્યાયની કચેરી.
૨. સ્ત્રી. ન્યાયની રીત.
૩. વિ. ઇન્સાફને લગતું.
૪. વિ. ન્યાયી; જેમાં ન્યાય હોય એવું.

**ઇનાજા** ન. દુનિયામાં સૌથી મોટાં ગણાતાં પાંદડાંવાળું દક્ષિણ અમેરિકમાં થતું એક જાતનું ઝાડ. તેનાં પાંદડાંની લંબાઈ ૩૦થી ૫૦ ફૂટ અને પહોળાઈ ૧૦થી ૧૨ ફૂટ હોય છે.

**ઇનાદ** [ અ. ] પું. હઠ; જિદ.

**ઇનાન** [ અ. ] સ્ત્રી. લગામ.

**ઇનાની** [ સં. ] સ્ત્રી. એ નામનું એક જાતનું ઝાડ.

**ઇનાપગમ** [ સં. ઇન ( સૂર્ય ) + અપ ( દૂર ) + ગમ ( જવાપણું ) ] પું. ( જ્યોતિષ ) ગ્રહનું સૂર્યથી દૂર જવું તે.
શુક્રનો પરમ **ઇનાપગમ** ૪૫થી ૪૭ અંશ પર્યંત છે. — જ્યોતિર્વિલાસ

**ઇનાપગમી** [ સં. ઇન ( સૂર્ય ) + અપ ( દૂર ) + ગમ્ ( જવું ) ] વિ. સૂર્યથી દૂર જતું.

**ઇનાબ** [ અ. ] સ્ત્રી. દ્રાક્ષ.

**ઇનાબત** ૧. [ અ. નબત ( તેણે પશ્ચાત્તાપ કર્યો ) ] સ્ત્રી. પશ્ચાત્તાપ; પસ્તાવો.
૨. સ્ત્રી. સત્ય ધર્મમાં પાછું આવવું તે.

**ઇનાબુ-સ-સલબ** [ અ. ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; ભોંયરીંગણી.

**ઇનામ** ૧. [ અ. નઅમ ( તેણે રાજી કર્યું ) ] ન. ખુશીથી આપેલી વસ્તુ; બક્ષિશ; પારિતોષિક; પુરસ્કાર; ભેટ.
૨. ન. નસીહત; શિક્ષા.
૩. ન. લાંચ; રિશ્વત.
૪. ન. સારા કામનો કે રાજી કરવાનો આપેલો બદલો; શાબાશી; પ્રતિફળ.
નિબંધ રચાવશે, **ઇનામ** આગળે ધરી. — દલપતરામ
૧. ઇનામે અલ્તમઘા = રાજ તરફથી સનદ સહિત અપાયેલ બક્ષિશ.
૨. ઇનામે ઇકરામ = ઉમદા કામ કરીને મેળવેલું ઇનામ; માનભરી ભેટ.
૩. ઇનામે કાનૂનગો = ગામડાના હિસાબીને મફત એટલે વેરા વગર આપેલી જમીન.
૪. ઇનામે ચોથાઈ = મહેસૂલનો ચોથો ભાગ ભરવાની શરતે બક્ષિશ અપાયેલી જમીન.
૫. ઇનામે તિજાઈ = વિઘોટીનો ત્રીજો ભાગ ભરવાની શરતે ભેટ અપાયેલ જમીન.
૬. ઇનામે નીમાઈ = સરકારી અડધી મહેસૂલ ભરવી એ રીતે ઇનામ અપાયેલી જમીન.
૭. ગામ નિસ્બત ઇનામ = ગામે પોતાની સીમમાંથી કાઢી આપેલી ઇનામી જમીન; દેવસ્થાન, ધર્માદા વગેરે ખાતામાં આપેલી જમીન.
૮. સનદી ઇનામ = રાજ તરફથી લેખ સાથે બક્ષિશ આપવામાં આવેલી જમીન.
૫. ન. સુખડી; હકસાઈ; દસ્તૂરી.

**ઇનામઅકરામ** ૧. [ અ. ઇનઆમ ( બક્ષિશ ) + ઇકરામ ( માન ) ] ન. બક્ષિશ.
૨. ન. માનભરી ભેટ; ઇનામ અને માનની બક્ષિશ; માનઅકરામ; બક્ષિશ અને માન.

**ઇનામઇકરામ** [ ફિ. ] ન. માનથી અપાયેલું ઇનામ; માનભરી ભેટ.

**ઇનામઇજાફત** ( ઇનામઇઝાફત ) [ અ. ઇનઆમ ( બક્ષિશ ) + ફા. ઇઝાફા ( વધારો ) ] ન. અપાયેલા ઇનામમાં વધારો કરી આપવો તે; બક્ષિશ વધારી આપવાપણું.

**ઇનામચિઠ્ઠી** ૧. [ ઇનઆમ ( બક્ષિશ ) + ચિઠ્ઠી ( કાગળ ) ] સ્ત્રી. ઇનામની સનદ; બક્ષિશપત્ર.
૨. સ્ત્રી. જુદાં જુદાં ઇનામની નોંધ.

**ઇનામચોથાઈ** ૧. [ ઇનઆમ ( બક્ષિશ ) + ચતુર્થ ( ચોથો ભાગ ) ] સ્ત્રી. ઇનામ તરીકે અપાયેલી જમીનના ઉત્પન્નમાંથી સરકારને આપવાનો ચોથો ભાગ.
૨. સ્ત્રી. ઇનામનો ચોથો ભાગ.

**ઇનામત** ૧. સ્ત્રી. ઉમરાવની પદવી.
૨. સ્ત્રી. થાપણ મૂકેલી વસ્તુ.
૩. સ્ત્રી. પૂર્ણતા; પૂરાપણું.
૪. [ અ. ઇનઆમત ] સ્ત્રી. બક્ષિશ; ભેટ.
૫. સ્ત્રી. મફત એટલે વેરા વગર આપેલી જમીન.
૬. સ્ત્રી. વફાદારી; નિષ્ઠા.
૭. સ્ત્રી. સહીસલામતી; સુરક્ષિતપણું.
૮. સ્ત્રી. સંરક્ષણ.
૯. [ અ. અમાનત ] સ્ત્રી. હવાલો; સંભાળ.
૧૦. વિ. લખીને આપેલું.

**ઇનામદાર** ૧. [ અ. ઇનઆમ ( બક્ષિશ ) + ફા. દાર ( વાળું ) ] પું. જમીનદારનો એ નામનો એક વર્ગ; ઇનામી જમીનનો ભોગવટો કરનાર જમીનદાર.
૨. પું. બક્ષિશ મેળવનાર માણસ.
૩. વિ. ઇનામ મેળવનાર; જેને બક્ષિશ મળેલ હોય તે; ઇનામનો ભોગવટો કરનાર.
૪. વિ. ઇનામી જમીન કે ગામવાળું; ઇનામી જમીનનો કે ગામનો ભોગવટો કરનારૂં.

**ઇનામદારી** ૧. [ અ. ઇનઆમ ( બક્ષિશ ) + ફા. દારી ( હોવાપણું ) ] સ્ત્રી. ઇનામદારપણું; ઇનામદારનો હોદ્દો, હક્ક કે પદવી.
૨. વિ. ઇનામ તરીકે મેળવેલું.

**ઇનામપટો** [ ઇનઆમ ( બક્ષિશ ) + પટો ( સનદ )] પું. ઇનામના ભોગવટા માટે આપેલ સનદ; ઇનામી જમીન કે ગામના ભોગવટાનો લેખ.

**ઇનામપટ્ટી** [ મ. ] સ્ત્રી. ઇનામી જમીન ઉપર ખાસ કિસ્સા તરીકે લેવામાં આવતો કર.

**ઇનામપટ્ટો** [ ઇનઆમ ( બક્ષિશ ) + પટ્ટ ( સનદ ) ] પું. ઇનામના ભોગવટાનો લેખ.

**ઇનામપત્ર** ૧. ન. ઇનામ લેવાને સત્તાધીશે લખી આપેલો હક; ઇનામ લેવાનો ઉત્પન્ન થતો હક્ક.
૨. [ ઇનઆમ ( બક્ષિશ ) + પત્ર ( લેખ ) ] ન. બક્ષિશનામું; સનદ.

**ઇનામપત્રક** [ ઇનામ ( બક્ષિશ ) + પત્રક ( ટીપ ) ] ન. બક્ષિશ અપાયેલ જમીન વગેરેની નોંધપોથી.

**ઇનામપેશ** [ અ. ઇનઆમ ( બક્ષિશ ) + ફા. પેશ ( આગળ ) ] ન. ઇનામની વહેંચણી.

**ઇનામફૈજાબી** ( ઇનામફૈજાબી ) સ્ત્રી. ભેટ તરીકે અપાયેલ જમીન ઉપર સરકારમાં ભરવાનું મહેસૂલ.

**ઇનામફૈઝાબી** ( ઇનામફૈઝાબી ) [ અ. ઇનઆમ ( બક્ષિશ ) + ફૈઝયાબ ( નવાજેલું ) + ઈ ( પણું ) ] સ્ત્રી. ઇનામી જમીન ઉપર સરકારમાં ભરવા ઠરાવેલી મહેસૂલ.

**ઇનામસમારંભ** [ ઇનઆમ ( બક્ષિશ ) + સમ્ ( સારું ) + આરભ્ ( શરૂ કરવું ) ] પું. ઇનામનો મેળાવડો.

**ઇનામસલામી** ૧. [ અ. ઇનઆમ ( બક્ષિશ ) + સલામી ( ભેટ ) ] સ્ત્રી. ઇનામી જમીન સંબંધી કર; સરકારમાંથી મળેલી જમીન બદલ સરકારમાં ફક્ત સલામી દાખલ ભરવી પડતી રકમ.

૨. સ્ત્રી. સલામી દાખલ મહેસૂલ ભરવું પડતું હોય તેવી ઇનામમાં મળેલી જમીન.

**ઇનામાત** ૧. [ અ. નઅમ ( તેણે રાજી કર્યું ) ] ન. બ. વ. ઇનામો.

૨. ન. બ. વ. બક્ષિશો.

**ઇનામિયું** વિ. સરકારધારો ભર્યા વિના વંશપરંપરા ચાલતું.

**ઇનામી** ૧. [ અ. ઇનઆમ ( બક્ષિશ ) + ઈ ( નું ) ] વિ. બક્ષિશ તરીકે અપાયેલું; ઇનામમાં મળેલું; પુરસ્કૃત.

૨. વિ. બક્ષિશ મળે એવું.

૩. વિ. બક્ષિશને લગતું.

**ઇનામી જમીન** સ્ત્રી. બક્ષિશમાં મળેલી જમીન. તેની સાત જાતઃ રાજકીય, જાત ઇનામ, દેવસ્થાન, વતન ઇનામ, પરગણા વતનદારી, સરકાર ઉપયોગી અને ગામ નોકરિયાત.

**ઇનામી નિબંધ** પું. કોઈ મુદ્દા ઉપર ઇનામ આપવાની શરતે લખાવેલો લેખ.

**ઇનાયક** [ સં. વિનાયક ] પું. ગણેશ. દક્ષિણમાં લોકો 'વ'ને બદલે 'ઇ' બોલે છે.

**ઇનાયત** ૧. [ અ. ] સ્ત્રી. અર્પણ; બક્ષિશ.

૨. સ્ત્રી. અહેસાન; ઉપકાર; આભાર.

૩. સ્ત્રી. આજ્ઞા.

૪. સ્ત્રી. ભેટ; માયા, પ્રીતિ અથવા પ્રસન્નતાની નિશાની તરીકે કરાયેલી બક્ષિશ.

૫. સ્ત્રી. મહેરબાની; દયા; અનુગ્રહ; કૃપા.

**ઇનાયતનામા** [ અ. ઇનાયત ( અર્પણ ) + ફા. નામા ( લેખ ) ] ન. બક્ષિશનો લેખ.

**ઇનાયાત** [ અ. ] સ્ત્રી. બ. વ. બક્ષિશો; ભેટો.

**ઇનારા** [ સં. અન્ધુ ] પું. કૂવો.

**ઇનારાકુઆ** [ હિં. ] પું. બાંધેલો મોટો કૂવો.

**ઇનાંતર** [ સં. ઇન ( સૂર્ય ) + અંતર ( છેટું ) ] ન. ( જ્યોતિષ ) ગ્રહનું સૂર્યથી અંતર; ઇનાપગમ.

**ઇનિકાસ** ૧. [ અ. નકસ ( તેણે ઊંધું વાળ્યું ) ] પું. ઊંધું થઈ જવું તે.

૨. પું. પ્રતિબિંબ.

૩. પું. હાંકી કાઢવાપણું.

**ઇનિશિયલ** ૧. [ અં. ઇનિસલ ] સ્ત્રી. ટૂંકી સહી; એકાક્ષરી સહી.

૨. વિ. શરૂઆતનું; પ્રથમ; પહેલું.

**ઇનિંગ્ઝ** [ અં. ઇનિંગ્ઝ ] સ્ત્રી. ક્રિકેટની રમતનો દાવ.

**ઇને** [ હિં. ] સ. આ.

**ઇનેગિને** વિ. થોડું; જૂજ; ગણ્યુંગાંઠ્યું.

**ઇનેમલ** ૧. [ અં. એનેમલ ] પું. એક જાતનો ચોડેલો પારદર્શક રંગીન કાચ. તે કેટલીક ધાતુ અને ખારની ચોક્કસ મેળવણીથી બને છે.

૨. પું. મીનો; સોનાચાંદી ઉપરનું રંગિત ચિત્રકામ.

**ઇનેમલિંગ** [ અં. એનેમલિંગ ] ન. ચળકાટ મારે તેવું કરવું તે; મીનો.

**ઇનેમલ્ડ** [ અં. એનેમલ્ડ ] વિ. ઇનેમલ કરેલું; મીનો ચડાવેલ.

**ઇનેમલ્ડ આયર્નવેર** [ અં. એનેમલ્ડ આયર્નવેર ] ન. ઇનેમલ કરેલ લોઢાનો સામાન.

**ઇનેમેટા** [ અં. એનેમેટા ] સ્ત્રી. પિચકારીથી દવા ગુદા વાટે ચડાવવાપણું.

**ઇનોક્યુલેશન** ( ઇનૉક્યુલેશન ) [ અં. ઇનોક્યુલેટ ( રસી મૂકવી ) ] ન. રસી મૂકવાની ક્રિયા.

**ઇન્** [ સં. ] અ. ( વ્યાકરણ ) વાળું અર્થવાળો પ્રત્યય. જેમકે, ધનિન્. આવા શબ્દનું પહેલી વિભક્તિનું એકવચનનું રૂપ દેશી ભાષામાં વપરાય છે. જેમકે, ધની.

**ઇન્કમ** [ અં. ] સ્ત્રી. કમાઈ; પેદાશ; આમદાની; આવક.

**ઇન્કમ ટેક્સ** [ અં. ઇન્કમ ટેક્સ ] પું. આયાતવેરો; કમાઈ ઉપરનો કર.

**ઇન્કશાપ** [ હિં. ] ન. ઉદ્‌ઘાટન; ખુલ્લું મૂકવું તે.

**ઇન્કાર** ૧. પું. અસ્વીકાર; નામંજૂરી; નાકબૂલત.

૨. પું. જુદો મત; મતભેદ.

૩. [ અ. નકર ( તેણે ના પાડી ) ] પું. ના પાડવાપણું.

૪. પું. પ્રતિબંધ; અડચણ; નિષેધ; મના.

૫. પું. બોલ્યા પછી ફરી જવાપણું.

૬. પું. વિરોધ; વાંધો.

**ઇન્કારવું** [ અ. નકર ( તેણે ના પાડી ) ] સ. ક્રિ. ના પાડવી.

**ઇન્કારિયત** [ અ. નકર ( તેણે ના પાડી ) + ઇયત ( પણું ) ] સ્ત્રી. નામુકરતા.

**ઇન્કિઝા** ( ઇન્કિઝા ) ૧. [ અ. કઝા ( પૂરું થવું ) ] પું. પૂરું થવાપણું; છેડો.

ઇન્કિઝાએ મીઆદ = વખત પૂરો થવો તે; મુદત ખલાસ થવાપણું.

૨. વિ. પૂરું થયેલું; છેડો આવેલું.

**ઇન્કિતાઅ** ( ઇન્કિતાઅ ) ૧. [ અ. કતઅ ( તેણે કાપ્યું ) ] પું. છેદન; વાઢકાપ.

૨. પું. જુદાઈ.

૩. પું. બંધ કરવાપણું.

ઇન્કિતાએ હરકત = ગતિની અટકાયત.

**ઇન્કિત્ત** ( ઇન્કિત્ત ) ૧. [ અ. કતઅ ( તેણે કાપ્યું ) ] ન. જુદાપણું.

૨. ન. બંધી.

૩. ન. સરખું કરવાપણું.

**ઇન્કિબાઝ** ( ઇન્કિબાઝ ) ૧. [ અ. કબ્ઝ ( કબજિયત થવી ) ] પું. અપચો.

૨. પું. રોકાણ.

**ઇન્કિયાદ** ( ઇન્કિયાદ ) [ અ. કયદ ( તે તાબે હતો ) ] પું. આજ્ઞાંકિતપણું; વફાદારી.

**ઇન્કિલાબ** ( ઇન્કિલાબ ) [ અ. કલબ ( તેણે ફેરફાર કર્યો ) ] પું. બળવો; ક્રાંતિ.

**ઇન્કિલાબ ઝિન્દાબાદ** ( ઇન્કિલાબ ઝિન્દાબાદ ) [ અ. ઇન્કિલાબ ( બળવો ) + ઝિન્દા ( જીવતું ) + બાદ ( રહો ) ] શ. પ્ર. બળવો ઘણું જીવો.

**ઇન્કિલાબ પસંદ** [ અ. ઇન્કિલાબ ( ક્રાંતિ ) + ફા. પસંદ ( ચાહનાર ) ] વિ. ક્રાંતિકારી; બળવાખોર.

**ઇન્કિશાફ** ( ઇન્કિશાફ ) [ અ. કશફ ( તેણે ખુલ્લું કર્યું ) ] પું. ખુલ્લું થવાપણું; બહાર પડવાપણું.

**ઇન્કિસાફ** ( ઇન્કિસાફ ) [ અ. કસફ ( તે ઘેરાઈ ગયો ) ] પું. સૂર્યગ્રહણ.

**ઇન્કિસામ** ( ઇન્કિસામ ) [ અ. કસમ ( ભાગ પાડવામાં આવતું ) ] પું. બાટણી; વહેંચણી.

**ઇન્કિસાર** ૧. [ અ. કસર ( ભંગાવું ) ] સ્ત્રી. નમ્રતા; સાલસપણું.

૨. સ્ત્રી. નાહિંમત; નિરાશા.

**ઇન્કિસારી** ૧. [ અ. કસર ( ભંગાવું ) ] સ્ત્રી. નમ્રતા.

૨. સ્ત્રી. નિરાશા; નાહિંમત.

**ઇન્કેન્ડેસન્ટ લૅમ્પ** (ઇન્કેન્ડેસન્ટ લૅમ્પ) [અં. ઇન્કેન્ડેસન્ટ (બહુ ગરમીથી પ્રકાશતું) + લૅમ્પ (બત્તી)] ન. હવા કાઢી નાખેલો કાચનો બંધ પોટો. ઘણી વિરોધક શક્તિવાળો કાર્બનનો કે ધાતુનો ઝીણો તાર તેમાં હોય. તેનું જોડાણ પોટામાં રહેલા વીજળી પસાર થતી હોય એવા બીજા તારની સાથે હોય છે. કાર્બનના કે ધાતુના ઝીણા તારમાંથી વીજળી પસાર થાય ત્યારે વિરોધશક્તિને લીધે વીજળી ગરમીના રૂપમાં બદલાઈ જાય છે. તેથી તાર અત્યંત ગરમ થઈ જઈ તેમાંથી પ્રકાશ નીકળે છે. ઈ. સ. ૧૮૭૯માં ટોમસ એડિસને તેની શોધ કરી હતી. પેટ્રોમેક્સ વગેરે બત્તી આ જાતની છે.

**ઇન્ક્રિમન્ટ** [અં.] ન. વધારો.

**ઇન્કવાએરિ** [અં. ઇન્કવાઇરિ] સ્ત્રી. પૂછપરછ; તજવીજ; તપાસ.

**ઇન્કવાએરિ ઑફિસ** [અં. ઇન્કવાઇરિ (તપાસ) + ઑફિસ (કચેરી)] સ્ત્રી. પૂછપરછ કરવાની કચેરી; જ્યાંથી જોઈતી ખબર મેળવી શકાય તે કાર્યાલય.

**ઇન્કવેસ્ટ** [અં.] સ્ત્રી. તપાસ; ચોકસી.

**ઇન્ખિફાફ** (ઇન્ખિફ઼ાફ઼) [અ. ખફ્ફ (તે હલકું હતું)] પું. હલકાપણું; લઘુતા.

**ઇન્ખિરાફ** (ઇન્ખિરાફ઼) [અ.] સ્ત્રી. બુદ્ધિલોપ.

**ઇન્જિમાદ** [અ. જમદ (તે જામેલું હતું)] પું. જામણું; ઘનીકરણ.

**ઇન્જીલ** [અ.] ન. ખ્રિસ્તી ધર્મના એક પુસ્તકનું નામ.

**ઇન્જેક્શન** ૧. [અં.] ન. પિચકારી મારીને શરીરમાં ઓસડ નાંખવું તે; ચામડી કે નસ વાટે દવા ચડાવવાપણું.

૨. ન. પિચકારી મારીને શરીરમાં નાંખવાની દવા.

૩. ન. પિચકારીથી દવા ગુદા વાટે ચડાવવાપણું.

**ઇન્જેક્શન ટ્યૂબ** [અં.] સ્ત્રી. પિચકારીથી શરીરમાં દાખલ કરવાના ઔષધની નળી.

**ઇન્જેક્શન સોય** સ્ત્રી. શરીરમાં ઔષધ દાખલ કરવાની પિચકારીને લગાડેલી બારીક પોલી સોય.

**ઇન્ઝિબાત** (ઇન્ઝિબાત) ૧. [અ. ઝબત (મજબૂતીથી પકડતું)] પું. આત્મસંયમ.

૨. પું. નિયમિત કરવાની ક્રિયા.

ઇન્ઝિબાતે અવકાત = વખતપત્રક.

૩. પું. નિશ્ચય.

**ઇન્ઝિવા** (ઇન્ઝિવા) [અ.] પું. એકાંતમાં જવાપણું.

**ઇન્ટર** ૧. [અં. ઇન્ટરમીડિઅટ (વચ્ચેનું)નું સંક્ષિપ્તરૂપ] પું. રેલગાડીમાં ડબ્બાનો બીજા અને ત્રીજા વચ્ચેનો વર્ગ.

૨. પું. વચલાગાળાનો વર્ગ; ફર્સ્ટ યીઅર અને બી. એ. ની વચ્ચેનો વર્ગ.

૩. વિ. વચલું; મધ્યમાંનું.

**ઇન્ટરક્લાસ** [અં.] પું. વચલો વર્ગ; રેલવેમાં ડબ્બાનો બીજા અને ત્રીજાની વચ્ચેનો વર્ગ.

**ઇન્ટરનેશનલ** [અં. ઇન્ટરનૅશનલ] વિ. આંતરરાષ્ટ્રીય; જુદાજુદા દેશના અરસપરસના વહેવાર સંબંધી; દેશદેશનું.

**ઇન્ટરનેશનલ લૉ** (ઇન્ટરનૅશનલ લૉ) [અં. ઇન્ટરનૅશનલ (દેશદેશનું) + લૉ (કાયદો)] પું. દેશદેશના અરસપરસ વ્યવહારનો કાયદો.

**ઇન્ટરપ્રિટર** ૧. [અં. ઇન્ટરપ્રેટર] પું. દુભાષિયો; એકમાંથી બીજી ભાષામાં સમજાવનાર માણસ.

૨. પું. દેવનો દૂત; ફિરસ્તો.

૩. પું. ધર્મ અથવા કાયદાનો અર્થ કરનાર કે સમજાવનાર માણસ.

**ઇન્ટરમીડિએટ** ૧. [અં. ઇન્ટરમીડિઅટ] પું. પ્રીવિયસ અથવા ફર્સ્ટ યીઅર અને બી. એ. વચ્ચેનો વર્ગ.

૨. વિ. મધ્યસ્થિત; વચ્ચેનું; વચગાળાનું.

**ઇન્ટરલીફ** (ઇન્ટરલીફ઼) [અં.] ન. ચોપડીમાં બબ્બે પાનાં વચ્ચે નાખેલું કોરું પાનું.

**ઇન્ટરવ્યૂ** ૧. [અં.] પું. મુલાકાત.

૨. પું. વાતચીત; વિચારોની આપલે.

**ઇન્ટરેસ્ટ** ૧. [અં.] ન. ધીરેલ રકમનું ભાડું; વ્યાજ.

૨. ન. રસ; મજા; આનંદ.

**ઇન્ટિમેશન** [અં.] ન. ખબર.

**ઇન્ટેન્સિટિ** [અં.] સ્ત્રી. શક્તિ.

**ઇન્ટેન્સિફાયર** [અં. ઇન્ટેન્સિફ઼ાઇઅર] ન. નેગેટિવ છબીમાં ઘેરાશ વધારનાર પ્રવાહી.

**ઇન્ટેન્સિફિકેશન** [અં. ઇન્ટેન્સિફ઼િકેશન] ન. ઘેરાશ વધારવાની ક્રિયા.

**ઇન્ટ્યુઇશન** ૧. ન. દરકાર; લાગણી; સંભાળ.

૨. ન. ધારણા; હેતુ.

૩. ન. પહેલું સત્ત.

૪. [અં.] ન. બળવાન અંતઃસ્ફુરણ; હૃદયમાં ઓચિંતી થતી બળવાન પ્રેરણા.

૫. ન. સહજ જ્ઞાન; અંતર્જ્ઞાન.

**ઇન્ટ્રએબ્ડોમિનલ ઇન્જેક્શન** ૧. [અં. ઇન્ટ્રઍબ્ડોમિનલ ઇન્જેક્શન] ન. પિચકારીથી પેટમાં દાખલ કરવાનું પ્રવાહી.

૨. ન. પેટમાં પિચકારીથી પ્રવાહી દવા દાખલ કરવાપણું.

**ઇન્ટ્રક્રેનિઅલ ઇન્જેક્શન** ૧. [અં.] ન. મસ્તિષ્ક એટલે મગજ અને કરોડરજ્જુને ઢાંકતી ત્રણમાંની વચલી ચામડી અને મસ્તિષ્કાવરણી કલા એટલે ખોપરી અને કરોડરજ્જુના મજબૂત તંતુમય ચામડીના અસ્તર વચ્ચે સોય નાખી દવા દાખલ કરવાની ક્રિયા. આમાં મસ્તિષ્કમાં સોય ન પેસાડતાં મસ્તિષ્ક અને મસ્તિષ્કાવરણી કલા વચ્ચે સોય નાખી દવા દાખલ કરવાની હોય છે.

૨. ન. મસ્તિષ્કાવરણી કલા એટલે ખોપરી અને કરોડરજ્જુને ઢાંકનાર મજબૂત તંતુમય ચામડી તેમ જ મગજ અને કરોડરજ્જુને ઢાંકનાર ત્રણમાંની વચલી ચામડી વચ્ચેની જગ્યાએ સોયથી મુકાતી દવા.

**ઇન્ટ્રપેરિટોનીઅલ ઇન્જેક્શન** [અં.] જુઓ ઇન્ટ્રએબ્ડોમિનલ ઇન્જેક્શન.

**ઇન્ટ્રમસ્ક્યુલર ઇન્જેક્શન** ૧. [અં.] ન. માંસપેશીમાં પિચકારીથી આપવાની દવા. પેશીમાં દવા જવાથી તે તરત ભળી જાય, તેથી તે તરત અસર જણાવે.

૨. ન. માંસપેશીમાં પિચકારીથી દવા આપવાની ક્રિયા.

**ઇન્ટ્રવીનસ ઇન્જેક્શન** ૧. [અં.] ન. હૃદય તરફથી લોહી લઈ જનારી શિરા કે ફસમાં આપવાની દવા.

૨. ન. હૃદયને લોહી પૂરું પાડનારી શિરા કે ફસમાં પિચકારીથી દવા દાખલ કરવાની ક્રિયા. આમાં દવા લોહી સાથે મળી જઈ તરત અસર કરે. બાવડાની શિરા ઘણુંખરું આ ક્રિયા માટે પસંદ કરવામાં આવે છે. પણ હાથની શિરા યોગ્ય ન લાગે તો પગની શિરામાં દવા આપી શકાય.

**ઇન્ટ્રસેરિબ્રલ ઇન્જેક્શન** ૧. [અં.] ન. મસ્તિષ્ક એટલે મગજ અને કરોડરજ્જુને ઢાંકતી ત્રણમાંની વચલી ચામડીમાં પિચકારીથી પ્રવાહી દવા દાખલ કરવાની ક્રિયા. જેને આ ઇન્જેક્શન આપવું હોય તેને પ્રથમ બેસુધ કરવાની દવાથી બેભાન કરી મસ્તિષ્કને કાતરી માથાના હાડકામાં સારડીથી એક છેદ કરી તેમાં પિચકારીની સોય નાખી આ દવા અપાય. ઇન્જેક્શન આપ્યા પછી ઇન્જેક્શનની જગ્યાની કાપેલ ચામડી સીવી લેવી અને તે ઉપર જંતુનાશક દવા લગાવી રૂનો પાટો બાંધી દેવો.

૨. ન. મસ્તિષ્ક એટલે મગજમાં પિચકારીથી

દાખલ કરવાની દવા.

**ઇન્ટ્રસેલ્યુલર ઇન્જેક્શન** ૧. [ અં. ] ન. કોષપેશીમાં પિચકારીથી દાખલ કરવાની પ્રવાહી દવા.

૨. ન. પિચકારીથી કોષપેશીમાં પ્રવાહી દવા દાખલ કરવાની ક્રિયા. શરીરની ચામડી નીચેની કોષપેશીમાં શોષણશક્તિ ઘણા પ્રમાણમાં હોય. મોટે ભાગે ઇન્જેક્શન આ રીતે અપાય. બગલ, પેટની બેઉ બાજુ, કેડ અને સ્ત્રીના સ્તનમાં આ રીતે ઇન્જેક્શન અપાય. જો દવાનું પ્રમાણ વધારે હોય તો દવા આપ્યા પછી તે જગ્યા ફૂલી જાય તો પણ ધીરેધીરે દવા મળતી જવાની સાથે ફૂલેલ ભાગ બેસી જાય છે.

**ઇન્ટ્રસ્પાઇનલ ઇન્જેક્શન** ૧. [ અં. ] ન. મેરુદંડ એટલે કરોડમાં પિચકારીથી દાખલ કરાતું પ્રવાહી.

૨. ન. મેરુદંડ એટલે કરોડમાં પિચકારીથી પ્રવાહી દવા દાખલ કરવાપણું.

**ઇન્ટ્રોડ્યુસ** [ અં. ] સ. ક્રિ. ઓળખાણ કરાવવી; પરિચય કરાવવો.

**ઇન્ડક્શન** [ અં. ] ન. વીજળીવાળી વસ્તુથી વીજળી વિનાની વસ્તુમાં વીજળી દાખલ કરવાની ક્રિયા.

**ઇન્ડસ્ટ્રિ** ૧. [ અં. ] પું. ઉદ્યોગ; મહેનત.
૨. [ લિ. ] પું. શિલ્પ.
૩. પું. હુન્નરઉદ્યોગ; કારીગરી.

**ઇન્ડસ્ટ્રિઅલ** ૧. [ અં. ] વિ. ઉદ્યોગધંધા સંબંધી; ઔદ્યોગિક; હુન્નર, કારીગરી, કળા સંબંધી.
૨. વિ. શિલ્પ સંબંધી.

**ઇન્ડિકેટર** [ અં. ] ન. માપ બતાવનાર યંત્ર.

**ઇન્ડિપેન** સ્ત્રી. અંદર શાહી પૂરી શકાય એવી કલમ.

**ઇન્ડિપેન્ડન્સ** [ અં. ] ન. સ્વતંત્રતા.

**ઇન્ડેક્સ** [ અં. ] સ્ત્રી. આંકળિયું; અનુક્રમણિકા; વિષયાનુક્રમણિકા; પુસ્તકના વિષયો પ્રમાણે સૂચી; ગ્રંથમાં અમુક બાબત અમુક પાને કે ઠેકાણે છે તે બતાવવાની ગોઠવણ.

**ઇન્ડેન્ટ** [ અં. ] ન. મંગાવવાના માલની યાદી.

**ઇન્ડેન્ટ ફોર્મ** [ અં. ઇન્ડેન્ટ ફૉર્મ ] ન. મંગાવવાના માલની નોંધનું પત્રક.

**ઇન્ડેમ્નિટિ બોન્ડ** [ અં. ઇન્ડેમ્નિટિ બૉન્ડ ] પું. બીજાને થયેલી નુકસાની ભરપાઈ કરી આપવાનો દસ્તાવેજ.

**ઇન્ડોર** [ અં. ] વિ. ઘરની અંદરનું.

**ઇન્ડોર ગેમ** [ અં. ] સ્ત્રી. ઘરની અંદર રહીને રમાતી રમત.

**ઇન્ડોર પેશન્ટ** [ અં. ] ન. દવાખાનામાં રહીને સારવાર લેનાર દરદી.

**ઇન્દીવર** ન. વાદળી કમળ.

**ઇન્નર** [ સં. અ ( નહિ ) + નીર ( પાણી ) ] પું. ( હિંદી ) વિયાણા પછી એક બે દિવસ સુધીના ગાય ભેંસના દૂધમાં ગોળ, સૂંઠ, ચારોળી નાખી ઊનું કરી જમાવેલું દૂધ; બળી.

**ઇન્નર સ્કૂલ** [ અં. ઇનર સ્કૂલ ] સ્ત્રી. આંતરમંડળ. થીઓસોફીકલ સોસાયટીના જે સભ્યો પૂર્ણપુરુષના અસ્તિત્વમાં માનતા હોય અને તેઓના સંબંધમાં આવવા ઇચ્છતા હોય તેઓને સહાય કરવાને માટે એક જુદી સંસ્થા છે તેને "ઇસ્ટર્ન સ્કૂલ ઓફ થીઓસોફી" અથવા "ઇન્નરસ્કૂલ" આંતરમંડળના નામથી ઓળખવામાં આવે છે. થીઓસોફી

**ઇન્નીન** ૧. [ અ. ] પું. ટૂંકી ઇંદ્રિયવાળો પુરુષ.
૨. પું. પાવૈયો; હીજડો; નપુંસક.
૩. પું. બીકણ માણસ.
૪. વિ. અશક્ત; નબળું.

**ઇન્ને** [ હિં. ] અ. અહીં; આ ઠેકાણે.

**ઇન્પ્લે** [ અં. ] ન. ક્રિકેટની રમતમાં દાવ લેનારના બેટ અથવા શરીરના કોઈ ભાગને લાગીને વિકેટ સાથે દડો અથડાવાનો બનાવ.

**ઇન્ફન્ટ્રિ** ( ઇન્ફન્ટ્રિ ) [ ફ્રે. ] સ્ત્રી. પાયદળ; પગે ચાલનાર લશ્કર.

**ઇન્ફર્મેશન** ( ઇન્ફર્મેશન ) [ અં. ] સ્ત્રી. જાણ; ખબર.

**ઇન્ફિઆલ** ( ઇન્ફિઆલ ) [ અ. ફ્અલ ( તે શરમાળ હતો ) ] પું. શરમ; લજ્જા; ગભરાટ.

**ઇન્ફિકાક** ( ઇન્ફિકાક ) [ અ. ફક્ક ( તેણે જુદું પાડયું ) ] પું. ગીરોમાંથી છોડાવવું તે.

**ઇન્ફિસાલ** ( ઇન્ફિસાલ ) ૧. [ અ. ફસલ ( તેણે જુદું પાડ્યું ) ] પું. જુદું પાડવું તે.
૨. [ અ. ફસલ ( તેણે ફેંસલો દીધો ) ] પું. ફેંસલો; નિકાલ.

**ઇન્ફિસાલી** ( ઇન્ફિસાલી ) ૧. [ અ. ફસલ ( તેણે ફેંસલો આપ્યો ) ] સ્ત્રી. ચુકાદો; ફેંસલો.
૨. સ્ત્રી. ભાગલા પાડવા તે; જુદું કરવાપણું.

**ઇન્ફ્યુઝન** ( ઇન્ફ્યુઝન ) [ અં. ] પું.; ન. પીગળી ન શકે તેવા પદાર્થનો કાઢેલો ક્વાથ; ચા; દવાઓને સ્વચ્છ ઊકળતા પાણીમાં અર્ધા કલાકથી બે કલાક સુધી ઢાંકલા વાસણમાં પલાળી રાખી ગાળીને તૈયાર કરેલું પ્રવાહી ઔષધ.

**ઇન્ફ્લેમેશન** ( ઇન્ફ્લમેશન ) [ અં. ] પું. સોજો; બળતરા સાથેનો વરમ.

**ઇન્ફ્લ્યુએંઝ** ( ઇન્ફ્લ્યુએંઝ ) [ અં. ઇન્ફ્લુએન્ઝ ] પું. છાતીના મૂંઝારાનો તાવ; શરદીવાળો તાવ; કડકડીઓ; સંક્રામત જુકામ; વહેતા જુકામ. આ રોગ પ્રથમ વરપમાં જણાયો હતો અને તેને ઇન્ફલ્યુએંઝા નામ ઇટાલિયનો તરફથી મળેલું, કેમકે તેઓના મત પ્રમાણે અમુક ગ્રહના પૃથ્વી ઉપરના "ઇન્ફલુએન્ઝા" એટલે અસરને લીધે તે થાય છે. વરપમાં આ રોગ વખતોવખત ફાટી નીકળે છે અને હિંદમાં પણ તેણે સને ૧૮૮૯ પછી દેખાવ દીધો છે. આ રોગ મહામારી વખતે માલૂમ પડે છે અને બહુ ભાગે શિયાળામાં થાય છે. લગભગ વીસ વરસથી માંડીને ચાલીસ વરસ સુધીનાં માણસોને તે ઘણી વખત લાગુ પડે છે. બેથી ૭ દિવસમાં આખા શરીરમાં તેના જંતુ ફેલાઈ જાય. પીડ, સાથળ અને માથામાં દુખાવો થાય. સાથે ઊલટી પણ હોય. આ દરદમાં થોડા દહાડા પછી નીચેના ચારમાંથી કોઈ એક રોગ માલૂમ પડે: (૧) ગળાની નળીનો સોજો અને શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં મુશ્કેલી, (૨) કમર અને પીઠનો દુખાવો અને ઊલટી, (૩) હૃદયની અનિયમિતતા, માથાનો દુખાવો અને કોઈવાર લવારો અથવા (૪) બહુભાગે નાનાં છોકરાંમાં તાણ, આંચકી અને સખત તાવ. જંતુઓથી ઉત્પન્ન થનારા આ રોગમાં સખત સળેખમ અથવા ગળાનો કે શ્વાસનળીનો સોજો અને સામાન્ય રીતે સાથે તાવ હોય છે. રોગ હળવો હોય તો તે મુદતબંધી રહીને મટી જાય અને સખત હોય તો દરદીનું મરણ થાય. આ રોગ ઝડપથી આખા દેશમાં ફેલાઈ જતો હોવાથી તે અમુક પ્રકારના વાતાવરણથી તેમજ સંસર્ગથી થતો મનાય છે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ કે માવઠાથી ઋતુઓના ધર્મમાં અકાળે અમુક અંશે ફેરફાર થવાથી ધાન્ય, જલ વગેરે વિકારી થઈ આ રોગને ઉત્પન્ન કરે છે. ખાનપાન, નિદ્રા તેમજ વર્તનમાં ભૂલ કરનારને અથવા મલશુદ્ધિ બરાબર ન થતી હોય તેઓને આ રોગ લાગુ પડવાનો વધારે સંભવ રહે છે, તે પહેલાં સળેખમથી શરૂ થાય અને પછી શરીરનું દુખવું કે ઝલાઈ જવું, આંખની બળતરા, બગાસાં, અન્ન ઉપર અરુચિ, ઊંઘ ન આવવી અથવા બહુ આવવી, વારંવાર ટાઢ ચડવી અથવા ગરમી થવી, શ્વાસનળીમાં મૂંઝવણ, હૃદયમાં ગભરામણ, જીભ ઉપર સફેદ અથવા કાળી છારી આવવી, જીભનું અને આંખનું લાલ થવું, અત્યંત

નબળાઈ, છાતીમાં દુખાવો વગેરે થાય. કફ થોડો અથવા ઘણો હોય, જે કેટલીક વાર લોહી ભળેલો પડે અને ફીણવાળો હોય. બે થી ચાર દિવસ તાવ જોરમાં રહે, પછી નરમ પડતાં ઉધરસ વધે. દરદીને ખુલ્લી હવાવાળા ઓરડામાં રાખવો પરંતુ તેને શરીર ઉપર પવન લાગવા ન દેવો. છાતી ઉપર ટરપેન્ટાઇન તેલ ચોળી ઉપર અળસીની પોટીસ કલાક બે કલાકે બાંધતા જવું. કબજિયત હોય તો જુલાબ આપવો. ખોરાકમાં અનાજ બિલકુલ આપવું નહિ. એકાદ બે દિવસ લાંઘણ કરાવવી અથવા ગાયના દૂધમાં થોડું પાણી નાખી ઉકાળી પાણી બળી જઈ દૂધ બાકી રહે તે પાવું. ઉધરસનું જોર હોય તો સિતોપલાદિચૂર્ણ દરદીની ઉમરના પ્રમાણમાં મધ સાથે દિવસના ત્રણ ચાર વખત ચટાડવું. રોગી જો પોતાની પૂરતી સંભાળ ન રાખે તો તે પોતાની જાતને અને બીજાને મોટું નુકસાન કરે, કારણકે તે ચેપી અને ઘણો જ ભયંકર રોગ છે અને રોગ થતાં જ તેનો ચેપ ઊડે છે. આ રોગમાં લેવાના સાવચેતીના ઉપાયઃ તંદુરસ્તી બરાબર સાચવવી. સાદી સ્વચ્છ રીતે કુદરતી જિંદગી ગુજારવી. ગજા ઉપરાંત કામ કરવું નહિ. બને તેટલું ખુલ્લી હવામાં રહેવું. ઘરનાં બારીબારણાં ખુલ્લાં રાખી પૂરતું હવાઅજવાળું મેળવવું. ઓછા હવાઅજવાળાવાળા મકાનમાં સંખ્યાબંધ માણસે ન રહેવું. વધારે માણસ ભેગાં થતાં હોય ત્યાં. ગિરદીવાળી તમાશાની જગ્યામાં અને આ રોગના દરદીવાળા ઘરમાં જવું નહિ. આગગાડી, ટ્રામ કે મોટરમાં ગિરદીમાં ભેગા બેસવા કરતાં ચાલીને જવું. શરદી થએલી હોય તેવા માણસથી દૂર રહેવું. મોઢા કે નાકના શ્વાસ વાટે આ રોગ શરીરમાં દાખલ થતો હોવાથી તે ચાલતો હોય એ લત્તામાંથી પસાર થવું નહિ. રોગના ફેલાવા વખતે મોઢું અને દાંત સાફ રાખવાં. સવાર સાંજ દાંત ઘસીને સાફ કરવા અને મીઠાના પાણીના કોગળા કરવા. સારવારમાં લેવાના ઉપાયઃ (૧) દરદીએ આરામ લેવો અને તાવ જતાં સુધી પથારીમાં સૂઈ જ રહેવું. (૨) શરીરે ગરમાવો આપવો અને પવન ન લાગે તેની કાળજી રાખવી. (૩) તરત જ દવા શરૂ કરવી અને બનતાં સુધી તેને જુદો એકાંતમાં જ રાખવો. (૪) તાવ મટ્યા પછી કાળજી રાખવી કે ફરીથી શરદી કે થાક લાગે નહિ. આ રોગનો ચેપ ફેલાય નહિ તે માટે યાદ રાખવાની બાબતોઃ (૧) રોગીએ ઘરમાં જ રહેવું અને સાર્વજનિક મેળાવડામાં જવું નહિ. (૨) છીંકતાં કે ઉધરસ ખાતાં ચેપ બીજાને ન લાગે તે માટે નાક અને મોઢા આગળ રૂમાલ આડો રાખીને છીંકવું કે ઉધરસ ખાવી અને તે રૂમાલને ગરમ પાણીમાં ઉકાળી સાફ કરવો. (૩) એકઠો કરેલો કફ બાળી દેવો અને વાસણ જંતુનાશક દવાથી સાફ કરવાં. એક વખત આ રોગ મટ્યા પછી જો પૂરતી સંભાળ કે કાળજી રાખવામાં ન આવે તો મટ્યા પછી બે ચાર દિવસે ફરીથી ઊથલો મારે. માટે સંપૂર્ણ આરામ થયા વગર કામ ઉપર જવું નહિ. મટ્યા પછી જો જરા પણ રોગની અસર જણાતી હોય તો ખોરાકની સંભાળ રાખવી, આરામ લેવો અને વધારે ઊંઘ કરવી.

**ઇન્યુઅસ** પું. લાંબું મોઢું અને સાધારણ લાંબી પૂંછડીવાળો એક જાતનો વાંદરો.

**ઇન્લેટ** [ અં. ] પું. દાખલ થવાનો રસ્તો.

**ઇન્લેટપાઇપ** [ અં. ] પું. અંદર દાખલ થવાની નળી.

**ઇન્લૅન્ડ** [ અં. ઇન્લંડ ] વિ. સ્થાનિક; દેશની અંદરનું.

**ઇન્લૅન્ડપોસ્ટ** [ અં. ઇન્લંડ પોસ્ટ ] સ્ત્રી. દેશ અંદરની ટપાલ.

**ઇન્વકા** ૧. [ સં. ] પું. ( જ્યોતિષ ) મૃગશિર નક્ષત્ર ઉપર રહેતા ઇલ્વલા નામના પાંચ તારાનો સમૂહ.
૨. પું. ( જ્યોતિષ ) મૃગશિર નક્ષત્ર ઉપર રહેલ એ નામનો એક તારો.
૩. સ્ત્રી. ( જ્યોતિષ ) મૃગશિર નક્ષત્ર.

**ઇન્વાન** ૧. [ અ. અન્વ ( તેણે નામ આપ્યું ) ] પું. જેનાથી કોઈ વસ્તુ ઓળખાય તે; ઓળખાવનાર વસ્તુ.
૨. પું. પુસ્તકનું શણગારેલું મુખપૃષ્ઠ.
૩. પું. રીત.

**ઇન્વિટેશન** [ અં. ] ન. આમંત્રણ; નોતરું; ઇજન.

**ઇન્વેર** [ અં. ] સ્ત્રી. ઇસ્પાત ૬૪ ટકા અને નિકલ ૩૬ ટકાની મેળવણીથી બનતી એક ધાતુ. ગરમી અથવા ઠંડીથી તે વધતી કે સંકોચાતી ન હોવાથી બારીક માપનાં સાધન બનાવવામાં તેનો ઉપયોગ થાય છે.

**ઇન્વેસ્ટમેન્ટ** ૧. [ અં. ઇન્વેસ્ટમન્ટ ] ન. ધનવિનિયોગ; નાણાં રોકવાં તે.
૨. ન. રોકેલ થાપણ.

**ઇન્વેસ્ટિગેશન** [ અં. ] સ્ત્રી. તપાસ; તજવીજ.

**ઇન્વોઇસ** [ અં. ઇન્વૉઇસ ] ન. ભરતિયું; મોકલેલ માલની કીમત સાથે યાદી; બીજક.

**ઇન્શા** ૧. સ્ત્રી. ઇચ્છા; મરજી.
૨. સ્ત્રી. નિબંધ.
૩. ન. લખવાની સુંદર શૈલી.

**ઇન્શા અલ્લાહ** [ અ. ઇન્શા ( ઇચ્છા ) + અલ્લાહ ( ખુદા ) ] શ. પ્ર. પરમેશ્વર ચાહશે તો.

**ઇન્શા અલ્લાહુતઆલા** [ અ. ઇન્શા ( ઇચ્છા ) + અલ્લાહ ( ખુદા ) + તઆલા ( મોટું ) ] શ. પ્ર. સર્વશક્તિમાન પ્રભુની ઇચ્છા હોય તો; ઈશ્વરકૃપાથી.

**ઇન્શા પર્દાઝ** ( ઇન્શા પર્દાઝ ) [ અ. ઇન્શા ( લખવું તે ) + પર્દાઝ ( ઉદ્યોગ કરનાર ) ] પું. સારો લખનાર; લેખક.

**ઇન્શા પર્દાઝી** ( ઇન્શાપર્દાઝી ) ૧. [ અ. ઇન્શા ( લખવું તે ) + પર્દાઝ ( ઉદ્યોગ કરનાર ) + ઈ ( પણું ) ] સ્ત્રી. કાગળ લખવાપણું.
૨. સ્ત્રી. લખાણ; નિબંધ.
૩. સ્ત્રી. વાક્યરચનાની ખૂબી.

**ઇન્શાલ્લા** [ અ. ઇન્શા ( ઇચ્છા ) + અલ્લાહ ( પ્રભુ ) ] શ. પ્ર. ઈશ્વરની ઇચ્છા હશે તો; ઈશ્વરેચ્છા.

**ઇન્શાલ્લાતાલા** [ અ. ઇન્શા ( ઇચ્છા ) + અલ્લાહ ( પ્રભુ ) + તઆલા ( મોટું ) ] પું. હરિ ઇચ્છા; પરમેશ્વરની મરજી; ઈશ્વરેચ્છા.

**ઇન્શ્યૂરન્સ** [ અં. ] પું. વીમો.

**ઇન્શ્યૂર્ડ** [ અં. ] વિ. વીમો ઉતારેલ.

**ઇન્સ** [ અ. ] પું. માણસજાત.

**ઇન્સલ્ટ** [ અં. ] ન. અપમાન; બેઅદબી; માનભંગ; ગેરઆબરૂ.

**ઇન્સાન** ૧. [ અ. ] પું. માણસજાત; માનવવર્ગ.
૨. પું.; ન. માણસ; આદમી. ઉનસ એટલે પ્રેમ કરવો એ ઉપરથી જો ઇન્સાન શબ્દ બને તો એવો અર્થ થાય કે, મનુષ્યો પ્રેમ કરી જાણે છે અને પ્રેમથી એકબીજાની સાથે સંપીને રહે છે. માટે પ્રેમ કરનારું તે માણસ કહેવાય. નિસ્પાન એટલે ભૂલી જવું. ભૂલકણું તે મનુષ્ય કહેવાય.

**ઇન્સાનપરસ્તી** [ અ. ઇન્સાન ( માણસ ) + પરસ્તી ( પૂજા ) ] સ્ત્રી. માણસની પૂજા.

**ઇન્સાનિયત** ૧. [ અ. ઇન્સાન ( માણસ ) + ફા. યત ( પણું ) ] સ્ત્રી. બુદ્ધિ.
૨. સ્ત્રી. ભલાઈ; ભલમનસાઈ.
૩. સ્ત્રી. મનુષ્ય સ્વભાવ.
૪. સ્ત્રી. માણસાઈ; સજ્જનતા; સદ્વર્તન;

ગૃહસ્થને છાજે એવી વર્તણૂક.
૫. સ્ત્રી. સભ્યતા; લાયકી; વિવેક; વિનય.

**ઇન્સાની** [ અ. ] વિ. માણસને શોભે એવું; આદમીને છાજતું.

**ઇન્સાનીઅત** [ અ. ઇન્સાનિયત ] સ્ત્રી. માણસાઈ.

**ઇન્સાફ** ( ઇન્સાફ઼ ) ૧. [ અ. નસફ઼ ( તેણે અડધું કર્યું ) ] પું. ચુકાદો; ફેંસલો.
૨. પું. ન્યાયકર્મ; ન્યાય; ચોકસી; સત્યશોધન.
૧. ઇન્સાફ આંધળો-લૂલો છે = ન્યાય જેવો આપવો હોય તેવો અપાય.
૨. ઇન્સાફને મોં માથું નથી-ઇન્સાફને હાથ પગ નથી = ન્યાય ફેરવવો હોય તેમ ફેરવાય.
૩. પું. માન; આદર.
૪. પું. મુકદ્દમો; હરકોઈ કામની તજવીજ.
૫. પું. વાજબીપણું; સાચવટ; સત્યતા.

**ઇન્સાફતલબ** ( ઇન્સાફ઼તલબ ) [ અ. ઇન્સાફ઼ ( ન્યાય ) + તલબ ( માગનાર ) ] ન. ન્યાય માગનાર માણસ.

**ઇન્સાફદાર** ( ઇન્સાફ઼દાર ) ૧. [ અ. ઇન્સાફ઼ ( ન્યાય ) + ફા. દાર (રાખનાર)] પું. ન્યાયાધીશ; જડજ.
૨. વિ. ઇન્સાફ રાખનારું.

**ઇન્સાફિયો** ( ઇન્સાફ઼િયો ) પું. ઇન્સાફ આપનાર માણસ. આ શબ્દ તુચ્છકારમાં વપરાય છે.

**ઇન્સાફી** ( ઇન્સાફ઼ી ) ૧. [ અ. ] સ્ત્રી. કચેરી; અદાલત.
૨. સ્ત્રી. ન્યાયની રીત; ઇન્સાફ આપવાનું ધોરણ.
૩. સ્ત્રી. ન્યાયીપણું.
૪. વિ. ઇન્સાફવાળું; ન્યાયી.
૫. વિ. ન્યાય સંબંધી; ઇન્સાફને લગતું.

**ઇન્સિદાદ** [ અ. સદ્દ ( તેણે બંધ કર્યું ) ] પું. અડચણ; વિઘ્ન.

**ઇન્સિરામ** ૧. [ અ. સરમ ( તેણે અંત આણ્યો ) ] પું. પૂર્ણતા; છેડો.
૨. પું. મિલકતની વ્યવસ્થા.

**ઇન્સોજિન્ન** [ અ. ઇન્સાન ( માણસ ) + જિન્ન ( ભૂત ) ] પું. બ. વ. માણસો અને ભૂતો.

**ઇન્સોલ્વન્સિ** [ અં. ઇન્સૉલ્વન્સિ ] સ્ત્રી. નાદારી; દીવાળું.

**ઇન્સોલ્વંટ** [ અં. ઇન્સૉલ્વંટ ] વિ. દીવાળિયો; નાદાર.

**ઇન્સ્ક્રિપ્શન** [ અં. ] ન. છાપેલ લેખ.

**ઇન્સ્ટિટ્યુટ** [ અં. ] ન. સંસ્થા; ખાતું.

**ઇન્સ્ટિટ્યુશન** [ અં. ] ન. સંસ્થા; ખાતું; કારખાનું.

**ઇન્સ્ટ્રક્ટર** [ અં. ] પું. શિક્ષક; શીખવનાર માણસ.

**ઇન્સ્ટ્રુમેન્ટ** [ અં. ઇન્સ્ટ્રુમંટ ] ન. હથિયાર; ઓજાર; શસ્ત્ર.

**ઇન્સ્પેક્ટર** [ અં. ] પું. તપાસ કરનાર; નિરીક્ષક; દેખરેખ રાખનાર.

**ઇન્સ્પેક્શન** [ અં. ] ન. તપાસ; નિરીક્ષણ.

**ઇન્સ્યુલિન** [ અં. ] ન. લોહીમાં ગ્લુકોઝનો જમાવ થતો અટકાવનાર અને મધુમેહની સારવારમાં વપરાતો એક રાસાયણિક પદાર્થ.

**ઇન્સ્યુલેટર** [ અં. ] પું. પ્રવાહ લઈ જનાર તારની આસપાસ વીંટવામાં આવતા રબર કે તેના જેવા વીજળી કે ગરમી ગ્રહણ ન કરનાર પદાર્થ.

**ઇન્સ્યુલેશન** ૧. [ અં. ] ન. તારમાંથી વીજળી નીકળી ન જાય તે માટે તેના ઉપર રબર, ગટાપરચા, ડામર, શણ વગેરેનું ચડાવવામાં આવતું પડ.
૨. ન. વીજળી અથવા ગરમીની અસર ન થવા દે એવી ચીજથી પદાર્થોને એકબીજાથી જુદા પાડવાપણું.

**ઇન્હિદામ** ૧. [ અ. હદમ ( તેણે દૂર કર્યું ) ] પું. દૂર કરવું તે; કાઢી મૂકવાપણું; નાશ.
૨. પું. નાશ.

**ઇન્હિરાફ** ( ઇન્હિરાફ઼ ) ૧. [ અ. ] પું. આકાશી પદાર્થની ગતિ.
૨. પું. દરદ; રોગ.
૩. પું. પોતાનો પક્ષ મૂકી દેવાપણું.
૪. [ અ. હરફ઼ ( તેણે ફેરવ્યું ) ] પું. બદલવું તે; બદલી; ફેરફાર.
૫. પું. વિપરીત વાદ; ખંડન.

**ઇન્હિરાફી** ( ઇન્હિરાફ઼ી ) [ અ. ] પું. બદલી; ફેરફાર. જુઓ ઇન્હિરાફ.

**ઇન્હુસાર** [ અ. ] પું. ઘેરો ઘાલવો તે.

**ઇન્હેં** ૧. [ હિં. ] સ. આ.
૨. સ. આણે.

**ઇપહા** ન. જૂના વખતના યહૂદીઓમાં વપરાતું ચાર ગેલનનું એક માપ.

**ઇપળીપીંપળી** સ્ત્રી. ઝાડપીંપળાની રમત; ઓળકોળામણો; આંબળીપીપળી. આ રમતમાં બધાં રમનારાં ઝાડ નીચે ઊભાં રહે અને ઝાડ નીચે કૂંડાળું કરી તેમાં એક દાંડિયો મૂકે. પછી એક રમનાર કૂંડાળામાં ઊભો રહી તે દાંડિયો પોતાનો જમણો પગ ઊંચો કરી જોરથી દૂર ફેંકે એટલે દાવ દેનાર તે દાંડિયો લેવા દોડે. તેટલામાં બાકીનાં રમનારાં ઝાડ ઉપર ચડી જાય. દાવ દેનાર તે દાંડિયો કૂંડાળામાં મૂકી બીજાં રમનારાંઓને પકડવા ઝાડ ઉપર ચડે. તેમ થતાં ઉપર ચડેલ રમનારમાંથી કોઈ નીચે કૂદી પડે અને કૂંડાળામાં પગ મૂકી દે અને ફરીથી દાંડિયો પગ નીચેથી કાઢી દૂર ફેંકી દે એટલે દાવ ચાલુ રહે. પણ કૂંડાળામાં પગ પડ્યા પહેલાં દાવ દેનાર જો કોઈને પકડી પાડે તો તેના ઉપરથી દાવ ઊતરે અને જે પકડાણું હોય તેના ઉપર દાવ આવે.

**ઇપાણુ** પું. રસોઈમાં મસાલા તરીકે ઉપયોગી, સુગંધી પાન અને કીરમજી રંગનાં ફૂલવાળો ૬ થી ૧૦ ઇંચ ઊંચો ફુદીનાની જાતનો એક છોડ; 'ટાઇમ'.

**ઇપાન** પું. એ નામની એક વનસ્પતિ; ઇપાણુ; 'ટાઇમ'.

**ઇપાર** ૧. [ ફા. ] પું. એ નામની એક વનસ્પતિ; ઇપાણુ; 'ટાઇમ'.
૨. [ હિં. ઇ ( આ ) + પાર ( બાજુ ) ] અ. નદીની આ બાજુએ.

**ઇપોમીઆ** પું. એક જાતની વેલ. એને શિયાળામાં રણશીંગાના આકારનાં ફૂલ આવે છે.

**ઇપોમીઆ પાલ્મેટા** [ લે. ] સ્ત્રી. ઘણી જ સામાન્ય છતાં બહુ ઉપયોગી અને સદા લીલી રહેતી એક જાતની વેલ. તેનાં ચળકતાં તાજાં ફૂલ ઉનાળામાં આવે. નવ ઇંચ જેટલી ગમે તેવી જમીનમાં વાવવાથી તે ઊગી શકે. કાપી નાખ્યા પછી જમીનમાં રહેલા થડમાંથી પણ તે ફરી ઊગી નીકળે.

**ઇપ્તિ** [ સં. ] સ્ત્રી. ખોટ; જરૂરિયાત.

**ઇપ્પી** ૧. સ્ત્રી. એક જાતનું ઝાડ; ઇલુપી.
૨. સ્ત્રી. ભક્તિ; ઉપાસના; સ્તુતિ.
૩. સ્ત્રી. વાયવ્ય સરહદના પ્રાંતનો એક ભાગ.

**ઇપ્સિત** [ સં. ઇપ્સા ( ઇચ્છા ) + ઇત ( વાળું ) ] વિ. ઇચ્છેલું.

**ઇપ્સિતાર્થ** [ સં. ઇપ્સા ( ઇચ્છા ) + ઇત ( વાળું ) + અર્થ ( હેતુ ) ] પું. સાબિત કરવા ધારેલ મુદ્દો.

**ઇપ્સિલાન ઓરાયન** [ અં. એપ્સિલૉન ઓરાયન ] પું. ( જ્યોતિષ ) મૃગ નક્ષત્રમાંનો નવમો તારો.

**ઇપ્સિલાન માઇનોર** [ અં. એપ્સિલૉન માઇનર ] પું. ( જ્યોતિષ ) ધ્રુવમત્સ્યના સાત માંહેનો પાંચમો તારો.

**ઇફ્તાર** (ઇફ્તાર) [અ. ફતર (તેણે રોજો છોડ્યો)] પું. રોજો છોડવો તે.

ઇફ્તાર કરવો = આખો દિવસ ઉપવાસ કરી સૂર્યાસ્ત વખતે પારણું કરવું.

**ઇફ્તારી** (ઇફ્તારી) [અ.] સ્ત્રી. રોજો છોડતી વખતે ખાવા લાયક ચીજ.

**ઇફ્રાત** (ઇફ્રાત) [અ. ફરત (તે પુષ્કળ હતું)] સ્ત્રી. અધિકતા; પુષ્કળપણું; વધારો.

**ઇફ્રાતે અખલાત** (ઇફ્રાતે અખ્લાત) [અ. ઇફ્રાત (વધારો) + એ (નું) + અખલાત (શરીરમાં રહેલ વાત, પિત્ત અને કફનું મિશ્રણ)] પું. કફ, પિત્ત અને વાયુનો વધારો.

**ઇફ્રાતે ઘીમ** (ઇફ્રાતે ઘીમ) [અ.] પું. કફ, પિત્ત અને વાયુ વધી જવાપણું.

**ઇફ્રાદ** (ઇફ્રાદ) [અ. ફરદ (તે નિર્જન થયો)] પું. સમાજનો ત્યાગ; દુનિયાદારીથી છૂટા થવાપણું.

**ઇફ્રીત** (ઇફ્રીત) ૧. [અ.] પું. ભયંકર ચીજ.
૨. પું. રાક્ષસ.

**ઇફ્લાસ** (ઇફ્લાસ) ૧. [અ. ફલસ (તે ગરીબ હતો)] પું. ગરીબાઈ; નિર્ધનપણું; મુફલિસી; દરિદ્રતા.
૨. પું. નાદારી; દેવું આપવાની અશક્તિ.

**ઇફ્શા** (ઇફ્શા) [અ. ફશા (તેણે જાહેર કર્યું)] સ્ત્રી. જાહેરાત.
૧. ઇફ્શા કરવી = બહાર પાડવું; ખુલ્લું કરવું.
૨. ઇફ્શા હોવી = જડવું; હાથ લાગવું.
૩. ઇફ્શાએ રાઝ = ખાનગી વાત બહાર પાડવી તે.

**ઇફળ** ન. દરિયાની ખાડીના કાદવમાં ઊગતું ૧૦થી ૧૨ ફૂટ ઊંચું અને ઘણા વિસ્તારવાળું એક ઝાડ. તેનો પાલો ઢોરને ખવરાવવામાં અને તેનાં કઠણ અને ચીકણાં લાકડાં બાળવાના કામમાં આવે છે. લાકડાને બાળવાથી તેમાંથી એક જાતનો ધોબીને ઉપયોગી ક્ષાર ઉત્પન્ન થાય છે. કાઠિયાવાડનાં બંદરોમાં આ ઝાડનાં લાકડાંને ચેરીઆનાં લાકડાં કહે છે. તેનાં ફળ બાળકો ખાય છે. ફળ ખાવાથી જીભ ઉપર થોડી લાલી આવે છે.

**ઇફા** (ઇફા) ૧. [ઇ (આ) + પાસ (બાજુ)] સ્ત્રી. આ બાજુ; આણી મેર.
આંબા ઇફાના અમૃત જેવા એમ કહે દેસાઈ.
નવલરામ
૨. અ. અહીં.

**ઇફાકત** (ઇફાકત) [અ. ફવક (તે સાજો થયો)] પું. સાજા થવાપણું.

**ઇફાકા** (ઇફાકા) [અ.] પું. દૂર થવાપણું.

**ઇફાઝત** (ઇફાઝત) [અ. હિફાઝત] સ્ત્રી. આશ્રય; રક્ષણ.

**ઇફેમરા** [અં. ઇફેમર] સ્ત્રી. થરપમાં થતી એક જાતની માખી.

**ઇફ્તિખાર** (ઇફ્તિખાર) [અ. ફખર (તેણે કીર્તિ મેળવી)] પું. કીર્તિ; આબરૂ.

**ઇફ્તિરા** (ઇફ્તિરા) ૧. [અ. ફરાઇ (તેણે આળ ચડાવ્યું)] પું. તહોમત; આળ.
૨. સ્ત્રી. નિંદા; ચાડી.

**ઇફ્તિરાક** (ઇફ્તિરાક) [અ. ફરક (તેણે જુદું પાડ્યું)] પું. જુદાઈ.

**ઇફ્તિસાર** (ઇફ્તિસાર) [અ. ફસર (તેણે તપાસ કરી)] સ્ત્રી. તપાસ; તજવીજ.

**ઇફ્તેકાર** (ઇફ્તેકાર) ૧. [અ. ફકર (તે ગરીબ હતો)] સ્ત્રી. ગરીબાઈ; નિર્ધનતા.
૨. [અ. ફકર (તેણે વિચાર્યું)]. સ્ત્રી. વિચારશક્તિ.

**ઇફ્ફત** (ઇફ્ફત) [અ. અફ્ફ (તે દૂર રહ્યો)] સ્ત્રી. શિયળ; સ્ત્રીની પવિત્રતા.
ઇફ્ફતમાં ખલલ નાખવી = શિયળ લૂંટવું.

**ઇફ્ફતપનાહ** (ઇફ્ફતપનાહ) [અ. ઇફ્ફત (શિયળ) + ફા. પનાહ (રક્ષણ કરનાર)] વિ. પવિત્રતાનું રક્ષણ કરનાર; પતિવ્રતા; શિયળ સાચવનાર; સતી; શીલવતી. સ્ત્રીઓને માટે માનવાચક ઇફ્ફતપનાહ, ઇસ્મત દસ્તગાહ વગેરે શબ્દ વપરાય છે.

**ઇબ** ૧. [હિં.] અ. થોડા વખત ઉપર.
૨. અ. હમણાં; હાલ.

**ઇબજા** ૧. [ઇબ (થોડો વખત)] અ. થોડા વખત અગાઉ.
૨. અ. હાલ; હમણાં.

**ઇબરત** ૧. [અ.] સ્ત્રી. આગમચેતી.
૨. સ્ત્રી. ધડકો.
૩. સ્ત્રી. દૃષ્ટાંત; દાખલો.
૪. સ્ત્રી. બીક; ડર; ભય.
૫. સ્ત્રી. શિખામણ; ઉપદેશ.

**ઇબરતનામા** [અ. ઇબરત (દાખલો) + ફા. નામા (પત્ર)] વિ. દાખલે પડતું.

**ઇબરાની** ૧. [ફા.] સ્ત્રી. પેલેસ્ટાઇન દેશની પ્રાચીન ભાષા.
૨. વિ. યહૂદી.

**ઇબરાયનામા** [ફા.] પું. ત્યાગપત્ર; ફારગતીનો કાગળ.

**ઇબરી** ૧. [હિં.] અ. થોડા વખત ઉપર.
૨. અ. હમણાં; હાલ.

**ઇબલીસ** ૧. [અ.] પું. શયતાન; ભૂત. ખરાબ છોકરાને આ ઉપમા અપાય છે.
૨. વિ. તોફાની; કજિયાખોર.
૩. વિ. નઠારું.

**ઇબલોં** ૧. [હિં.] અ. અત્યાર સુધી.
૨. અ. બધો વખત.
૩. અ. હજુ.

**ઇબા** ૧. [અ.] પું. ના; નકાર.
૨. સ્ત્રી. કોઈને બોલાવવા આંગળીથી નિશાની કરવી તે.

**ઇબાદ** [અ. અબ્દ (ગુલામ)નું બહુવચન] પું. બ. વ. નોકરો; ગુલામો.

**ઇબાદત** ૧. [અ. અબદ (તેણે ભક્તિ કરી)] સ્ત્રી. પૂજા; સેવા; સ્તુતિ; પ્રાર્થના; ભક્તિ; આરાધના; બંદગી; ઉપાસના.
મઝહબી ઇબાદત = બંદગી.
૨. સ્ત્રી. માન; પૂજ્યબુદ્ધિ; આદર.

**ઇબાદતખાના** (ઇબાદતખાના) ૧. [અ. ઇબાદત (ભક્તિ) + ફા. ખાના (ઘર)] સ્ત્રી. ઉપાસનામંદિર. જેમકે, મંદિર, મસ્જિદ, ખોજાખાનું.
૨. ન. ધાર્મિક ચર્ચા માટે મુઘલ બાદશાહ અકબરે બંધાવેલો એ નામનો મહેલ. તેમાં દર ગુરુવારે રાત્રિએ હિંદુ, પારસી, સુન્ની વગેરે ધર્મના મોભાદાર ધર્મગુરુઓને બોલાવરાવી સામાન્ય નિયમો ઉપર વાદવિવાદ કરવાનું ઠરાવ્યું.

**ઇબાદતગાહ** ૧. [અ. ઇબાદત (બંદગી) + ફા. ગાહ (ઠેકાણું)] સ્ત્રી. પ્રાર્થના કરવાની જગ્યા; ઉપાસનામંદિર. જેમકે, દેવળ, મંદિર, મસ્જિદ, ખોજાખાનું.
૨. સ્ત્રી. મસ્જિદ.

**ઇબાદતી** [અ. અબદ (તેણે ભક્તિ કરી)] પું. ભક્ત; ભક્તિ કરનાર માણસ.

**ઇબાદુલ્લાહ** [અ. ઇબાદ (નોકરો) + અલ (તે) + અલ્લાહ (પરમેશ્વર)] પું. બ. વ. ઈશ્વરના નોકરો.

**ઇબારત** ૧. [અ. અબર (તેણે સમજાવ્યું)] સ્ત્રી. આકાર; આકૃતિ.
૨. સ્ત્રી. ઢબ; રીતિ; પ્રકાર; ઢોળ.
૩. સ્ત્રી. પ્રતિજ્ઞા.
૪. સ્ત્રી. બોલી; ભાષા.
૧. ઇબારતે રંગીન = અલંકારવાળી ભાષા.
૨. તુલતવીલ ઇબારત = લાંબી લાંબી ભાષા.
૩. રંગીન ઇબારત = અલંકારવાળી ભાષા.
૫. સ્ત્રી. લખવા બોલવાની ઢબ; શૈલી.

૬. સ્ત્રી. લેખ.

૧. ઇબારત આવૅ = શબ્દ લખવા તે.

૨. ઇબારત ગોઠવવી = (૧) દસ્તાવેજનો ખરડો બનાવવો. (૨) સાર તૈયાર કરવો.

૩. ઇબારતની કોતાહી = વાક્યની અપૂર્ણતા.

૭. સ્ત્રી. વિશ્વાસ.

૮. સ્ત્રી. સમજાવવું તે; સમજાવવાની શક્તિ.

**ઇબારતચોર** પું. બીજાના લખાણમાંથી ઉતારો કરી લઈ પોતાના લખાણ તરીકે ખપાવનાર માણસ; લખાણમાંથી તફડંચી કરનાર માણસ.

**ઇબારતી** [ ફા. ] વિ. લેખમાં હોય એવું.

**ઇબાહત** ૧. [ અ. બવહ ( તેણે છૂટ આપી ) ] સ્ત્રી. છૂટ; પરવાનગી.

૨. સ્ત્રી. પરવાનો; સનદ.

**ઇબિગામીન** પું. હિમાલયની એ નામની પર્વતમાળા.

**ઇબિસ** [ અં. આઇબિસ ] ન. વાંકદાર અને લાંબી ચાંચવાળું મિસર દેશનું બગલાની જાતનું પક્ષી. તે દરિયા કિનારે દેડકાં, માછલાં વગેરે ખાઈને રહે છે.

**ઇબીકસ** [ અં. આઇબેક્સ ] ન. બરફથી છવાયેલા ઊંચા શિખર ઉપર રહેતું આશરે અઢી ફૂટ ઊંચું, વાંકાં શીંગડાવાળું એક જાતનું જંગલી બકરૂં.

**ઇબીન** [ અ. ઇબ્ન ] પું. પુત્ર; દીકરો.

**ઇબુઅસ્તર** પું. સુલતાન મહંમદ ગઝનવીએ સોરઠી સોમનાથ ઉપર કરેલી ચઢાઈના અહેવાલના લેખકનું નામ.

**ઇબુવલ** પું. ( કચ્છી ) નાની વાલોળ જેવી શીંગવાળો એક જાતનો વેલો; કમળવેલ.

**ઇબ્કા** ( ઇબ્કા ) [ અ. બકઈ ( તેણે કાયમ કર્યું ) ] પું. મંજૂરી; કાયમ કરવું તે.

**ઇબ્તાલ** ૧. [ અ. બતલ ( તેણે દૂર કર્યું ) ] પું. દૂર કરવું તે.

૨. પું. નાશ.

**ઇબ્તિઝાલ** ( ઇબ્તિઆલ ) ૧. [ અ. બઝલ ( તે બેદરકાર હતો ) ] પું. બેદરકારી.

૨. પું. હલકાપણું.

**ઇબ્તિદા** ૧. [ અ. બદઅ ( તેણે શરૂ કર્યું ) ] સ્ત્રી. જન્મ; મૂળ; ઉત્પત્તિ.

૨. સ્ત્રી. નિકાસ; ઉઠાવ.

૩. સ્ત્રી. પ્રસ્તાવના; ઉપોદ્ઘાત.

૪. સ્ત્રી. શરૂઆત; પહેલ; આદિ.

**ઇબ્તિદાઅ** [ અ. બદઅ ( તેણે શોધ કરી ) ] પું. શોધ; કાંઈક નવી બનાવટ.

**ઇબ્તિદાઈ** [ અ. બદઅ ( તેણે શરૂ કર્યું ) ] વિ. અગાઉનું; પહેલાંનું; શરૂઆતનું.

**ઇબ્તિલા** [ અ. બલા ( તે દુઃખી હતો ) ] પું. દુઃખ; આફત.

**ઇબ્તિસામ** ૧. [ અ. બસમ ( તે આનંદી હતો ) ] પું. આનંદ.

૨. પું. હાસ્ય.

**ઇબ્તિહાજ** [ અ. બહજ ( તે ખુશ હતો ) ] પું. આનંદ; ખુશી.

**ઇબ્દા** [ અ. બદઅ ( તેણે શરૂ કર્યું ) ] પું. નવી ચીજની બનાવટ.

**ઇબ્દાલ** ૧. [ અ. બદલ ( તેણે બદલ્યું ) ] પું. અદલોબદલો; વિનિમય.

૨. સ્ત્રી. એક ચીજને બદલે બીજી વસ્તુ મૂકવાપણું.

**ઇબ્ન** [ અ. ] પું. દીકરો; પુત્ર.

**ઇબ્નુલગૈબ** ૧. [ અ. ઇબ્ન ( દીકરો ) + અલ ( તે ) + ગૈબ ( અજાણ્યું ) ] પું. જેના બાપની ખબર ન હોય એવો માણસ.

૨. પું. નવો માણસ; અજાણ્યો માણસ.

**ઇબ્નુલગર્ઝ** ( ઇબ્નુલગર્ઝ ) [ અ. ઇબ્ન ( દીકરો ) + અલ ( તે ) + ગર્ઝ ( સ્વાર્થ ) ] ન. સ્વાર્થી માણસ.

**ઇબ્નુલવક્ત** ( ઇબ્નુલવક્ત ) [ અ. ઇબ્ન ( દીકરો ) + અલ ( તે ) + વક્ત ( સમય ) ] વિ. પું. હા જી હા કરનાર; દેશ તેવો વેશ સજનાર.

**ઇબ્નુસ્સબીલ** ૧. [ અ. ઇબ્ન (દીકરો) + અલ ( તે ) + સબીલ ( માર્ગ ) ] પું. રાહદારી; મુસાફર.

૨. પું. સાધન વગરનો શખ્સ.

**ઇબ્ને બતૂતા** પું. એ નામનો એક મુસ્લિમ સંત.

**ઇબ્બાણેજ** ( ઇબ્બાણેઝ ) પું. એક પ્રસિદ્ધ સાહિત્યકાર; અમર સાહિત્યસ્વામીઓ પૈકી એ નામનો એક.

**ઇબ્રત** ૧. [ અ. ] સ્ત્રી. અગમચેતી; ચેતવણી.

૨. સ્ત્રી. ઠપકો.

૧. ઇબ્રત અંગેઝ = ઠપકો આપતું.

૨. ઇબ્રત ખેઝ = બોધદાયક.

૩. સ્ત્રી. દૃષ્ટાંત; દાખલો.

૪. સ્ત્રી. બીક; ભય; ડર.

૫. સ્ત્રી. શિખામણ; ઉપદેશ.

**ઇબ્રતનાક** ૧. [ અ. ઇબ્રત ( દાખલો ) + નાક ( ભરેલું ) ] વિ. ધડો લેવા જેવું.

૨. વિ. ભયાનક.

**ઇબ્રતનુમા** ૧. [ અ. ઇબ્રત ( દૃષ્ટાંત ) + નુમા ( બતાવણી ) ] વિ. દાખલે પડતું.

૨. વિ. બીકવાળું; ભયભીત.

**ઇબ્રતબખ્શ** ( ઇબ્રતબખ્શ ) [ અ. ઇબ્રત ( દૃષ્ટાંત ) + બખ્શ ( આપવું તે ) ] વિ. દૃષ્ટાંત રૂપ.

**ઇબ્રતુલ મલ્લાહીન** [ અ. ઇબ્રત ( ચેતવણી ) + અલ ( તે ) + મલ્લાહી ( વહાણવટું ) ] પું. ( વહાણવટું ) હોકાયંત્ર; દરિયામાં દિશા જાણવાનું સાધન.

**ઇબ્રા** ૧. [ અ. બરા ( તે મુક્ત થયો ) ] સ્ત્રી. કરજમાંથી મુક્તિ; દેણામાંથી છૂટું કરવાપણું.

૨. સ્ત્રી. માફી.

૩. સ્ત્રી. મુક્તિ; છુટકારો.

**ઇબ્રાનામા** [ અ. ઇબ્રા ( છુટકારો ) + ફા. નામા ( લેખ ) ] ન. ફરજ જતી કરવાનો લિખિત દસ્તાવેજ.

**ઇબ્રાનિયા** [ અ. ] સ્ત્રી. યહૂદી ભાષા.

**ઇબ્રાની** ૧. [ અ. ] સ્ત્રી. યહૂદી લોકોની બોલી.

૨. વિ. યહૂદીનું.

**ઇબ્રામી** સ્ત્રી. કચ્છનો એ નામનો એક સિક્કો. અઢાર કોરીની એક ઇબ્રામી ગણાતી.

**ઇબ્રાર** ૧. [ અ. ] સ્ત્રી. ચડિયાતાપણું.

૨. સ્ત્રી. જીત; ફતેહ; વિજય.

**ઇબ્રાહીમ** ૧. [ અ. ] પું. ઇબ્રાહીમ લોદીના વખતનો સાડાચાર રૂપિયાનો એક સિક્કો.

૨. પું. એ નામના એક નબી. તેણે પ્રભુપ્રેમ ખાતર પોતાના દીકરા હઝરત ઇસ્માઇલની કુરબાની આપી હતી.

૩. પું. બહુ લોકનો પિતા. બાઇબલમાં તેને 'દેવનો મિત્ર' એવું નામ પણ આપવામાં આવ્યું છે. તે શેમની નવમી પેઢીમાં આશરે ઈ. સ. પૂર્વે ૯૯૬માં જન્મ્યો હતો.

**ઇબ્રાહીમ આદમ** પું. એ નામના એક મુસ્લિમ સંત.

**ઇબ્રાહીમી** [ અ. ] પું. ઇબ્રાહીમ લોદીના વખતમાં શરૂ થયેલો એક સિક્કો. અબુલફઝલના જણાવવા મુજબ એક ઇબ્રાહીમીની કીમત ૪૦ કબીર જેટલી થતી અને ૧૪ કબીર અકબરશાહના એક રૂપિયા જેટલી કીમતની હતી.

**ઇબ્રી** ૧. [ અ. ] પું. યહૂદી.

૨. વિ. યહૂદીનું.

**ઇબ્રીક** [ અ. અબ્રીક ] પું. પાણીનો ઘડો.

**ઇબ્લસ** પું. એ નામનો એક શયતાન.

**ઇબ્લાઘ** ૧. [ અ. ] પું. તેડું.

૨. [ અ. બલધ ( તેણે મોકલ્યું ) ] પું. મોકલવાપણું.

**ઇબ્લીસ ૧.** [ અ. ] પું. દૈત્ય.

૨. પું. મુસલમાનોમાં મનાતું એ નામનું ભૂત. ખરાબ છોકરાને આ ઉપમા અપાય છે.

૩. પું. શયતાન; સેતાન.

૪. વિ. પિશાચ જેવું; રાક્ષસી; નઠારૂં.

**ઇબ્સન** પું. અમર સાહિત્યસ્વામીઓ માંહેનો એ નામનો નોર્વે દેશનો એક સાહિત્યકાર.

**ઇબ્સાન ૧.** પું. ઇઝરાઈલનો દશમો ન્યાયાધીશ. તેણે સાત વર્ષ સુધી ન્યાયનું કામ કર્યું હતું.

૨. વિ. સ્તુતિપાત્ર; વખાણવા જેવું.

**ઇબ્હામ ૧.** [ અ. ] પું. અંગૂઠો.

૨. [ અ. બહમ ( તે શકવાળું હતું ) ] પું. શંકા; શક.

૩. વિ. અજ્ઞાત; અજાણ્યું.

૪. વિ. સંતાડેલું.

**ઇભ ૧.** પું. આડની સંજ્ઞા.

૨. પું. નોકર; આશ્રિત.

૩. [ સં. ] પું. હાથી; નાગ.

હસ્તી દંતી દ્વિરદ દ્વિપ પછી વારણ વ્યાલ;
કુંજર **ઇભ** કુંભી કરી સ્તંબેરમ શુંડાલ.
પિંગલલઘુકોષ

૪. પું. હાથીનું બચ્ચું; નાનો હાથી.

**ઇભકણા** [ સં. ઇભ ( હાથી ) + કર્ણ ( કાન ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક ઔષધિ; ગજપિપ્પલી; ગજપીપર. હાથીના કાન જેવાં પાંદડાંવાળી હોવાથી તેને ઇભકણા કહે છે.

**ઇભકરણ** [ સં. ઇભ ( હાથી ) + કર્ણ ( કાન ) ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; ગજપીપર.

**ઇભકુંભ** [ સં. ઇભ ( હાથી ) + કુંભ ( લમણાનો ભાગ ) ] પું. હાથીના માથા ઉપર બે બાજુ ઊપસી આવેલો ભાગ.

**ઇભકેશરા** [ સં. ઇભ ( હાથી ) + કેસર ( ફૂલનો તંતુ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. નાગકેસરનો છોડ.

**ઇભકેસર** [ સં. ઇભ ( હાથી ) + કેસર ( ફૂલનો તંતુ ) ] ન. એ નામની એક વનસ્પતિ; નાગકેસર.

**ઇભગંધા ૧.** [ સં. ઇભ ( હાથી ) + ગંધ ( વાસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની ઝેરી ફળવાળી વનસ્પતિ; નાગદંતી.

૨. સ્ત્રી. ચપળતા.

**ઇભદંતા** [ સં. ઇભ ( હાથી ) + દંત ( દાંત ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. નાગદંતી નામની ઝેરી વનસ્પતિ.

**ઇભનિમીલિકા ૧.** સ્ત્રી. ચતુરાઈ; ડહાપણ.

૨. [ સં. ઇભ ( હાથી ) + નિમીલિકા ( ઊંઘ ) ] સ્ત્રી. ભાંગ. તે પીવાથી હાથીને પણ ઊંઘ આવી જાય.

**ઇભનિર્મીલિકા ૧.** સ્ત્રી. ચતુરાઈ.

૨. [ સં. ઇભ ( હાથી ) + નિમીલિકા ( આંખ બંધ થવાપણું ) ] સ્ત્રી. ભાંગ.

**ઇભપાલ** [ સં. ઇભ ( હાથી ) + પાલ ( રક્ષક ) ] પું. હાથીનો માવત.

**ઇભપાલક** [ સં. ઇભ ( હાથી ) + પાલક ( પાળનાર ) ] પું. હાથીનો માવત.

**ઇભપોટા ૧.** સ્ત્રી. નાની હાથણી.

૨. [ સં. ઇભ ( હાથી ) + પોટા ( પુરુષનાં લક્ષણવાળી સ્ત્રી ) ] સ્ત્રી. હાથીનાં લક્ષણવાળી હાથણી.

**ઇભપોત** [ સં. ઇભ ( હાથી ) + પોત ( બચ્ચું ) ] પું. નાનો હાથી; હાથીનું નરજાતિનું બચ્ચું; મદનિયું.

**ઇભભર** [ સં. ઇભ ( હાથી ) + ભર ( જથ્થો ) ] પું. હાથીનું ટોળું.

**ઇભભ્રાન્તા** પું. ( પિંગળ ) ઉષ્ણિકની જાતનો એક અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં મગણ, યગણ અને ગુરુ મળી સાત અક્ષર હોય છે.

માયા ગે **ઇભભ્રાન્તા.** રણપિંગળ

**ઇભમાચલ** [ સં. ઇભ ( હાથી ) + આચલ ( કાંપવું ) ] પું. સિંહ. તેનાથી હાથી પણ કંપે છે.

**ઇભયા** [ સં. ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; સ્વર્ણક્ષીરી; સોનામુખી.

**ઇભયુવતી** [ સં. ઇભ ( હાથી ) + યુવતી ( જુવાન સ્ત્રી ) ] સ્ત્રી. જુવાન હાથણી.

**ઇભષા** સ્ત્રી. એ નામનું એક ઝાડ.

**ઇભાખ્ય** [ સં. ઇભ ( હાથી ) + આખ્ય ( નામનું ) ] પું. નાગકેસરનો છોડ.

**ઇભાનન** [ સં. ઇભ ( હાથી ) + આનન ( મોઢું ) ] પું. ગણપતિ; ગજાનન; ગણેશ. તેને હાથીના જેવું મોઢું હોવાથી તે ઇભાનન કહેવાય છે.

**ઇભામિત્ર** [ સં. ઇભ ( હાથી ) + અ ( નહિ ) + મિત્ર ( દોસ્ત ) ] પું. સિંહ.

**ઇભારિ** [ સં. ઇભ ( હાથી ) + અરિ ( દુશ્મન ) ] પું. સિંહ.

**ઇભી ૧.** [ સં. ઇભ ( હાથી ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. હાથણી.

૨. [ હિં. ] અ. અત્યાર સુધી.

૩. અ. તત્ક્ષણ; તરત જ; હમણાં જ.

**ઇભો** [ સં. ઇભ ] પું. હાથી.

**ઇભો** ભાળી ઉભો નૃપમણી નહીં તો સુખરૂણી.
પ્રેમાનંદ

**ઇભોષણા** [ સં. ઇભ ( હાથી ) + ઉષણા ( પીપર ) ] સ્ત્રી. એક જાતનો છોડ; ગજપીપર. તેનાં પાંદડાં હાથીનાં કાન જેવાં હોય છે. તેમાં થતી પીપર ગરમ હોવાથી તેને ઇભોષણા કહે છે.

**ઇભ્ય ૧.** પું. ગૃહપતિ.

**ઇભ્યો**નો ( ગૃહપતિનો ) ખાસ મોટો વર્ગ હતો.
અશોકચરિત

૨. પું. દુશ્મન; શત્રુ.

૩. પું. રાજા; નૃપ; ભૂપ; નૃપતિ.

૪. [ સં. ઇભ ( હાથી ) ] પું. સાહૂકાર; ધનિક; શ્રેષ્ઠી; અંબાડી સહિત હાથી ઢંકાય તેટલા ધનવાળો ગૃહસ્થ.

૫. પું. હાથીનો માવત.

૬. વિ. જેની પાસે હાથી હોય તે.

૭. વિ. ધનાઢ્ય; ધનવાન; પૈસાદાર.

૮. [ સં. ઇભ ( નોકર ) + ય ( લગતું ) ] વિ. નોકરનું; નોકરોની માલિકીનું.

**ઇભ્યક** [ સં. ઇભ્ય ( સાહૂકાર ) + ક ( નકામો વપરાતો પ્રત્યય ) ] વિ. સાહૂકાર; પૈસાદાર; ધનવાન.

**ઇભ્યકા** [ સં. ઇભ્યક ( ધનવાન ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ધનવાન સ્ત્રી.

**ઇભ્યકુલ** [ સં. ઇભ્ય ( પૈસાદાર ) + કુલ ( વંશ ) ] ન. સાહૂકારનું કુળ.

**ઇભ્યજાતિ** [ સં. ઇભ્ય ( ધનવાન ) + જાતિ ( ટોળું ) ] સ્ત્રી. ( જૈન ) આર્ય જાતિ.

**ઇભ્યર્તાલિલ** વિ. હાથી વગેરે હોય એવો ધનવાન.

**ઇભ્યશ્રેષ્ઠી** [ સં. ઇભ્ય ( ધનવાન ) + શ્રેષ્ઠિન ( શેઠ ) ] પું. નગરશેઠ.

**ઇભ્યા ૧.** [ સં. ] સ્ત્રી. એ નામનું એક ઝાડ; સલ્લકી વૃક્ષ.

૨. સ્ત્રી. હાથણી.

**ઇભ્યિકા** [ સં. ઇભ્ય ( સાહૂકાર ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ધનવાન સ્ત્રી.

**ઇમ ૧.** [ ફા. ] અ. આ રીતે; એમ; એ પ્રમાણે.

૨. અ. ચાલુ. જેમકે, ઇમરોઝ, ઇમસાલ.

**ઇમકાદિમકા** [ હિં. ] ન. આ અને તે માણસ; દરેક માણસ.

**ઇમકાન** [ અ. ] પું. શક્તિ; તાકાત; જોર.

**ઇમકોસ** પું. ( ડિંગળ ) તલવારનું મ્યાન.

**ઇમચાર** પું. ( ડિંગળ ) ગુપ્તચર; જાસૂસ.

**ઇમતિહાન** [ અ. મહન ( તેણે કસોટી કરી ) ] સ્ત્રી. પરીક્ષા; તપાસ; તપાસની નજરે જોવું તે.

**ઇમથા** અ. હમણાંના જેવું.

**ઇમદાદ** [ અ. મદદનું બ. વ. ] સ્ત્રી. આર્થિક સહાયતા; પૈસાની મદદ.

**ઇમદાદી** ૧. [ અ. ] વિ. મદદ મેળવનારું.
૨. વિ. મદદથી ચાલતું.
ઇમદાદી મદરસા = રાજની મદદથી ચાલતી શાળા.

**ઇમન્** [ સં. ] અ. વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય. તેનું પહેલી વિભક્તિના એકવચનમાં ઇમા થાય છે. જેમકે, ગુરુ ઉપરથી ભાવવાચક નામ ગરિમન્ અને તેનું પહેલી વિભક્તિનું એકવચન ગરિમા.

**ઇમરત** ૧. [ સં. અમૃત ] ન. ( હિંદી ) અમૃત; આબેહયાત.
૨. ન. આનંદ આપે એવું પીણું.
૧. ઇમરત બાની = મીઠા શબ્દો; અમૃત વાણી.
૨. ઇમરતનો છાંટો દેવો = સજીવન કરવું.

**ઇમરતી** ૧. [ સં. અમૃત ] સ્ત્રી. ( હિંદી ) અડદના લોટની જલેબી જેવી એક મીઠાઈ.
૨. સ્ત્રી. નાનાં અને મીઠાં તરબૂચની એક જાત.

**ઇમરસી** સ્ત્રી. અડદના લોટની જલેબી જેવી હિંદુસ્તાની મીઠાઈ.

**ઇમરોજ** ( ઇમરોઝ ) [ ફા. ] અ. આજે.
૧. ઇમરોઝ ફર્દા = થોડી વારમાં.
૨. ઇમરોઝ ફર્દા કરવું = મુલતવી રાખવું.

**ઇમલાક** [ અ. મિલ્ક ( મિલકત )નું બહુવચન ] સ્ત્રી. સ્થાવર મિલકત; ગરાસ.

**ઇમલી** ૧. [ સં. અમ્લ ( ખાટું ) ] સ્ત્રી. ( હિંદી ) આંબલીનું ઝાડ.
૨. સ્ત્રી. આંબલીનું ફળ.
ઇમલી ઘુંટાવવી = છોકરા કે છોકરીના લગ્ન વખતે મામા તરફથી તેના દાંત ખાટા કરાવીને દક્ષિણા આપવી.

**ઇમલો** ૧. [ અ. ઇમ્લહ ( મજલો ) ] પું. અધિકારીને બેસવાની જગ્યા.
૨. પું. ઇમારત; મકાન.
૩. પું. બાંધકામ.
૪. પું. મકાન ચણાઈ રહ્યા પછી વધેલો પથ્થર તથા લાકડાનો પરચૂરણ સામાન.
૫. પું. મજલો; અમલો.

**ઇમલ્શન** [ અં. ] ન. દૂધ જેવી દવા; પાયસ.

**ઇમશબ** [ ફા. ઇમ્ ( આ ) + શબ ( રાત્રિ ) ] અ. આજ રાત્રે.

**ઇમસાક** ૧. [ અ. મસક ( પાછું રાખવું ) ] સ્ત્રી. અછત; ખામી; તાણ.
ઇમસાકે બારાન = વરસાદની તંગી; દુકાળ.
૨. સ્ત્રી. લાગ.
૩. સ્ત્રી. ધાતુસ્રાવ અટકાવવા માટે વપરાતી એક જડીબુટ્ટી.
૪. સ્ત્રી. લોભ.

**ઇમસાલ** [ ફા. ઇમ્ ( આ ) + સાલ ( વર્ષ ) ] અ. આ વર્ષે.

**ઇમા** ૧. [ પ્રા. ] સ.; વિ. આ.
૨. અ. આ પ્રમાણે.

**ઇમાઇત** [ અ. હિમાયત ] સ્ત્રી. આશ્રય; સંરક્ષણ.

**ઇમાદ** ૧. [ અ. ] પું. એ નામનો લખવાનું કામ કરનારો એક માણસ.
૨. પું. થાંભલો.

**ઇમાદિભારતી** પું. શંકરાચાર્યનો એ નામનો એક શિષ્ય.

**ઇમાદિસચ્ચિદાનંદભારતી** પું. શંકરાચાર્યના એક શિષ્યનું નામ.

**ઇમાદુદ્દૌલા** ૧. [ અ. ] પું. માણસનું ખાસ નામ.
૨. [ અ. ઇમાદ ( થાંભલો ) + અલ ( તે ) + દૌલ ( રાજ્ય ) ] પું. રાજ્યનો સ્તંભ.

**ઇમામ** ૧. પું. આગેવાન; નેતા.
ઇમામે ઝમાન = ઝમાનાનો આગેવાન; રસ્તો બતાવનાર.
૨. [ અ. ] પું. ખુદાનો પ્રતિનિધિ; ખલીફ્ તુલ્લાહ; ખુદાઈ માર્ગનો ભોમિયો; દુનિયાની ઉત્પત્તિથી અંત સુધી ઉત્તરોત્તર ઈશ્વરી જ્યોતિ ધરાવનાર અવતારી પુરુષ. હઝરત અલીથી પરંપરામાં ક્રમવાર જે પુરુષ ખુદાઈ નૂર ધરાવતો હોય તેને ઇમામ કહે છે.
૩. પું. તાજિયાની આગળ રાખવામાં આવતો ઝુંડો.
૪. પું. પેશ્વા; નમાઝ પઢાવનાર.
૫. પું. મસ્જિદનો ઉપદેશક કે કુરાન વાંચનાર.
૬. પું. મહંત; ધર્માધ્યક્ષ; મુસલમાનોનો વડો ધર્મગુરુ; કાજી; મુલ્લાં.
૭. પું. માળાનો મેર; તસ્બીરનો મોટો મણકો.

**ઇમામકેત્વળીસ** પું. પીરાણા પંથનો જાપ.

**ઇમામજયંતી** સ્ત્રી. મોહરમનો તહેવાર; તાબૂતનો દિવસ; ઇમામ હુસેનની મરણતિથિ.

**ઇમામજસ્તા** [ હિં. ] પું. ખાંડણી અને દસ્તો; ખલબત્તો.

**ઇમામજિસ્તા** [ હિં. ] પું. દસ્તો અને ખાંડણી.

**ઇમામઝામિન** ( ઇમામઝામિન )
૧. પું. મુસલમાનમાં રાખડી બાંધવા જેવી ક્રિયા.
૨. પું. રક્ષણ કરતો ઇમામ.
ઇમામઝામિનનો રૂપિયો અથવા પૈસો = ઇમામઝામિનને અર્પણ કરેલો સિક્કો. તે ભૂત અને મુશ્કેલીઓમાંથી બચાવવા ઘર છોડનાર માણસના બાવડા ઉપર બાંધવામાં આવે છે.

**ઇમામઝામિની** ( ઇમામઝામિની ) ૧. [ અ. ઇમામ ( ધર્મગુરુ ) + ઝામિની ( રક્ષા ) ] સ્ત્રી. ડાબા હાથને બાવડે રક્ષા તરીકે બાંધવામાં આવતો સિક્કો.
૨. સ્ત્રી. તાવીજ; મંતરજંતરનો દોરો અથવા માદળિયું.
૩. સ્ત્રી. રાખડી.

**ઇમામઠઠ્યો** પું. ધર્મને નામે ધતિંગ ચલાવનારો આદમી; ધર્મનો ડોળ કરનાર માણસ.

**ઇમામત** ૧. [ અ. ] સ્ત્રી. ખોજાઓના ધર્મગુરુ આગાખાનની પદવી.
૨. સ્ત્રી. ધર્મ.
૩. સ્ત્રી. ધાર્મિક શ્રેષ્ઠતા.
૪. સ્ત્રી. પેશ્વાઈ; બીજાને નમાઝ પઢાવવા અગ્રેસર થવાપણું.
૫. સ્ત્રી. સ્થાવર અને જંગમ મિલકત; તમામ જાગીર.

**ઇમામદસ્તો** [ ફા. હાવન ( ખાંડણી ) + દસ્તા ( દસ્તો ) ] પું. લોઢાનો અથવા પિત્તળનો ખલદસ્તો; ખલબત્તો.

**ઇમામઢાંગો** ૧. પું. ઢોંગી; ધર્મને નામે ધતિંગ ચલાવનારો આદમી.
૨. પું. ધર્મનું બહાનું લઈ લુચ્ચાઈ કરનાર માણસ.

**ઇમામનીતિ** [ ઇમામ ( ધર્મ ) + નીતિ ( આચરણના નિયમ ) ] સ્ત્રી. આચરણના ધાર્મિક નિયમ.

**ઇમામબક્ષ** ૧. [ અ. ઇમામ ( ધાર્મિક વડો ) + બક્ષ ( આપવું તે ) ] પું. ધર્મગુરુએ આપેલો ઇલકાબ.
૨. પું. ધર્મગુરુને અપાતો એક ઇલકાબ.

**ઇમામબાડા** ( ઇમામબાડ઼ા ) [ હિં. ઇમામ

(ધર્માધ્યક્ષ) + બાડા (વાડો)] પું. જેમાં શિયા મુસલમાન તાજિયા રાખે કે દફનાવે તે ઠેકાણું; ઇમામબારા.

**ઇમામબારા** ૧. [હિં. ઇમામ (ધર્મગુરુ) + બારા (વાડો)] પું. તાજિયા રાખી મૂકવાની જગ્યા.

૨. પું. મોહરમનો તહેવાર ઊજવવામાં આવે તે મસીદ.

૩. પું. હઝરત અલી અને તેમના દીકરા હસન અને હુસેનનું માતમ ઊજવવાની જગ્યા.

**ઇમામબારી** ૧. [હિં.] પું. તાજિયા રાખી મૂકવાની જગ્યા.

૨. પું. મોહરમનો ઉત્સવ ઉજવાય તે મસ્જિદ.

૩. પું. હઝરત અલી અને તેમના દીકરા હસન અને હુસેનનું માતમ ઊજવવાનું ઠેકાણું.

**ઇમામવાઢાવાલા** (ઇમામવાડ્વાલા) પું. એક જાતનો બિહારી કલમી આંબો.

**ઇમામશાહ** પું. પીરાણા અગર કાકા પંથના સ્થાપક એ નામના મુસલમાની સંત. તે સૈયદ હતા. ઈ.સ. ૧૪૪૯માં તે ઈરાનથી ગુજરાતમાં આવ્યા. ખોજાના પીર સદરૂદ્દીનના દીકરા કુતુબુદ્દીનના તે દીકરા થાય. તેણે વરસાદ વરસાવીને અમદાવાદના તે વખતના બાદશાહ મહમદશાહને વશ કર્યો અને બાદશાહની દીકરીને પરણ્યા. તેનાથી થયેલા ચાર દીકરા પીરાણા ધર્મગુરુઓના પૂર્વજ ગણાય છે. ગુજરાતમાં લગભગ પંદરમી સદીથી ચાલતા તેમના પંથમાં મોટો ભાગ પાટીદારોનો છે. તેઓ હિંદુ રીતરિવાજ પાળે અને તેઓનાં નામ અને આચરણ પણ હિંદુ જેવાં જ હોય. ફક્ત તેમનો ગુરુ મુસલમાન હોય અને તેને એક પાટીદાર મદદનીશ હોય. તે મદદનીશને 'કાકા' કહે છે. તેઓ બ્રાહ્મણ અને કાકા બંને પાસે ધર્મક્રિયા કરાવે. મરણ બાદ તેમને કબરમાં દટાય. તેઓનો ઉપાસ્ય દેવ પણ નકલંક કે નિષ્કલંકી કહેવાય છે. આ પંથની આઠ શાખા છે. મૂળ જગ્યા કચ્છમાં છે.

**ઇમામશાહી** ૧. પું. એ નામનો એક સંપ્રદાય; કાકા પંથ.

૨. વિ. પીરાણા પંથને લગતું.

**ઇમામહુસેન** ૧. [અ. ઇમામ (ધર્મગુરુ) + હુસૈન (એક નામ)] પું. ખોજા મઝહબ પ્રમાણે એ નામના બીજા ઇમામ. તેમની ઇમામત ઈ.સ. ૬૬૦થી ૬૮૦ સુધી ૨૦ વરસની હતી.

૨. પું. હઝરત મહંમદ સાહેબના દોહિત્ર; મુસલમાનોમાં બાર માંહેના ત્રીજા ઇમામ. કરબલાના રણમાં એ શહીદ થયા હતા. તાબૂત એમના સંભારણામાં નીકળે છે.

**ઇમામા** ૧. [અ.] પું. પાઘડી ઉપર વીંટવામાં આવતો લુગડાનો કટકો.

૨. પું. મુગટ; તાજ.

**ઇમામિયા** [અ. ઇમામ (ધર્મગુરુ) + ઈ (નું)] પું. શિયાપંથ; બાર ઇમામને માનનાર ઇસ્લામી સંપ્રદાય; હઝરત અલીના અનુયાયીઓનું ઉપનામ. શિયા મુસલમાનો મહંમદ પછી તરત જ અલીને ખરા ઇમામ માને છે, તેથી તે ઇમામિયા કહેવાય છે.

**ઇમામી** ૧. [અ.] પું. હઝરત અલીની પરંપરામાં થયેલા ઇમામોને માનનાર; હઝરત અલીના અનુયાયી; શિયા મુસલમાન.

૨. ન. એક જાતનું કાબુલી રેશમ.

૩. વિ. ઇમામ સંબંધી.

**ઇમામુલવક્ત** (ઇમામુલવક્ત) [અ. ઇમામ (કાજી) + અલ (તે) + વક્ત (વખત)] પું. ઇમામે ઝમાન; હાજર ઇમામ. હઝરત અલીની પરંપરામાં જે પુરુષ ઇમામતના તખ્ત ઉપર બિરાજતો હોય તે.

**ઇમામે ઝમાન** (ઇમામે ઝમાન) [અ. ઇમામ (કાજી) + ઝમાન (વખત)] પું. ઇમામુલવક્ત; હાજર ઇમામ; ઇમામતના તખ્ત ઉપર હઝરત અલીની પરંપરામાં બિરાજતો પુરુષ.

**ઇમામે મોબીન** [અ. ઇમામ (કાજી) + મુબૈન (જાહેર કરેલું)] પું. જાહેર ઇમામ.

**ઇમાયત** [અ. હિમાયત] સ્ત્રી. સંરક્ષણ; આશ્રય.

**ઇમારત** ૧. [અ. અમર (તેણે બાંધ્યું)] સ્ત્રી. અમીરની રાજ્યવ્યવસ્થા નીચેનો પ્રાંત; અમીરના હાથ નીચેનો મુલક.

૨. સ્ત્રી. ચણતર; બાંધણી.

૩. સ્ત્રી. ભવ્યતા.

૪. સ્ત્રી. મોટું અને પાકું મકાન; હવેલી; કિલ્લો.

૧. ઇમારત ચણવી = (૧) કાવતરું રચવું. (૨) મકાન ચણવું. (૩) હવાઈ કિલ્લા બાંધવા.

૨. ઇમારત બાંધવી = (૧) કામનો વાઘ કરવો; થોડામાંથી ઘણું કરવું. (૨) બનાવટ કરવી.

૫. સ્ત્રી. (લાક્ષણિક) યુક્તિ; તદબીર; યોજના.

**ઇમારતખાતું** ન. ઇમારત બાંધવા કે વેચવાના ખર્ચ સંબંધી ખાતું.

**ઇમારતબંદી** [ફા. ઇમારત (મકાન) + બંદ (બાંધવું તે) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. શિલ્પશાસ્ત્ર; મકાન બાંધવાની કળા.

**ઇમારતવિદ્યા** [ઇમારત (મકાન) + વિદ્યા (કળા)] સ્ત્રી. વાસ્તુવિદ્યા; મકાન બાંધવાની કળા; 'સિવિલ એન્જિનીયરિંગ'.

**ઇમારતશાસ્ત્ર** [ઇમારત (બાંધણી) + શાસ્ત્ર (વિદ્યા)] ન. મકાન બાંધવાની વિદ્યા; સ્થાપત્ય.

**ઇમારતી** ૧. વિ. મકાન બાંધવાના ઉપયોગનું.

૨. વિ. મકાનને લગતું.

**ઇમારતીગઝ** (ઇમારતીગઝ) પું. મકાન બાંધવામાં કડિયાઓથી વપરાતો ગજ.

**ઇમારતીશિલ્પ** [ઇમારત (મકાન) + શિલ્પ (હુન્નર)] પું. મકાન બાંધવાનો હુન્નર; 'આર્કિટેક્ચર'.

**ઇમારતે સરકારી** [ફા. ઇમારત (મકાન) + એ (નું) + સરકારી (સરકારનું)] ન. જાહેર મકાન.

**ઇમારી** [અ.] સ્ત્રી. હાથીની અંબાડી.

**ઇમાલ** ૧. ન. ફ્રાન્સનું સવા પાંચ ગેલન જેટલું એક જૂના વખતનું માપ.

૨. [અ.] ન. લગાડવું તે.

**ઇમાલા** [અ. મયલ (તેણે બદલ્યું)] પું. ઉચ્ચારમાં સ્વરનો ફેરફાર. જેમકે, દમ એટલે શ્વાસ અને દુમ એટલે પૂંછડી.

**ઇમાસ** ન. નાવાનું ગરમ પાણી.

**ઇમિગ્રેશન** [અં.] ન. વસાહત માટે પરદેશીઓનું કોઈ દેશમાં દાખલ થવાપણું.

**ઇમિગ્રેશન કાયદો** પું. એક દેશ છોડી બીજા દેશમાં વસવા જનારાઓ માટેનો ધારો; પરદેશીઓની વસાહતનો કાયદો.

**ઇમિટેશન** ૧. [અં.] ન. અનુકરણ; નકલ.

૨. ન. બનાવટી નંગ; પહેલ પાડેલો બનાવટી હીરો.

૩. વિ. નકલી; બનાવટી.

**ઇમૃત** ૧. [હિં.] ન. અમૃત; આબે હયાત.

૨. ન. આનંદ આપે એવું પીણું.

**ઇમ્કાન** ૧. [અ. મકન (તે શક્ય હતું)] પું. આકસ્મિક હયાતી.

૨. પું. શક્તિ; બળ; મજાલ.

૩. પું. શક્યતા.

**ઇમ્કાની** [અ. મકન (તે શક્ય હતું)] વિ. શક્ય; સંભવિત; બની શકે એવું.

**ઇમ્ઝાઈ** (ઇમ્ઝાઈ) [અ. મઝઅ (તે ગયો)] ન. મોકલવાપણું.

**ઇમ્તહાન** ૧. [અ. મહન (તેણે કસોટી કરી)] સ્ત્રી. અજમાયશ.

૨. સ્ત્રી. પરીક્ષા; કસોટી.
ઇમ્તહાન કરવી = (૧) અજમાયશ કરવી. (૨) પરીક્ષા લેવી. (૩) બરાબર તપાસવું. (૪) સંજોગમાં પોતાની શક્તિની અજમાયશ કરવી. (૫) હિસાબ તપાસવો.

**ઇમ્તિઝાજ** ( ઇમ્તિઝાજ ) [ અ. મઝજ ( તેણે ભેગું કર્યું ) ] વિ. ભેળવેલું; મેળવેલું.

**ઇમ્તિદાદ** ૧. [ અ. મદ્દ ( તે લાંબું હતું ) ] પું. લંબાણ.
૨. વિ. લાંબું કરેલું.

**ઇમ્તિના** [ અ. મનઅ ( પ્રતિબંધ ) ] પું. પ્રતિબંધ; મના.
ઇમ્તિના યે તદાખુલ = અપારદર્શકતા; સોંસરું ન દેખાય એવું હોવાપણું.

**ઇમ્તિનાઅ** [ અ. મનઅ ( તેણે મના કરી ) ] પું. મના.

**ઇમ્તિયાઝ** ( ઇમ્તિયાઝ ) ૧. [ અ. મયઝ ( તેણે જુદું પાડ્યું ) ] પું. જુદાપણું; તફાવત.
ઇમ્તિયાઝ કરવો = (૧) જુદું પાડવું. (૨) માનપૂર્વક વર્તવું.
૨. પું. ડહાપણ; વિવેકબુદ્ધિ.
૩. પું. શ્રેષ્ઠતા; ચડિયાતાપણું.
૪. પું. સારી રીતે ઉછેરવું તે.

**ઇમ્તિયાઝી** ( ઇમ્તિયાઝી ) [ અ. મયઝ ( તેણે જુદું પાડ્યું ) ] વિ. તફાવત કરવા જેવું.

**ઇમ્તિલા** [ અ. ] પું. અપચો.

**ઇમ્તિહાન** ૧. [ અ. મહન ( તેણે ચકાસ્યું ) ] સ્ત્રી. પરીક્ષા; કસોટી; તપાસણી.
૨. સ્ત્રી. લાલચ.

**ઇમ્તેહા** ૧. [ અ. મહન ( તેણે ચકાસ્યું ) ] સ્ત્રી. અજમાયશ.
૨. સ્ત્રી. પરીક્ષા; કસોટી.

**ઇમ્તેહાન** [ અ. મહન ( તેણે કસોટી કરી ) ] પું. પરીક્ષા; કસોટી.
૧. અઝમાયશી ઇમ્તેહાન = પ્રાથમિક પરીક્ષા.
૨. ઇબ્તિદાયે ઇમ્તેહાન = શરૂઆતની પરીક્ષા.
૩. શશમાહી ઇમ્તેહાન = છમાસિક પરીક્ષા.
૪. સાલાના ઇમ્તેહાન = વાર્ષિક પરીક્ષા.

**ઇમ્દાદ** ૧. [ અ. મદ્દ ( તેણે મદદ કરી ) ] સ્ત્રી. બક્ષિસ.
૨. સ્ત્રી. મદદ કરવાનું કામ.
૩. સ્ત્રી. મદદ માટે અપાતી રકમ.

**ઇમ્પીચમન્ટ** [ અં. ] ન. તહોમત; આરોપ.

**ઇમ્પીરિઅલ** [ અં. ] વિ. બાદશાહતનું; સામ્રાજ્ય સંબંધી.

**ઇમ્પીરિઅલ પોસ્ટ ઑફિસ** [ અં. ઇમ્પીરિઅલ પોસ્ટ ઑફિસ ] સ્ત્રી. શાહી ટપાલ ખાતાનું મકાન; શાહી ડાકઘર.

**ઇમ્પીરિઅલ સર્વિસ ઑર્ડર** [ અં. ઇમ્પીરિઅલ સર્વિસ ઑર્ડર ] પું. સનદી નોકરીમાંનાં માણસોને આપવામાં આવતો એક ઇલકાબ. તે સને ૧૯૦૨માં સ્થાપવામાં આવ્યો. તે ધરાવનારની સંખ્યા ૭૦૦ની ઠરાવેલી છે. આમાંથી હિંદી નોકરી માટે ૨૦૦ રાખેલ છે, જેમાંથી ૧૦૦ હિંદીઓ માટે અને ૧૦૦ યુરપિઅનો માટે છે.

**ઇમ્પોર્ટ** [ અં. ઇમ્પોર્ટ ] સ્ત્રી. દેશાવરથી આવતો માલ; આયાત.

**ઇમ્બિસાત** [ અ. બસત ( તે ખુશ હતો ) ] સ્ત્રી. આનંદ; ખુશી.

**ઇમ્રતબાન** ૧. [ હિં. ] ન. કેળાંની એ નામની એક જાત.
૨. ન. ચીનાઈ માટીની બરણી.

**ઇમ્રતી** ૧. [ હિં. ] સ્ત્રી. કઠોળની બનતી એક જાતની મીઠાઈ.
૨. સ્ત્રી. નાનાં અને મીઠાં તરબૂચની એક જાત.
૩. સ્ત્રી. પાણી પીવાનું નાનું ધાતુનું વાસણ.

**ઇમ્લદાન** [ અ. ઇમ્લા ( શુદ્ધ લખાણ ) + દાન ( જાણ ) ] પું. શુદ્ધ લખનાર.

**ઇમ્લા** ૧. [ અ. અમલ ( તેણે કામ કર્યું ) ] પું. કામ.
૨. પું. પગાર.
૩. પું. પૂરું કરવાપણું.
૪. પું. લખવાની રીત; લિપિ.
૫. પું. શુદ્ધ લખાણ.
૬. પું. શ્રુતલેખન; સાંભળીને તે પ્રમાણે લખાણ.

**ઇમ્લાક** ૧. [ અ. મિલ્ક ( કબજો )નું બહુવચન ] પું. આકાર વગરની જમીન.
૨. પું. કબજો; માલિકી.
૩. સ્ત્રી. માલમિલ્કત.
૧. ઇમ્લાક ઘયેર મંગૂલા = સ્થાવર મિલ્કત.
૨. ઇમ્લાક મંગૂલા = જંગમ મિલ્કત.

**ઇમ્લાદાન** [ અ. ઇમ્લા ( શુદ્ધ લખાણ ) + દાન ( જાણ ) ] પું. શુદ્ધ લખનાર.

**ઇમ્લાનવીસ** [ અ. ઇમ્લા ( શુદ્ધ લખાણ ) + નવીસ ( લખનાર ) ] પું. શુદ્ધ લખનાર.

**ઇમ્લિ** ૧. [ સં. અમ્લિકા ] સ્ત્રી. આંબલીનું ઝાડ.
૨. સ્ત્રી. ઇમ્લિકા; આંબલી. ભૂખ ન લાગતી હોય ત્યારે ઇમ્લિનો માવો ઠંડા પાણીમાં ઓગાળી સાકર નાખી આપવામાં આવે છે. માવો વિરેચક હોઈ બચ્ચાંઓને તાવમાં અપાય છે. આમલીની છાલની રાખ અન્ન પચાવનારી ગણાય છે.

**ઈમ્લિકા** [ સં. અમ્લિકા ] સ્ત્રી. ઇમ્લિ; આંબલી.

**ઇમ્લી** ૧. [ સં. અમ્લિકા ] સ્ત્રી. આંબલીનું ઝાડ.
૨. સ્ત્રી. કાતરો.

**ઇમ્હોટેપ** પું. મિસરનો એ નામનો રાજા. ગીઝેહમાં તેની મોટી પિરમિડ છે, જેની ઊભણીએ ૧૩ એકર જમીન રોકી છે અને જે બાંધવામાં એક લાખ માણસો ૨૦ વર્ષ સુધી કામે લાગેલાં હતાં.

**ઇયત** [ સં. ઇયત્ ] વિ. એટલું; આટલું; આટલા પ્રમાણવાળું.

**ઇયત્તા** ૧. સ્ત્રી. અપવાદ; 'રિઝર્વેશન'.
૨. [ સં. ઇયત્ ( એટલું ) + તા ( પણું ) ] સ્ત્રી. આટલાપણું; એટલાપણું.
૩. સ્ત્રી. ગજું; શક્તિ; સામર્થ્ય.
૪. સ્ત્રી. પરિમાણ; પ્રમાણ; માપ.
૫. સ્ત્રી. મર્યાદા; સીમા; હદ.
પરબ્રહ્મને કંઈ **ઇયત્તા**ઓ ન હોવા છતાં પણ ઉપનિષદોમાં તેની ઉપાસના ચઢતે ક્રમે કરવાની કહી છે. **ગીતારહસ્ય**
૬. સ્ત્રી. સંખ્યા.

**ઇયત્ત્વ** [ સં. ઇયત્ ( એટલું ) + ત્વ ( પણું ) ] ન. એટલાપણું.

**ઇયદામનનાત્** [ સં. ] ન. એ નામનું એક સૂત્ર.
સૂત્રકાર પણ "**ઇયદામનનાત્**" આદિ સૂત્રોથી અક્ષર કરતાં પુરુષોત્તમનો ઉત્કર્ષ બતાવે છે. સુબોધિની ભગવદ્ગીતાની ટીકા

**ઇયલ** ૧. [ તા. ] ન. ( સંગીત ) કાવ્ય. કર્ણાટકી સંગીતમાં કાવ્યને ઇયલ કહે છે.
૨. અ. નામ ઉપરથી વિશેષણ બનાવનાર પ્રત્યય. જેમકે, ગુણ-ગુણિયલ.

**ઇયવા** [ હિં. ] સ્ત્રી. બા; મા.

**ઇયળ** ૧. સ્ત્રી. મુસલમાનોમાં એ નામની એક અટક.
૨. [ સં. ઇલ ] સ્ત્રી. લીલી વનસ્પતિ ઉપર અને અનાજમાં થતો એક જાતનો ઝીણો, લીસો ને લાંબો જીવડો; કીડો. પેટની નીચે તેને છ સાચા પગ અને બીજા કેટલાક ટેકો આપનારા જાડા અગ્રપગ હોય છે. પાંદડાં અને શાકભાજી ખાનાર આ કીડાનાં નામ સામાન્ય રીતે તે જે છોડ ખાઈ જીવે તેના ઉપરથી આપવામાં આવે છે. ઇયળ ઘણી જાતની છે. જે ઇયળ અણધારી

સંખ્યાબંધ ઊભરાઈ આવે છે તેની માદા ૧૦૦ થી ૧૦૦૦ ઈંડાં મૂકે છે. તેમાંથી નીકળતી ઇયળ લીલા કે ભૂરા રંગની, શરીરે સુંવાળી અને માથાથી છેડા સુધી પટ્ટીઓવાળી હોય. તે દિવસે જમીનમાં ભરાઈ રહે અને રાત્રે પાકને નુકસાન કરે. તેની ઇયળ અવસ્થા પંદર દિવસ રહે. પુખ્ત ઇયળ જમીનમાં કોશેટો બનાવી ઊંઘમાં પડે. તેમાંથી સંખ્યાબંધ ફૂદીઓ નીકળી આવે. આ ઇયળોને ખેતરમાં નુકસાન કરતી અટકાવવા માટે ખેતરની આસપાસ સીધી સાંકડી ખાઈ ચારે બાજુ ખોદવી, ખેતરમાં કરબડી ફેરવવી અને બે ચાસની વચ્ચે ઘાસ કે કચરું રાખવું.

એરંડાની ઇયળ ઈંડાંમાંથી ચાર પાંચ દિવસે નીકળે ત્યારે તેના શરીરનો રંગ ભૂખરો અને માથાનો ભાગ ભૂરો હોય. ઇયળ અવસ્થા બે ત્રણ અઠવાડિયાં ચાલે. દરમિયાન તે ચાર પાંચ વખત ચામડી બદલી નાખે અને શરીરની બાજુએ ભૂરી કે ધોળી પટ્ટીઓ માલૂમ પડે. પછી કોશેટો થઈ નિદ્રાવસ્થામાં પોચી જમીનમાં, જમીન ઉપર પડેલાં સૂકાં પાંદડાંમાં અથવા છોડ ઉપર વળી ગયેલાં પાંદડાંમાં જોવામાં આવે. દશ બાર દિવસ પછી ફૂદું થઈ નીકળે. આ ઇયળો દૂર કરવા માટે પાંદડાં ઉપર માલૂમ પડતી ઇયળો તેમ જ કોશેટાઓને વીણી લઈ તેનો નાશ કરવો.

કપાસનાં પાંદડાંને વાળી નાખનાર રુવાંટીવાળી ઇયળ પાંદડાંની નીચલી બાજુએ છૂટક છૂટક ઈંડાં મૂકે. તેમાંથી બે ત્રણ દિવસે લીલી ઇયળો નીકળી પાંદડાં ખાવાં શરૂ કરે. પાંદડાંની નીચલી બાજુ ગોળ વાળી તેમાં જાળી ગૂંથી તે ભરાઈ રહે. આવાં પાંદડાંને શરૂઆતમાં જ તોડી નાખવાથી ઇયળો નાશ પામશે.

કાળાં ટપકાંવાળી ઇયળ કપાસનાં છોડનાં કૂંપળાં, ફણગા, પાન અને જીંડવાંને નુકસાન કરે છે. કીડો ઊંઘવાની તૈયારી વખતે કોશેટો બનાવી જમીનમાં ભરાઈ જાય અને પછી તેમાંથી ફૂદું નીકળે. તે દિવસે છોડમાં સંતાઈ જાય પણ સંધ્યાકાળે બહાર નીકળી ઈંડાં મૂકે. ઇયળ અર્ધો પોણો ઇંચ લાંબી હોય અને તેને બેઉ બાજુએ દરેક સાંધી ઉપર કાળાં ટપકાં તેમ જ ઘણી રુવાંટી હોય. પાક લેવાયા પછી તરત જ કપાસના છોડ ખોદી નાખવાથી આ જાતની ઇયળ થશે નહિ. તેને ભીંડા બહુ ભાવતા હોવાથી કપાસની આસપાસ ભીંડા વાવવા અને પછી ઇયળો ભીંડામાં આવે એટલે ભીંડાના છોડનો નાશ કરવો.

ગુલાબી રંગની ઇયળ શરૂઆતમાં ધોળા રંગની હોય, પણ જેમ જેમ મોટી થતી જાય તેમ તેમ તેનો રંગ બદલાઈ ગુલાબી થાય. આ ઇયળ જીંડવાં ઉપર ઈંડાં મૂકે, જીંડવાની અંદર બીનો નાશ કરે, રૂ બગાડે અને જીંડવાને બરાબર ખીલવા ન આપે.

જમીનમાં રહેનારી ઇયળ દિવસના વખતે જમીનમાં સંતાઈ રહે. રાત્રે બહાર આવી વનસ્પતિ ખાવી શરૂ કરે અને નાના છોડવાઓને થડમાંથી કાપી નાખે. લીલા ભૂખરા રંગની આ ઇયળોમાંની કેટલીકને કાળાં ટપકાં હોય. તેમને અડકવાથી તેઓ ગોળ વળી જાય. ઈંડાંમાંથી થોડા દિવસે ઇયળો નીકળે. તે કાપી નાખેલા છોડવાને પોતે રહે ત્યાં લઈ જઈ તેની નીચે જમીનમાં ભરાઈ રહે. છેવટે જમીનમાં કોશેટો બનાવી ઊંઘમાં પડે અને તેમાંથી ફૂદું બહાર આવે. આ કીડા મરચાં, બટાટાં, તમાકુ, ટમેટાં વગેરેને નુકસાન કરે છે. કપાયેલા છોડવાઓની નીચે ભરાઈ રહેલી ઇયળોને વીણી લેવાથી તેનો ઉપદ્રવ મટે.

તમાકુની નાની ધોળા રંગની ઇયળ ઈંડાંમાંથી બે ત્રણ અઠવાડિયાંમાં નીકળે. તે તમાકુના ધરૂની ટોચે રહે. ઊંઘમાં તમાકુના થડમાં જ કાણું પાડી બેએક અઠવાડિયાં પડી રહે અને પછી કોશેટામાંથી ફૂદું નાનો કીડો નીકળે. ધરૂ રોપતી વખતે રોગવાળા રોપનો અને તમાકુની કાપણી પછી ખેતરમાંથી ખૂંપરાનો નાશ કરવાથી આ ઇયળો દૂર થશે.

તલની ઇયળ તલનાં પાંદડાં ઉપર લાલાશ પડતાં ઈંડાં મૂકે. તેમાંથી અઠવાડિયામાં ઇયળો નીકળે. તેનો રંગ લીલો અને શરીરની બેઉ બાજુએ આડ આડ પીળા રંગની પટ્ટીઓ હોય. પુખ્ત ઇયળ બે ઇંચ લાંબી, રંગે ભૂખરી અને તેને શરીરને છેડે કાંટા જેવો ડંખ હોય. તેની ઇયળ અવસ્થા બે માસ અને નિદ્રાળુ અવસ્થા ત્રણ અઠવાડિયાં રહે. કોશેટામાંથી ફૂદું નીકળે, તેનું માથું અને છાતી કાળા રંગનાં, પાંખની આગલી જોડ ભૂરી અને પાછલી જોડ પીળી અને કાળી પટ્ટીવાળી હોય.

તુવેરની લીલા રંગની ઇયળ ઈંડાંમાંથી પાંચ છ દિવસમાં નીકળે. ઇયળ અવસ્થા પચીસ ત્રીશ દિવસ ચાલે અને તે પછી શિંગ ઉપર જ શરીરના રંગને મળતો કોશેટો બનાવી તે ઊંઘમાં પડે. અઠવાડિયામાં તેમાંથી ફૂદું નીકળે. તેની પાંખની બેઉ જોડ લાંબી અને સાંકડી અને પગ પણ લાંબા હોય. આ ઇયળોને બીજા કીડા ખાઈ જાય છે.

શાકભાજીને નુકસાન કરનાર કીટકની ત્વક્ પક્ષ વર્ગની ઇયળ કોબીજની જાતનાં શાકમાં થાય. તે પાંદડાંની નસોમાં દિવસના વખતમાં ઈંડાં મૂકે. ત્રણ ચાર દિવસમાં ઇયળ થઈ પાંદડાંની કિનારમાં કાણાં પાડી ખાય. સાંજ સવાર છોડ ખાઈ બપોરે જમીનમાં રહે. આ ઇયળને આઠ જોડ જુદા પગ હોય. અઠવાડિયા પછી જમીનમાં કોશેટો કરી ઊંઘમાં પડે. દશ બાર દિવસમાં પીળા રંગનાં પેટાંવાળી મોટી માખીરૂપે બહાર આવે. આ ઇયળનો નાશ કરવા માટે (૧) ધરૂના ક્યારા પાણીથી ભરી છોડ હલાવવાથી તમામ ઇયળ પાણીમાં પડે એટલે પાણી કાઢી નાખવું અથવા (૨) ઘાસતેલ મેળવી પાંદડાં ઉપર રાખ છાંટવી.

પાંદડાં ખાનાર ઇયળ ફક્ત પાંદડાં ખાઈ જીવે છે.

બટાટાંની ઇયળ ભરી રાખેલાં બટાટાં ઉપર, ખેતરમાં ખોદતી વખતે પડેલાં બટાટાં ઉપર અથવા પીતના પાણીને લીધે ઉઘાડાં થયેલાં બટાટાંની આંખો ઉપર ઈંડાં મૂકે છે. તેમાંથી નાની સુંવાળી ધોળા રંગની ઇયળો નીકળી બટાટામાં દાખલ થઈ ખાતી ખાતી વાંકીચૂંકી નાળ પાડતી જાય અને મળથી ભરતી જાય. તેને શરીર ઉપર ટૂંકા છૂટક વાળ, ભૂરા રંગનું મોં અને અવસ્થા પાંત્રીસ દિવસની હોય. તે બટાટાની અંદર જ અથવા બહાર આવી કોશેટો બનાવી ઊંઘમાં પડે. ઊંઘ દશ બાર દિવસ ચાલે અને પછી ફૂદી નીકળે. તેને નાશ કરવાનો ઉપાય: પાણી પાતી વખતે કે બીજી કોઈ રીતે બટાટાં ઉઘાડાં દેખાય તે તરત માટીથી ઢાંકી દેવાં. બટાટાં ખોદતી વખતે જે લીલાં બટાટાં સળેલાં હોય તે જુદાં વીણી લઈ ઢોરને ખવરાવી દેવાં. ખોદેલાં બટાટાં ખેતરમાં રહેવા દેવાં નહિ.

બોરની ઇયળ છૂટક કે જથ્થામાં ફળ ઉપર લંબગોળ ને ધોળાં ઈંડાં મૂકે. ત્રણ ચાર દિવસમાં ધોળા કીડા નીકળી ફળમાં દાખલ થાય અને અંદરનો રસ્તો પોતાના મળથી ભરતા જાય. ફળમાંથી બહાર નીકળી જમીનમાં અથવા તો ફળની અંદર જ ઊંઘમાં પડે. આ અવસ્થા એક અઠવાડિયું ચાલે. પછી બે અઠવાડિયાંમાં માખીરૂપમાં બહાર આવે અને મહિનો એક જીવે. આ ઇયળોનો ઉપદ્રવ અટકાવવા માટે સળો લાગેલાં ફળ વીણી લેવાં અને ઝાડ નીચેની જમીન ખેડી નાખવી.

રજકાની અરધો પોણો ઇંચ લાંબી અને ભૂખરા રંગની ઇયળ છોડની નીચે રુવાંટીથી ઢંકાયેલાં ઈંડાં મૂકે. પાંચેક દિવસમાં ઇયળો

નીકળી છોડની ટોચે પાંદડાંનું ગૂંચળું વાળી અંદર રહે. નુકસાન પામેલાં પાંદડાં ધોળાં પડી જાય. ઇયળ અવસ્થા દશ બાર દિવસમાં પૂરી થાય એટલે જમીનમાં જઈ ઊંઘે અને ૭ સાત દિવસમાં ફૂદું થઈ નીકળે. આ ઇયળથી રક્ષણ કરવા રજકાનું વાવેતર પાળિયાં બનાવી કરવું, ગૂંચળાંવાળાં પાંદડાં કાપી લેવાં. ખેતરની આસપાસ ખાઈ જેવો ફરતો ખાડો કરવો અને પછી દોરી ઘસડી છોડ હલાવવો એટલે ઇયળો છોડ ઉપરથી નીચે પડી ખાઈમાં જશે. આ ખાઈમાં થોડા રજકાના છોડ નાખતાં તે છોડોને ચોંટી જશે અને પછી તેનો નાશ કરવો સહેલો પડશે.

રીંગણની ઇયળ છોડનાં થડ ઉપર છૂટક ઈંડાં મૂકે. તેમાંથી પાંચ ૭ દિવસમાં ધોળા રંગની સુંવાળી ઇયળો નીકળી થડમાં દાખલ થઈ છોડ ખાવાનું શરૂ કરે અને પખવાડિયા પછી કોશેટો બનાવી ઊંઘે. કોશેટો છોડ કે જમીન ઉપર અથવા થડની અંદર માલૂમ પડે. દશ બાર દિવસ પછી તેમાંથી ભૂરી ઇયળો બહાર આવી ઈંડાં મૂકે. આ ઇયળ શિયાળાની ઠંડીમાં ત્રણ માસ અને બીજી ઋતુમાં એક માસ જીવે છે. રોગી છોડને ઉખેડી તેનો સદંતર નાશ કરવામાં આવે તો આ ઇયળનો ઉપદ્રવ થતો નથી.

રીંગણાંની ઇયળનો જીવનક્રમ રીંગણની ઇયળ જેવો જ હોય છે, પણ તે ગુલાબી રંગે હોઈ ફળને જ નુકસાન કરે. તેની ફૂદીનો રંગ ધોળો અને તેની પાંખો ઉપર ભૂરાં તેમ જ કાળાં ટપકાં હોય. છોડની રોગી ટોચોનો ફળ અને ઇયળો સાથે નાશ કરવો.

રોમપક્ષ વર્ગની ઇયળ શાકભાજીને નુકસાન કરે છે. તેનાં ધોળાં ઈંડાંમાંથી પાંચ ૭ દિવસમાં ઇયળો નીકળે. તે ઘણી નાની છતાં ઘણી મજબૂત, બે છેડે પાતળી, શરીર ઉપર નાની રુવાંટી છતાં સુંવાળી, પાંદડાંને મળતા રંગવાળી અને આછા ભૂરા રંગના મોંવાળી હોય છે. ઇયળપણે પખવાડિયું રહ્યા પછી ખવાઈ ગયેલાં પાંદડાંમાં જ જાળી ગૂંથી સુંદર ધોળા રંગનો કોશેટો બનાવી ઊંઘે. કોશેટો એટલો આછો હોય કે કીટક દેખાય. તેમાંથી સાત આઠ દિવસે ભુરાશ પડતા લીલા રંગની અને આગલી પાંખો ઉપર કાળાં ટપકાંવાળી ફૂદી બહાર નીકળે. તુલ ઉપર ઝેર છાંટવાથી આ ઇયળનો નાશ થાય.

લીંબુની ઇયળ છોડની ટોચે પાંદડાં ઉપર રાઈના દાણા જેવડાં અને આછા પીળા રંગનાં છૂટક ઈંડાં મૂકે છે. ત્રણેક દિવસમાં તેમાંથી કાળી અને ઉપર ધોળા ડાઘાવાળી ઇયળો નીકળે છે. મોટી ઇયળનો રંગ લીલો થઈ જાય, માથા ઉપર બન્ને બાજુએ તેને બે નાના કાંટા જેવા ભાગ હોય, જે ભયની વખતે તે બહાર કાઢે. આ સ્થિતિ પંદર દિવસ ચાલ્યા પછી શરીરને તાંતણાથી ડાળીની સાથે લટકતું બાંધી દઈ ઊંઘમાં પડે. અઠવાડિયા પછી પતંગિયું બહાર નીકળે. તે શિયાળામાં ત્રણ મહિના અને બીજી ઋતુમાં ત્રણથી ચાર અઠવાડિયાં જીવે. ઊંઘતા કીટકો ઝાડ ઉપરથી વીણી લેવા. પતંગિયાંને હાથજાળાથી પકડી લેવાં અથવા નાના છોડ ઉપરના જંતુનો ઝેરથી નાશ કરવો.

૩. ન. મુસલમાનોમાં એ નામની અટકનું માણસ.

૪. વિ. મુસલમાનોમાં એ નામની અટકનું.

**ઇયળ અવસ્થા** [ સં. ઇલ ( ઇયળ ) + અવસ્થા ( સ્થિતિ ) ] સ્ત્રી. કીટકની ચાર પ્રકારમાંની એક સ્થિતિ; કીટક જે વખતે ઇયળ હોય તે વખતની તેની સ્થિતિ.

**ઇયા** ૧. [ અ. યા ( હે ) ] અ. અરે; હે. જેમકે, ઇયા અલ્લાહ!

૨. અ. વા; યા; અથવા; કિંવા; કે.

પાળ **ઇયા** ના પાળ તું. — નર્મદ

**ઇયાઝન-બિલ્લાહ** ( ઇયાઝન-બિલ્લાહ ) [અ.] અ. ન કરે નારાયણ; ખુદા ન ખાસ્તા.

**ઇયાદ** [ ફા. યાદ ] સ્ત્રી. યાદ; યાદી; સંભારણું.

**ઇયાદગાર** ૧. વિ. યાદ કરાવે એવું.

૨. વિ. યાદ રહી જાય એવું.

**ઇયાદગારી** ૧. સ્ત્રી. યાદદાસ્ત; સ્મરણશક્તિ.

૨. સ્ત્રી. સંભારણું; સ્મારક.

**ઇયાદગીરી** ૧. સ્ત્રી. યાદદાસ્ત.

૨. સ્ત્રી. સંભારણું; યાદગીરી.

**ઇયાદત** [ અ. ] સ્ત્રી. બીમારની ખબર કાઢવા જવું તે.

**ઇયાદદાસ્ત** સ્ત્રી. યાદદાસ્ત; સ્મરણશક્તિ.

**ઇયાદી** ૧. સ્ત્રી. ટાંચણ નોંધવાની ચોપડી.

૨. સ્ત્રી. યાદી; ટીપ; વિગતવાર ટાંચણ.

**ઇયાને** [ અ. યઅની ( એટલે કે ) ] અ. અથવા; કિંવા; એટલે; યાને.

**ઇયાર** ૧. [ અ. ] પું. કસોટી; સોનારૂપાનો કસ જોવાનો પથ્થર.

૨. પું. મિત્ર; ભાઈબંધ; દોસ્તાર.

૩. પું. યાર; આશક.

**ઇયારબાજ** વિ. યારબાજ; વિષયી.

**ઇયારી** ૧. સ્ત્રી. યારી; દોસ્તી; પ્યાર.

૨. સ્ત્રી. સ્ત્રીપુરુષનો અનુચિત પ્રેમ કે સંબંધ.

**ઇયારે દાનિશ** ૧. [ અ. ઇયાર ( કસોટી ) + ઇ ( નું ) + દાનિશ ( જ્ઞાન ) ] પું. અબુલ ફઝલે રચેલ એ નામનો પીલપાઈની વાર્તાનો ફારસી ગ્રંથ. તેનો તરજુમો હિંદુસ્તાનીમાં થયેલ છે અને તેનું નામ 'ખિર્દ અફરોઝ' છે.

૨. પું. જ્ઞાનની કસોટી.

**ઇયાલ** ૧. [ અ. ] પું. કુટુંબ; બાળકો.

૨. સ્ત્રી. કેશવાળી; યાળ.

**ઇયાલત** [ અ. ] સ્ત્રી. રાજ્ય.

**ઇયાલદાર** [ અ. ઇયાલ ( કુટુંબ ) + દાર ( વાળું ) ] પું. મોટા કુટુંબવાળો માણસ.

**ઇયાહુદી** પું. યહૂદી; મુસા પયગંબરનો અનુયાયી.

**ઇયાળ** ૧. સ્ત્રી. કેશવાળી; યાળ.

૨. અ. નામ ઉપરથી વિશેષણ બનાવનાર પ્રત્યય. જેમકે, રમત ઉપરથી રમતિયાળ.

**ઇયાં** અ. અહીંયાં.

**ઇયાંકણે** અ. આ ઠેકાણે; અહીંકને. દર્શક અને સંબંધ બતાવનાર સર્વનામ ઉપરથી ઠેકાણું બતાવનાર અવ્યય બનાવવાને તેમાં ઉમેરવામાં આવતો કણે પ્રત્યય ઘણી વાર બેવડાય છે. ઇયાંકણે શબ્દમાં પણ એ જ પ્રકારની પુનરુક્તિ છે.

**ઇયાંરી** [ સં. અસ્ય ] સ. એની; એમની.

આશ **ઇયાંરી** કીજીયેં પણ કે હો આ સંગ. — આનંદકાવ્યમહોદધિ

**ઇયું** [ સં. ઇન્ ] અ. નામ ઉપરથી વિશેષણ બનાવનારો તદ્ધિત પ્રત્યય; વાળું.

**ઇયેલ** અ. વાળું, નું, સંબંધી એવો અર્થ બતાવનાર પ્રત્યય. જેમકે, ગુણ ઉપરથી ગુણિયેલ.

**ઇયો** ૧. સ. ( ગ્રામ્ય ) આ.

સાંભળ્યાં ઉદ્ધવ કેરાં વચન જી,
તેથી ઇયોનું ન માન્યું મન જી. — દયારામ

૨. અ. ક્રિ. ( ચારણી ) આવ્યો.

**ઇય્યલ** ૧. [ અ. ] પું. જંગલી બકરો.

૨. પું. પર્વતમાં રહેતું હરણ.

**ઇરખા** [ સં. ઈર્ષા ] સ્ત્રી. ઈર્ષા; અદેખાઈ; દ્વેષ.

ઇરખા લાગવી = (૧) માઠું લાગવું. (૨) શરમાવું.

**ઇરજ** [ ફા. ] પું. એરચ નામનો માણસ. ફારસીમાં એરચનું નામ ઇરજ લખાય છે.

**ઇરજયસી** ન. બ. વ. ઈરાની શાહ એરચની ઓલાદનાં લોકો.

**ઇરઝાવું** ( ઇરઝાવું ) ૧. સ. ક્રિ. ઊંધે રસ્તે દોરવું.

૨. સ. ક્રિ. કજિયો કરાવવો.
૩. સ. ક્રિ. કેદમાં નાખવું.
૪. સ. ક્રિ. ખોટું સમજાવવું.
૫. સ. ક્રિ. ગભરાવવું.
૬. સ. ક્રિ. જાળમાં પકડવું.
૭. સ. ક્રિ. ઢીલ કરવી.
૮. સ. ક્રિ. થોડો વખત પહેરવું.
૯. સ. ક્રિ. ધ્યાન ચૂકવવું.
૧૦. સ. ક્રિ. નાખવું.
૧૧. સ. ક્રિ. નોકરીમાં રાખી લેવું.
૧૨. સ. ક્રિ. ફસાવવું.
૧૩. સ. ક્રિ. બાંધવું.
૧૪. સ. ક્રિ. મૂંઝવવું.
૧૫. સ. ક્રિ. મોહિત કરવું; મોહમાં નાખવું.
૧૬. સ. ક્રિ. રોકી રાખવું.
૧૭. સ. ક્રિ. લઈ જવું.
૧૮. સ. ક્રિ. વિચાર ઘોળાયા કરવો.
૧૯. સ. ક્રિ. વ્યાજે મૂકવું.
૨૦. સ. ક્રિ. સગાઈ કરવી.
૨૧. સ. ક્રિ. સીવવું.

**ઇરણ** ૧. [ સં. ઇરણ ( ખારવાળી જમીન ) ] **ન.** કચ્છના રણનું એક જૂનું નામ. ઇરણ ઉપરથી રણ શબ્દ બન્યો હોવાનું મનાય છે.
૨. **ન.** ખારની જમીન; ક્ષાર જમીન; ખારોપાટ.

**ઇરદગિરદ** [ હિં. ] **અ.** આસપાસ; બધી બાજુએ.

**ઇરનાહાશ** ૧. **પું.** તહિન્નાહનો એ નામનો દીકરો.
૨. **પું.** સર્પનું શહેર.

**ઇરપાદ** [ ઉર ( પેટ ) + પાદ ( પગ ) ] **પું.** પેટે ચાલનાર પ્રાણી. જેમકે, સર્પ.

**ઇરપ્ટિવ ફીવર** [ અં. ઇરપ્ટિવ ( ફૂટી નીકળે એવું ) + ફીવર ( તાવ ) ] **પું.** ફૂટી નીકળતો તાવ. તેમાં શીળી, ઓરી, અછબડા, રંગીલું અને રતવાના તાવનો સમાવેશ થાય છે.

**ઇરમ** ૧. [ અ. ] **પું.** અરબસ્તાનમાં એક કલ્પિત બગીચાનું નામ.
૨. **પું.** સ્વર્ગ.

**ઇરશા** ૧. [ સં. ઈર્ષ્યા ] **સ્ત્રી.** ઈર્ષા; અદેખાઈ; મત્સર; દ્વેષ.
૨. **સ્ત્રી.** હરીફાઈ; હુંસાતુંસી.

**ઇરશાદ** [ અ. ઇર્શાદ ] **પું.** હુકમ; ફરમાન.

**ઇરશ્યા** [ સં. ઈર્ષ્યા ] **સ્ત્રી.** ઈર્ષા; અદેખાઈ. જુઓ ઇરશા.

**ઇરષા** [ સં. ઈર્ષ્યા ] જુઓ ઇરશા.

**ઇરસા** **સ્ત્રી.** અદેખાઈ. જુઓ ઇરશા.

**ઇરસાખોર** [ ઈર્ષ્યા ( અદેખાઈ ) + ખોર ( મઝા લેતું ) ] **વિ.** અદેખું; ઝેરીલું; કોઈનું સારું જોઈને બળાપો કરનાર; ઈર્ષ્યાવાળું.

**ઇરસાલ** ૧. [ અ. ] **પું.** ભરણું; એક ઠેકાણેથી બીજે ઠેકાણે પૈસાનું ભરણું.
૨. [ અ. રસલ ( તેણે મોકલ્યું ) ] **ન.** મોકલવાનું કામ.

**ઇરસાલ આંબો** **પું.** ખેતરમાં ઊગતો એક ઊંચી જાતનો આંબો.

**ઇરસાલ નામા** ૧. [ અ. ઇરસાલ ( મોકલવાનું કામ ) + ફા. નામા ( ખત ) ] **ન.** ભરતિયું; મોકલેલ માલની કીમત સાથ વિગતવાર યાદી.
૨. [ અ. ઇરસાલ ( ભરણું ) + ફા. નામા ( યાદી ) ] **ન.** મોકલેલ નાણાંની નોંધ.

**ઇરસી** **સ્ત્રી.** ધરો.

**ઇરસ્યા** ૧. [ સં. ઈર્ષ્યા ( અદેખાઈ ) ] **સ્ત્રી.** ખરાબ લાગણી; દ્વેષ; અદેખાઈ.
૨. **સ્ત્રી.** ખોરાકની ઇચ્છા.
૩. **સ્ત્રી.** હરીફાઈ; હુંસાતુંસી; ઇરસ્યા.

**ઇરંમદ** ૧. [ સં. ઇરા ( પૃથ્વી ) + મદ્ ( પ્રકાશવું ) ] **પું.** અગ્નિ.
૨. **પું.** મેઘજ્યોતિ; વિદ્યુત્પ્રકાશ; વીજળીનું તેજ.
૩. [ સં. ઇરા ( પાણી ) + મદ્ ( પ્રકાશવું ) ] **પું.** વડવાનલ; સમુદ્રની અંદર રહેલો અગ્નિ; વડવાગ્નિ.
૪. **પું.** વીજળી.
૫. **પું.** વીજળીની આગ કે ગરમી; વજ્રનો અગ્નિ.

**ઇરા** ૧. [ સં. ] **સ્ત્રી.** અન્ન.
૨. **સ્ત્રી.** ( પુરાણ ) એ નામની એક અપ્સરા.
૩. **સ્ત્રી.** કશ્યપ ઋષિની સ્ત્રી ઇલાનું બીજું નામ; બૃહસ્પતિની મા.
૪. **સ્ત્રી.** પાણી; જળ.
૫. **સ્ત્રી.** પૃથ્વી; ભૂમિ.
૬. **સ્ત્રી.** પેય; પીણું.
૭. **સ્ત્રી.** બ્રહ્મવિદ્યા.
૮. **સ્ત્રી.** મદિરા; દારૂ; સુરા; શરાબ.
૯. **સ્ત્રી.** વાગ્દેવી; સરસ્વતી.
૧૦. **સ્ત્રી.** વાણી; વાચા.
૧૧. **સ્ત્રી.** શુક્લપક્ષની પંદર રાત્રિમાંની દશમી રાત્રિનું નામ; સુદિ દશમ.

**ઇરાક** ( ઇરાક઼ ) ૧. [ અ. ઇરાક ( દરિયા કિનારાનો મુલક ) ] **પું.; ન.** ઇરાન અને અરબસ્તાન વચ્ચેનો મુલક; જીહૂન અને યુફ્રેટીઝ નદીઓના કિનારા ઉપરનો મુલક; મેસોપોટેમિયા. જીહૂનના કાંઠા ઉપરના મુલકને ઇરાકે અજમ અને યુફ્રેટીઝ નદીના કાંઠા ઉપરના જૂના બેબિલોનિયા મુલકને ઇરાકે અરબ કહે છે.
૨. **પું.; ન.** દરિયાકાંઠાનો મુલક.

**ઇરાકત** ૧. [ અ. ] **સ્ત્રી.** ઢોળવાપણું.
૨. **સ્ત્રી.** પેશાબ.

**ઇરાકી** ૧. [ અ. ] **પું.** ઘોડાની એક જાત.
૨. **વિ.** ઇરાક સંબંધી.
૩. **વિ.** ઇરાકમાં થતું; ઇરાક દેશનું.

**ઇરાકીન** **ન. બ. વ.** બસરા અને કૂફા શહેર.

**ઇરાકી સવાર** **પું.** મુઘલ શહેનશાહ અકબરના વખતનો એક મોટો સવાર.

**ઇરાકૈન** **ન. બ. વ.** ઇરાકનાં બસરા અને કૂફા શહેર.

**ઇરાક્ષીર** [ સં. ઇરા ( પાણી ) + ક્ષીર ( દૂધ ) ] **પું.** ક્ષીર સમુદ્ર; સાત સાગરમાંનો પાંચમો. તેનું પાણી દૂધ જેવું મનાય છે.

**ઇરાગર્ભશિરા** **પું.** ( પુરાણ ) દનુનો દીકરો; એ નામનો એક દાનવ.

**ઇરાચર** ૧. [ સં. ઇરા ( પાણી ) + ચર ( ચાલનાર ) ] **ન.** વરસાદના કરા.
૨. **વિ.** જલચર; પાણીમાં ચાલનાર.
૩. [ સં. ઇરા ( પૃથ્વી ) + ચર ( ચાલનાર ) ] **વિ.** ભૂચર; સ્થલચર; જમીન ઉપર ફરનાર.

**ઇરાજ** ૧. [ સં. ઇરા ( પાણી ) + જ ( જન્મેલું ) ] **પું.** કામદેવ, કેમકે તે પાણીમાંથી જન્મેલ મનાય છે.
૨. [ અ. ] **ન.** લંગડું બનાવવાપણું.

**ઇરાઝ** ( ઇરાઝ઼ ) [ અ. ] **ન.** તિરસ્કાર; અણગમો.
ઇરાઝ કરવું = ધિક્કારને લીધે દૂર રહેવું.

**ઇરાદ** ૧. **પું.** જંગલી ગધેડો.
૨. **વિ.** દોડનાર.

**ઇરાદત** ૧. [ અ. ] **પું.** ઇચ્છા.
૨. **પું.** ઉમેદ.
૩. **પું.** યુક્તિ; યોજના.
૪. **પું.** હેતુ; આશય.

**ઇરાદતન** ૧. [ અ. ઇરાદત ( ઇચ્છા ) + અન ( થી ) ] **અ.** ઇચ્છાથી.
૨. **અ.** ઇરાદાપૂર્વક.
૩. **અ.** માટે; કારણથી.
૪. **અ.** રાજીખુશીથી.

**ઇરાદા** ૧. [ અ. રઉદ ( તેણે બાંધ્યું ) ] **પું.** ઉદ્દેશ; આશય; હેતુ.
૨. **પું.** છેલ્લું ઠેકાણું.
૩. **પું.** ધારણા; મનસૂબો; વિચાર; સંકલ્પ.
૪. **પું.** મુરાદ; ઇચ્છા.
૫. **પું.** યુક્તિ; તદબીર; યોજના.

**ઇરાદાજન્ય** [ ઇરાદો ( ઉદ્દેશ ) + જન્ય ( પેદા થવું ) ] **વિ.** અનૈસર્ગિક; કુદરતી નહિ એવું.

**ઇરાદાપૂર્વક** [ ઇરાદો ( આશય ) + પૂર્વ ( પહેલાં ) + ક ( વાળું ) ] ક્રિ. જાણીજોઈને.

**ઇરાદો** ૧. [ અ. રઉદ ( તેણે બાંધ્યું ) ] પું. આશય; હેતુ; ઉદ્દેશ; મકસદ.
૨. પું. ઉમેદ; મુરાદ; ઇચ્છા.
૩. પું. ઠરાવ; નિશ્ચય.
૪. પું. ધારણા; વિચાર; મનસૂબો.
૫. પું. યુક્તિ; તદબીર; યોજના.

**ઇરાફેર** [ હિં. ] પું. હેરફેર; અદલાબદલી.

**ઇરાબ** [ અ. ] પું. સ્વરચિહ્નની વપરાશ.

**ઇરાબા** ૧. સ્ત્રી. ગાડી.
૨. સ્ત્રી. તોપગાડી; જેના ઉપર તોપ મૂકવામાં આવી હોય તે ગાડી; તોપનો રેંકડો.

**ઇરાયકા** [ ફા. ] પું. ( સંગીત ) ધનાશ્રીને મળતી એક રાગણી.

**ઇરાવતી** ૧. સ્ત્રી. ( પુરાણ ) અગિયાર માંહેની એ નામની એક રુદ્રાણી; ભવ નામના રુદ્રની સ્ત્રી.

> હે રુદ્ર! મન્યુ, મનુ, મહિનસ, મહાન, શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાલ, વામદેવ અને ધૃતવ્રત એ તમારાં નામો છે તથા ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત, સર્પિ, ઇલા, અંબિકા, **ઇરાવતી**, સુધા અને દીક્ષા એ રુદ્રાણીઓ તમારી સ્ત્રીઓ છે. — પુરુષોત્તમ ગીતા

૨. [ સં. ] સ્ત્રી. અયોધ્યા પ્રાંતમાં આવેલી રાપ્તિ નદીનું જૂનું નામ. રાપ્તિ નામ રેવતી ઉપરથી પડયું હોવાનું મનાય છે.
૩. સ્ત્રી. ( પુરાણ ) અર્જુનના પૌત્ર પરીક્ષિતની સ્ત્રી. એ વિરાટના પુત્ર ઉત્તરની દીકરી હતી.
૪. સ્ત્રી. એ નામનો છોડ.
૫. સ્ત્રી. કશ્યપ ઋષિની ભદ્રમદા નામની સ્ત્રીથી થયેલ દીકરી. તેનો દીકરો ઐરાવત નામે મહારાજા થયો.
૬. સ્ત્રી. દુર્ગા.
૭. સ્ત્રી. પંજાબમાં આવેલી રાવી નદી.
૮. સ્ત્રી. બ્રહ્મદેશની એ નામની નદી. એ મૈખા અને મલિખા નામે બે નદીના સંગમથી બને છે. નવસો માઇલ વહીને એ બંગાળાના ઉપસાગરને મળે છે.
૯. સ્ત્રી. મહાભારતમાં જણાવેલી એ નામની એક નદી.
૧૦. સ્ત્રી. વટપત્રી; પથ્થરચટ.

**ઇરાવદી** સ્ત્રી. બ્રહ્મદેશની એ નામની નદી.

**ઇરાવર** [ સં. ઇરા ( પાણી ) + વર ( સૌથી સારું ) ] ન. વરસાદનો કરો.

**ઇરાવાન** ૧. [ સં. ઇરાવત્ ] પું. અર્જુનનો ઉલૂપી નામની નાગકન્યાથી થયેલો એ નામનો દીકરો. ભારતના યુદ્ધમાં તે પાંડવ તરફ હતો.
૨. પું. એ નામનો એક પર્વત.
૩. પું. એક સર્પનું નામ.
૪. [ સં. ઇરા ( પૃથ્વી ) + વત્ ( વાળું ) ] પું. રાજા.
૫. [ સં. ઇરા ( પાણી ) + વત્ ( વાળું ) ] પું. વાદળું; મેઘ.
૬. પું. સમુદ્ર; દરિયો; મહાસાગર.

> સિંધુ સરિત્પતિ સલિલપતિ અંભોનિધિ અકૂપાર;
> **ઇરાવાન** અર્ણવ ઉદધિ કુશલય અબ્ધિ અપાર. — પિંગળલઘુકોષ

**ઇરાવેલ્લિકા** [ સં. ઇરા ( પાણી ) + વેલ્લિકા ( વેલ ) ] સ્ત્રી. સન્નિપાતથી થતા માથાના ખીલ. તેમાં પાણી હોઈને તેને ઇરાવેલ્લિકા કહે છે.

**ઇરાંબર** [ સં. ઇરા ( પાણી ) + અંબર ( આકાશ ) ] ન. વરસાદના કરા.

**ઇરિઓડ** ન. આખો દિવસ ચિચિયારી પાડ્યા કરતા અને પકડતાં ઘણી મુશ્કેલી પડે તેવા વાંદરાની એક જાત.

**ઇરિકા** [ સં. ] સ્ત્રી. એ નામનું એક ઝાડ.

**ઇરિકાવન** ૧. [ સં. ઇરિકા ( એક જાતનું ઝાડ ) + વન ( જંગલ ) ] ન. ઇરિકા ઝાડનું જંગલ.
૨. ન. પુષ્કળ પાણીવાળું જંગલ.

**ઇરિગેશન** [ અં. ] ન. નહેરથી ખેતરને પાણી પહોંચાડવાપણું.

**ઇરિગેશન એન્જિનીઅર** [ અં. ] પું. નહેરો સંબંધી જ્ઞાન ધરાવનાર શખ્સ.

**ઇરિડિઅમ** [ અં. આઇરિડિઅમ ] સ્ત્રી. પ્લેટિનમ વર્ગની રૂપા જેવી સફેદ, કઠણ અને બટકણી ધાતુ. તેની ઉપર એસિડ અસર કરી શકતું નથી. ફાઉન્ટન પેનની અણીમાં તે વપરાય છે.

**ઇરિણ** ૧. [ સં. ] ન. ખારોપાટ; ખારવાળી જમીન.
૨. ન. રણ; ઉજ્જડ પ્રદેશ.
૩. વિ. ખારવાળું.
૪. વિ. નિરાધાર; આધાર વગરનું.
૫. વિ. શૂન્ય; ખાલી.

**ઇરિણ્ય** [ સં. ઇરિણ ( ખારોપાટ ) + ય ( વાળું ) ] વિ. ખારા પ્રદેશમાં રહેનાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**ઇરિમેદ** પું. સુગંધી ખેર.

**ઇરિમિથ** પું. સામવેદમાં જણાવેલ એ નામનો એક ઋષિ.

**ઇરિમિથિ** પું. સામવેદનો એક ઋષિ.

**ઇરિમેદ** [ સં. ] પું. અરમેદ; ગંધીલો ખેર.

**ઇરિમ્બિથિ** પું. સામવેદનો એક ઋષિ.

**ઇરિમ્બિથિ કાણ્વ** પું. ઋગ્વેદમાં જણાવેલ એક ઋષિ. તેણે આઠમા મંડલનાં ૧૬ થી ૧૮ સૂક્ત રચ્યાં છે.

**ઇરિયા** [ પ્રા. ] સ્ત્રી. ગમનક્રિયા; બરાબર ધ્યાનપૂર્વકની ચાલ.

**ઇરિયાસમિતિ** સ્ત્રી. ( જૈન ) ચારિત્રની રક્ષા માટે જૈન મુનિએ સંભાળપૂર્વક કરવાની પાંચમાંની એ નામની એક ક્રિયા; સંભાળ રાખી ચાલવાપણું.

**ઇરિવિલ્લા** [ સં. ] સ્ત્રી. માથામાં થતું એક જાતનું વ્રણ.

**ઇરિવિલ્લિકા** [ સં. ઇરા ( પાણી ) + વિલ્લ ( ખાડો ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. માથામાં થતું ધારું.

**ઇરિવેલ્લિકા** [ સં. ] સ્ત્રી. સન્નિપાતને લીધે માથા ઉપર થતી નાની ફોલ્લી.

**ઇરિસ** ૧. [ અં. આઇરિસ ] ન. આંખની કીકીની આસપાસનું વીંટી આકારનું પડ.
૨. ન. ઇંદ્રધનુષ્યના જેવો આકાર એટલે દેખાવ.
૩. ન. ગાંઠાળાં મૂળવાળો એક છોડ; શ્વેતદુર્વા.
૪. ન. પૈડાની ધરી.
૫. ન. મેઘધનુષ્ય.

**ઇરીઝ** ( ઇરીઝ ) સ્ત્રી. આંગળ; ¾ તસુ; ¾ ઇંચ.

**ઇરૂપી** સ્ત્રી. પાંચથી આઠ ફૂટ પહોળાં પાંદડાંવાળું એક જાતનું કમળ; 'વિક્ટોરિઅ રેજીઅ'. તેનું મૂળ વતન એમેઝોન નદીનો ભાગ છે. તેનાં પહોળાં પાંદડાં નીચેની નસો એવી મજબૂત હોય છે કે પાંદડાંને પાણી ઉપર તરતાં રાખવા ઉપરાંત એક માણસનો ભાર પણ તે ઊંચકી શકે. ફૂલ પણ પાનના પ્રમાણમાં સારી રીતે મોટાં હોય છે. ગરમ હવા તેને અનુકૂળ છે.

**ઇરૂલા** ૧. પું. નીલગિરિ પહાડ ઉપર વસતી એ નામની એક જાત. તામિલ ભાષામાં આ શબ્દનો અર્થ કાળું થાય છે. આ જાતિ ખુદ નીલગિરિની નથી, પણ મધ માટે તે નીલગિરિમાં ભટકે છે. આ જાતનાં લોક મોટે ભાગે આળસુ અને ધંધા વગરનાં અને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટકનારાં છે. તેઓ શિવ, વિષ્ણુ અને શીતળા માતાને માને છે. લગ્ન, જન્મ કે મરણની ખાસ વિધિ કરતા નથી અને શબને દાટે છે.
૨. [ તા. ] વિ. કાળું.

**ઇરેક્શન** ૧. [ અં. ] ન. ઉન્નતિ.

૨. ન. ક્ષોભ; તસતસાટ.
૩. ન. બાંધણી; ઇમારત.
૪. ન. લોહીની ગાંઠ બંધાવાપણું.
૫. ન. વિચારનો વધારો.
૬. ન. સ્થાપના; નિર્માણ.

**ઇરેગ્યુલર** ૧. [ અં. ] વિ. આડે માર્ગે ચાલતું; અનાચારી; દુર્ગુણી.
૨. વિ. એકસરખું નહિ એવું; વિષમ; અસમ.
૩. વિ. કુદરતી નિયમથી ઊલટું.
૪. વિ. નિયમ વિનાનું; વિધિ વિરુદ્ધ; અનિયમિત.
૫. વિ. બેડોળ; વાંકુંચૂકું; ઊંચુંનીચું.
૬. વિ. વ્યવસ્થા વિનાનું; અવ્યવસ્થિત.
૭. વિ. સીધું નહિ એવું; વાંકું.

**ઇરેમોરા** સ્ત્રી. ચીનના દરિયામાં થતી એક જાતની માછલી. જમીન ઉપર પણ જીવી શકતી આ માછલી કોઈ ચીજને પોતાના માથા ઉપર ઊગેલા એક હાથ જેવા અવયવથી વળગી પડે તો તેને કદી છોડતી નથી. કાચબાનો શિકાર કરવામાં તેનો ઉપયોગ કરાય છે.

**ઇરેશ** ૧. પું. ગણેશ.
૨. [ સં. ઇરા ( વાણી ) + ઈશ ( સ્વામી ) ] પું. બૃહસ્પતિ.
૩. [ સં. ઇરા ( પૃથ્વી ) + ઈશ ( ધણી ) ] પું. રાજા.
૪. [ સં. ઇરા ( પાણી ) + ઈશ ( દેવ ) ] પું. વરુણ; પાણીનો ઉપરી દેવ.
૫. પું. વિષ્ણુ.

**ઇરેષ** [ સં. ઇરા (પૃથ્વી) + ઈશ (ધણી) ] પું. રાજા. જુઓ ઇરેશ.

**ઇરોઝન** ૧. [ અં. ઇરોઝન ] ન. ચાંદી.
૨. ન. નાસુર.
૩. ન. પવન, પાણી, હવા, બરફ, નદી, દરિયો વગેરેથી જમીનનો થતો ઘસારો. આથી ટેકરીનાં અને ખીણનાં રૂપ બદલાઈ જાય, નદીઓ ખીણને ઊંડી ને ઊંડી કરતી જાય અને ઘણે ઠેકાણે નદી સુકાઈ જઈ સૂકી ખીણ બની જાય.
૪. ન. સડો.

**ઇર્કામ** ( ઇર્કામ ) [ અ. રકમ ( તેણે લખ્યું ) ] પું. લખવાની ક્રિયા.

**ઇર્ખા એ ઇનાન** [ અ. ઇર્ખા ( ઢીલું કરવું તે ) + એ ( નું ) + ઇનાન ( લગામ ) ] પું. લગામ છૂટી મૂકવાપણું.

**ઇર્ગલ** [ સં. ] ન. આગળિયો; ઉલાળો.

**ઇર્ગલા** [ સં. ] પું. કમાડનો આગળિયો.

**ઇર્જા** [ અ. રજઅ ( તેણે બદલ્યું ) ] પું. બદલવું તે.

**ઇર્તિઆશ** [ અ. રઅશ ( તે ધ્રૂજ્યો ) ] પું. ધ્રૂજ.

**ઇર્તિઆસ** [ અ. રઅશ ( ધ્રુજારી ) ] પું. ધ્રુજારો.

**ઇર્તિકાબ** ૧. [ અ. ] પું. ગુનો; અપરાધ.
૨. [ અ. રકબ ( તેણે સાહસ કર્યું ) ] પું. સાહસની શરૂઆત.

**ઇર્તિદાદ** ૧. [ અ. રદ્દ ( તેણે ના પાડી ) ] પું. નામંજૂરી; અસ્વીકાર.
૨. પું. વિપરીત બોલવું તે; ખંડન.

**ઇર્તિફા** ( ઇર્તિફા ) ૧. [ અ. રફઅ ( તેણે આબાદ કર્યું ) ] પું. આબાદી; ચડતી.
૨. પું. ઊંચાઈ.

**ઇર્તિફાઅ** ( ઇર્તિફાઅ ) ૧. [ અ. રફઅ ( તેણે ઊંચે ચડાવ્યું ) ] સ્ત્રી. અવાજની ઘાંટી.
૨. સ્ત્રી. ઊંચાઈ.
૩. સ્ત્રી. પ્રખ્યાતિ.

**ઇર્તિબાત** ૧. પું. આવજાવ.
૨. પું. ( ન્યાય ) ઉદ્દેશ્ય એટલે જેને કંઈ કહેવાયું હોય તે અને વાચ્ય એટલે કહેવાનું હોય તેને જોડનાર શબ્દ; 'કૉપ્યુલ'. જેમકે, તે વકીલ છે. તેમાં 'છે' ઇર્તિબાત ગણાય, કેમકે તે 'તે' અને 'વકીલ'ને જોડે છે.
૩. પું. દક્ષતા; હોશિયારી.
૪. [ અ. રબત ( તેણે જોડ્યું ) ] પું. મિત્રતા; દોસ્તી.
૫. પું. રિવાજ.
૬. પું. સંબંધ.
૭. પું. સ્નેહ; પ્રેમ.

**ઇર્તિશા** ૧. [ અ. રશવ ( તેણે લાંચ લીધી ) ] સ્ત્રી. ન્યાયાધીશથી લેવાતી લાંચ.
૨. સ્ત્રી. લાંચ; રિશ્વત.

**ઇર્તિસામ** ૧. [ અ. રસમ ( તેણે યોજના કરી ) ] પું. પ્લાન; ચિત્ર.
૨. પું. ભેદ બતાવનાર નિશાની; ઓળખાવનારું ચિહ્ન.

**ઇર્તિહાન** ૧. [ અ. રેહન ( ગીરો ) ] પું. કોલ પાળવાની ખાતરી માટે સાનમાં આપેલું માણસ; બાન.
૨. પું. ગીરો તરીકે કાંઈ મળવાપણું.

**ઇર્તિહાલ** ૧. [ અ. રહલ ( તેણે કૂચ કરી ) ] પું. મુસાફરી.
૨. પું. મોત; મરણ; મૃત્યુ.

**ઇર્દ્રિય** [ અં. ઇર્દ્રિઅમ ] પું. સીરિઅમ વર્ગની એક ધાતુ. તે કાળાશ પડતા ભૂખરા રંગના ભૂકા જેવી હોય છે. તે પાણીનું પૃથક્કરણ કરે છે.

**ઇર્દગિર્દ** ૧. [ હિં. ] અ. આસપાસ; અહીંતહીં.
૨. અ. ચોતરફ; બધી બાજુએ.

**ઇર્ફા** ( ઇર્ફા ) [ અ. ] ન. જ્ઞાન.

**ઇર્ફાન** ( ઇર્ફાન ) [ અ. ] ન. ડહાપણ; જ્ઞાન.

**ઇર્ફાહ** ( ઇર્ફાહ ) ૧. [ અ. ] પું. બરકત.
૨. [ અ. રફહ ( તેણે આનંદ ભોગવ્યો ) ] પું. શાંતિના આરામ અને આનંદનો ઉપભોગ.

**ઇર્વારુ** ૧. [ સં. ] સ્ત્રી. કાકડી.
૨. વિ. હિંસક; હિંસા કરનાર.

**ઇર્વારુક** [ સં. ઇર્વારુ ( હિંસા કરનાર ) + ક ( વાળું ) ] પું. ગુફામાં રહેતું હિંસક પશુ.

**ઇર્વારુશુક્તિકા** ૧. [ સં. ] સ્ત્રી. એક જાતનું તરબૂચ.
૨. સ્ત્રી. પાકીને પોતાની મેળે ફાટી ગયેલી કાકડી.

**ઇર્વાલુ** જુઓ ઇર્વારુ.

**ઇર્વાલુશુક્તિકા** જુઓ ઇર્વારુશુક્તિકા.

**ઇર્શ** ૧. [ અ. ] પું. મારામારીનો દંડ અથવા બદલો.
૨. પું. લાંચ; રિશ્વત.

**ઇર્શાદ** ૧. [ અ. રશદ (તેણે ખરો રસ્તો લીધો)] પું. ઉપદેશ; શિખામણ.
૨. પું. મરજી; ખુશી.
૩. પું. હુકમ; આજ્ઞા; ફરમાન.
જો ઇર્શાદ = જેવો આપનો હુકમ.
૪. અ. નોકરથી માનાર્થે વપરાતો શબ્દ; આપની ઇચ્છા કે ખુશી શું છે એવા અર્થવાળો શબ્દ.

**ઇર્ષના** [ સં. એષણા ] સ્ત્રી. ( હિંદી ) બળવાન ઇચ્છા.

**ઇર્ષાકાસ્ત્ર** ન. ( પુરાણ ) પાંડવોના વધને સારુ અશ્વત્થામાએ ખાસ બનાવેલું એક હથિયાર.

**ઇર્સ** ૧. [ અ. ] પું. પતિ.
૨. પું. પ્રેમી; આશક.
૩. પું. વારસો.

**ઇર્સાલ** ૧. પું. ઉદ્દેશ; હેતુ.
૨. પું. પૈસાનું ભરણું.
૩. પું. મોકલવાપણું.
૪. પું. વસૂલાતી ખાતાની નીચલી કચેરીએ ઉપલી કચેરીને મોકલેલ જમીનના ભાડાની માસિક વસૂલાત.
૫. [ અ. રસલ ( તે સંદેશો લાવ્યો ) ] પું. સમાચાર મોકલવાની ક્રિયા.

**ઇર્સાલનામા** [ અ. ઇર્સાલ ( માસિક વસૂલાતનું પત્રક ) + ફા. નામા ( પત્ર ) ] ન. વસૂલાત ખાતાની નીચલી કચેરીએ ઉપલી કચેરીને મોકલેલ માસિક વસૂલાતનું પત્રક.

**ઇર્સી** સ્ત્રી. પૈડાની ધરી.

**ઇલ્** ૧. [ સં. ] અ. ક્રિ. ખસવું; હલવું; ચલવું.
૨. અ. ક્રિ. જવું.
૩. અ. ક્રિ. શાંત થવું.
૪. અ. ક્રિ. સૂવું; ઊંઘવું.
૫. અ. ક્રિ. હાલ્યાચાલ્યા વિના ઊભા રહેવું.
૬. સ. ક્રિ. નજર નાખવી.
૭. સ. ક્રિ. ફેંકવું.
૮. સ. ક્રિ. મોકલવું.

**ઇલ** ૧. પું. ( પુરાણ ) કર્દમ પ્રજાપતિનો એક દીકરો. તે વાહ્લીક દેશનો રાજા હતો.
૨. પું. ગોવા જિલ્લાનો એ નામનો એક બેટ.
૩. પું. ( પુરાણ ) વૈવસ્વત મનુનો પહેલો દીકરો. તે એક વખત ઘોડે બેસીને વનમાં શિકારે ગયો અને ભૂલથી શરવણ નામના જંગલમાં દાખલ થયો. શરવણ જંગલમાં દાખલ થનાર પુરુષ સ્ત્રી થઈ જાય એવો પાર્વતીનો શાપ હોવાથી ઇલ પોતે ઘોડા અને સૈન્ય સાથે સ્ત્રીપણું પામ્યો. આવી રીતે પોતાના લશ્કર સાથે તે ફરતો હતો ત્યાં તેના દીકરા બુધે તેને દીઠો. એણે વનની બહાર એક દિવ્ય આશ્રમ બાંધ્યો અને ઇલને કહેવા લાગ્યો કે હે સ્ત્રી, હોમની વેળા થઈ છે અને તું આશ્રમમાં કેમ આવતી નથી? શું પતિવ્રતા સ્ત્રીઓએ સૂર્ય આથમતી વખતે આશ્રમ છોડીને કદી બહાર ન જવું એ સદાચારની તને ખબર નથી? બુધનાં આવાં વચન સાંભળીને પોતે કોણ છે તે ઇલને યાદ ન રહેતાં હું સ્ત્રી છું અને આની જ ધર્મપત્ની છું એવો મોહ ઉત્પન્ન થયો. આથી તે આશ્રમમાં જતાં જ બુધ એની સાથે પરણ્યો. બુધથી એને પુરુરવા નામે દીકરો થયો, જે સોમવંશી રાજાઓનો મૂળ પુરુષ હતો. ઇક્ષ્વાકુ વગેરે તેના ભાઈઓ ઇલની શોધમાં નીકળ્યા અને ઘણા વખત પછી તેનો પત્તો મળ્યો. તેની સ્થિતિ જોઈ બધા ભાઈઓએ પોતાના ભાઈની સ્થિતિ પહેલાંના જેવી થાય અને એ પુરુષપણું મેળવે એવી શિવની સ્તુતિ કરી. એમની પ્રાર્થનાથી પ્રસન્ન થઈ શિવે કહ્યું કે પાર્વતીનો શાપ તદ્દન દૂર થઈ ઇલ પુરુષપણું મેળવશે એમ કદી પણ થશે નહિ; છતાં તમારો ભાઈ એક માસ સ્ત્રી અને એક માસ પુરુષ એમ બનશે. પુરુષકાળમાં એને ઉત્કલ, ગય અને વિમલ એમ ત્રણ દીકરા થયા હતા.
૪. સ્ત્રી. અલારકાની એ નામની એક નદી.
૫. સ્ત્રી. ( ડિંગળ ) પૃથ્વી.
૬. સ્ત્રી. ચરપના સમુદ્રમાં થતી સર્પના જેવી બામ માછલી. તેને ભીંગડાં અને પેટ પાસેની પાંખો જેવી બાજુ હોતાં નથી. તેની માદા ત્રણથી ચાર ફૂટ લાંબી પણ નર સહેજ ટૂંકો હોય છે.
૭. વિ. અન્ન; જાણ વગરનું; અબૂઝ.
૮. [ સં. ઇલ્ ( ઊંઘવું ) ] વિ. ઊંઘણશી.
૯. વિ. પ્રેરણા કરનાર.
૧૦. અ. આણીમેર; આ તરફ; આ ગમ.

**ઇલઇલ** સ્ત્રી. એ નામની સિદ્ધપુર તરફની એક રમત; બમચી કૂંડું. ખુલ્લી જગ્યા અથવા મેદાનમાં આશરે દશ હાથ વ્યાસનું કૂંડાળું કરવું. રમનારાં ભેરુ પાડી બે બાજુમાં વહેંચાઈ જાય. એક બાજુને દાવ આપવો પડે છે. દાવ દેવાવાળી ટોળી કૂંડાળાની બહાર અને દાવ લેનાર કૂંડાળાની અંદર ઊભી રહે. દાવ દેનાર ટોળીમાંથી એક જણ કૂંડાળામાં રહેલ રમનારને અડવા દોડે. દોડતાં દોડતાં તે "બમચી કૂંડું, કે તેલમાં ઝૂંડું, તેલ તડી તડી, કે માર ભડી ભડી, વગડે વીંછી, મોરની પીંછી, મોરીઆ મોર, લઈ ગયા કાબરીઆ ચોર" એમ બોલે અને શ્વાસભેર દોડી, કૂંડાળા માંહેના એકને અડી બહાર નાસી જાય. આ પ્રમાણે અડાયેલ રમનાર રમતમાંથી દૂર થઈ બહાર બેસે. અડવા દોડનારે ઉપર પ્રમાણે બોલ્યા પછી અને એકને અડ્યા પછી પણ શ્વાસ ન મૂક્યો હોય તો તે "બોરી બોરી ચણેલા, દૂધી તારા ગણેલા" એમ બોલી બીજાને અડી શકે. ચાલુ શ્વાસે ત્રીજાને અડવા જાય તો "ગભડી ગુંજની વેલ, વાહું બાવળ કાઢું તેલ" એ પ્રમાણે બોલે છે. ચોથાને અડવા જતાં "બમચી બાવન વીર, ખેંચું તરવાર કે તાણું તીર" એ પ્રમાણે બોલતાં બોલતાં અડવા દોડે. આ પ્રમાણે બોલતાં બોલતાં જેટલાંને અડી જાય તે બધાં રમતમાંથી બાતલ થાય. પણ જો અડવા આવનારને કૂંડાળાની અંદરનાં રમનારાં પકડી રાખે તો તેનો દાવ ગયો ગણાય અને તેને વેગળા બેસવું પડે. આ પ્રમાણે રમતાં જે ટોળીનાં બધાં રમનારાં રમતમાંથી દૂર થાય તે ટોળી હારી કહેવાય. એટલે દાવવાળી ટોળી જો કૂંડાળાનાં બધાં રમનારાંઓને અડીને રમતમાંથી દૂર કરી શકે તો તે જીતી કહેવાય અને કૂંડાળામાં પેસવાનો તેમનો વારો આવે. નહિતર તેમના ઉપર દાવ ચાલુ રહે.

**ઇલકાબ** ( ઇલકાબ ) ૧. પું. અટક.
૨. પું. ઉપનામ.
૩. પું. કુળનામ.
૪. [ અ. લકબ ( તેણે ખિતાબ આપ્યો )નું બ. વ. ] પું. ખિતાબ; માન ભરેલી પદવી. જેમકે, અમીર-ઉલ-મુલ્ક, રાવ બહાદુર, કે. સી. આઈ. ઈ.

**ઇલઘાર** ૧. [ ફા. ] પું. કોઈ પણ પ્રાંતમાં લશ્કરે પરાણે કરેલી કૂચ.
૨. પું. નાશ.

**ઇલજામ** [ અ. લજમ ( તેણે આળ મૂક્યું ) ] પું. તહોમત; આળ; આરોપ; કલંક; દોષ.

**ઇલઝવું** ( ઇલઝવું ) ૧. [ હિં. ઉલઝના ] અ. ક્રિ. અભ્યાસમાં મચ્યા રહેવું.
૨. અ. ક્રિ. અવ્યવસ્થિત રહેવું.
૩. અ. ક્રિ. આડો વહેવાર રાખવો.
૪. અ. ક્રિ. કજિયો કરવો.
૫. અ. ક્રિ. કામમાં રહેવું.
૬. અ. ક્રિ. કેદ પકડાવું.
૭. અ. ક્રિ. જાળમાં સપડાવું.
૮. અ. ક્રિ. ઢીલ કરવી.
૯. અ. ક્રિ. તકરાર કરવી.
૧૦. અ. ક્રિ. પ્રેમમાં પડવું.
૧૧. અ. ક્રિ. ફસાવું.
૧૨. અ. ક્રિ. મુશ્કેલીમાં આવવું.
૧૩. અ. ક્રિ. મુંઝાવું.
૧૪. અ. ક્રિ. મૂડી રોકાઈ જવી.
૧૫. અ. ક્રિ. સગાઈ થવી.

**ઇલતિ** [ સં. આલસ્ય ] સ્ત્રી. આળસ.

**ઇલતેજા** ૧. [ અ. ઇલ્તિજા ] સ્ત્રી. બંદગી; પ્રાર્થના.
૨. સ્ત્રી. માગણી; આજીજી.

**ઇલદુર્ગ** ન. મહીકાંઠામાં આવેલ ઇડર નામના પાટનગરનું દ્વાપરયુગમાં બોલાતું એક નામ. તે વખતે ઇલ્વલ નામનો દૈત્ય ત્યાં તેના ભાઈ આતાપી અને વાતાપી સાથે રહેતો.

**ઇલન** ૧. [ સં. ઇલ્ ( ચલવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પ્રેરણા; ઉત્તેજન.
૨. [ સં. ઇલ્ ( સૂવું ) + અન ( પણું ) ] ન. શયન; સૂવું તે.

**ઇલમ** ૧. [ અ. ઇલ્મ ] પું. ઉપાય; ઇલાજ; તજવીજ; હિકમત; યુક્તિ.
ઇલમ તેને શું વિલંબ? = જેને હિકમત આવડતી હોય તેને કામ પાર પાડવામાં વખત લાગે નહિ.
૨. પું. જાદુ; મંત્રતંત્ર.
૩. પું. મેલી વિદ્યા.
૪. પું. શાસ્ત્ર; કળા.
૫. પું. હોશિયારી.

**ઇલમક્યર** પું. ફિન્લન્ડ દેશમાં જડતો બેરોમીટરની ગરજ સારતો એક જાતનો પથ્થર. તોફાન થવાનું હોય ત્યારે તેનો રંગ કાળો અને ખુલ્લી સુંદર ઋતુમાં સફેદ રહે છે.

**ઇલમબાજ** ૧. [ અ. ઇલ્મ ( મંત્રતંત્ર ) + બાઝ ( રમનાર ) ] પું. જાદુગર; ભૂવો; ગુણી.
૨. વિ. કળાવાન; વિજ્ઞાનસંપન્ન.
૩. વિ. કાબેલ; હોશિયાર.
૪. વિ. હિકમતવાળું; ઇલાજ જાણનાર; ઇલમી.

**ઇલમભાજ** [ અ. ઇલ્મ ( મંત્રતંત્ર ) + બાઝ ( રમનાર ) ] પું. ( કચ્છી ) જાદુગર; ઇલમબાજ.

**ઇલમી** ૧. [ અ. ઇલ્મ ( જાદુ ) ] પું. ભૂવો; જાદુગર; મંત્રતંત્ર જાણનાર માણસ; ગુણી.
૨. વિ. કળાવાન; શાસ્ત્ર જાણનારૂં.
૩. વિ. કાબેલ; હોશિયાર.

**ઇલલ** ૧. [ અ. ] ન. બ. વ. ખામીઓ.
૨. ન. બ. વ. બહાનાં.

**ઇલવિલ** પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના શતરથ રાજાનું બીજું નામ.

**ઇલવિલા** સ્ત્રી. ( પુરાણ ) વિશ્રવા ઋષિની સ્ત્રી; કુબેરની મા. આ ઉપરથી કુબેરનું નામ ઐલવિલ પડ્યું છે.

**ઇલસ્પતિ** [ સં. ઇલા ( પૃથ્વી ) + પતિ ( ધણી ) ] પું. વિષ્ણુ. જગતમાં બધાંનું ધણી માફક રક્ષણ કરતા હોઈ તે ઇલસ્પતિ કહેવાય છે.

**ઇલહામ** [ અ. લહમ ( તેણે દિલમાં પ્રેરણા કરી ) ] પું. ઈશ્વરનો શબ્દ; દેવવાણી.

**ઇલહામી** [ અ. ઇલહામ ] વિ. દૈવી પ્રેરણાવાળું; ઈશ્વરીય.

**ઇલહાલ** [ અ. ] અ. હમણાં જ; આ ઘડીએ.

**ઇલંબા** સ્ત્રી. પુષ્ટિમાર્ગના સ્થાપનાર વલ્લભાચાર્યની મા.

**ઇલા** ૧. [ સં. ] સ્ત્રી. અગિયાર રુદ્રાણી માંહેની એકનું નામ.
૨. સ્ત્રી. અયોધ્યા.
૩. સ્ત્રી. ( પુરાણ ) ઇક્ષ્વાકુ રાજાની એક દીકરી.
૪. સ્ત્રી. ( પુરાણ ) ઉત્તાનપાદના દીકરા ધ્રુવની બીજી સ્ત્રી. એ વાયુની દીકરી હતી અને એને ઉત્કલ એક જ દીકરો થયો હતો.
૫. સ્ત્રી. એકની સંખ્યા બતાવનાર ગૂઢ શબ્દ.
૬. સ્ત્રી. એલચી.
૭. સ્ત્રી. ( પુરાણ ) કર્દમ પ્રજાપતિનો એક દીકરો. પાર્વતીના શાપથી તે સ્ત્રી થઈ ગયો હતો.
૮. સ્ત્રી. ( પુરાણ ) કશ્યપ ઋષિની સ્ત્રી.
૯. સ્ત્રી. ગાય.
૧૦. સ્ત્રી. જંબુદ્વીપનું એક ક્ષેત્ર.
૧૧. સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, નગણ, લઘુ અને ગુરુ મળી આઠ અક્ષરવાળો એક અક્ષરમેળ છંદ; ઇડા. અનુષ્ટુપનો તે એક ભેદ છે.
૧૨. સ્ત્રી. પાર્વતી; ઉમા.

ઇલા મહી બુધતીય ઇલા ઇલા ઉમા અભિરામ,
ઇલા સરસ્વતીથી ભલું જેમાં હરિનું નામ.
પિંગળલઘુકોષ

૧૩. સ્ત્રી. પૃથ્વી; ધરા; વસુંધરા; ભૂમિ.

વિશ્વંભરા વસુંધરા સ્થિરા કાશ્યપી અહી,
રસા અનંતા ભૂ ઇલા બિલા કહત કવિ તાહી.
પિંગળલઘુકોષ

૧૪. સ્ત્રી. બુદ્ધિમાન સ્ત્રી.
૧૫ સ્ત્રી. ( પુરાણ ) બુધની સાથે પરણાવેલી વૈવસ્વત મનુની દીકરી અને ઇક્ષ્વાકુની બ્હેન; પુરુરવાની મા.
૧૬. સ્ત્રી. ભગવાનની બાર શક્તિમાંની એકનું નામ.

દશમસ્કંધમાં ભગવાનની બાર શક્તિઓનાં નામ ગણાવ્યાં છેઃ—શ્રી, કીર્તિ, પુષ્ટિ, ગિરા, કાંતિ, તુષ્ટિ, ઇલા, ઉર્જા, વિદ્યા, અવિદ્યા, શક્તિ અને માયા. અણુભાષ્ય

૧૭. સ્ત્રી. મા.
૧૮. સ્ત્રી. ( પુરાણ ) વસુદેવની એ નામની એક સ્ત્રી.
૧૯. સ્ત્રી. વાણી.
૨૦. સ્ત્રી. વિદ્યાની દેવી; સરસ્વતી; શારદા.
૨૧. [ અ. ] અ. સુધી.

ઇલા—અલ—આન = હાલના વખત સુધી.

૨૨. [ અ. ઇલાહી ( હે મારા ઈશ્વર ) ] અ. હે પ્રભુ, અરે ઈશ્વર, યા ખુદા એવો ઉદ્ગાર.

ઇલા ઇલા પોકારવી = અરે ઈશ્વર, અરે ઈશ્વર એમ તોબાતોબા પોકારાવવા; જુલમ કરવો; ત્રાસ દેવો; ત્રાહ ત્રાહ.

**ઇલાઇત** [ અ. વલાયત ( દેશ ) ] સ્ત્રી. વિલાયત દેશ.

**ઇલાઇરિક** [ અં. ઇલિરીઅન ] સ્ત્રી. યુરપખંડની એ નામની એક આર્ય ભાષા.

**ઇલાકા** ૧. પું. કબજાની મુદત.
૨. પું. કોર.
૩. [ અ. અલક ( તેણે જોડ્યું ) ] પું. તાબાનો મુલક; જમીનદારી રાજ્ય; રિયાસત.
૪. પું. પદવી.
૫. પું. પ્રાંત.
૬. પું. બંધબેસતાપણું.
૭. પું. સંબંધ.

**ઇલાકાધિકારી** [ ઇલાકો ( પ્રાંત ) + અધિકારી ( ઉપરી ) ] પું. પ્રાંતનો ઉપરી.

**ઇલાકાબંદ** [ અ. ઇલાકા ( કોર ) + ફા. બંદ ( બાંધનાર ) ] પું. સોનાની કોર તૈયાર કરનાર માણસ.

**ઇલાકાબંદી** [ અ. ] સ્ત્રી. સોનેરી કોર બનાવવાનો ધંધો.

**ઇલાકા યે અદાલત** [ અ. ઇલાકા ( પ્રાંત ) + યે ( તું ) + અદાલત ( કચેરી ) ] પું. કોર્ટની સત્તા.

**ઇલાકેદાર** ૧. [ અ. ઇલાકા ( પ્રાંત ) + ફા. દાર ( રાખનાર ) ] પું. દેશના ભાગનો ઉપરી.
૨. પું. પ્રાંત ઇજારે રાખનાર.
૩. વિ. ઇલાકા ઉપર હકૂમત ચલાવનારૂં.
૪. વિ. તાબાનું; જેની ઉપર સત્તા ચાલતી હોય એવું.
૫. વિ. પ્રાંતની સાથે સંબંધ રાખનાર.
૬. વિ. પ્રાંતિક; પરગણાનું.

**ઇલાકો** ૧. પું. જિલ્લા અથવા પ્રાંતનો મુલક; રાજ્યના પાડેલા ભાગમાંનો એક સૂબો.
૨. પું. દાવો; હક્ક.
૩. [ અ. અલક ( તેણે જોડ્યું ) ] પું. પ્રાંતના ઉપરીના તાબાનો મુલક.
૪. પું. રિયાસત; જાગીર.
૫. પું. સત્તા; હકૂમત; અધિકાર.
૬. પું. સંબંધ; લાગતુંવળગતું હોવાપણું.
૭. પું. હકૂમતનો દેશ.

**ઇલાખો** ૧. પું. જમીનદારી; રિયાસત.
૨. [ અ. અલક ( તેણે જોડ્યું ) ] પું. જિલ્લા અથવા પ્રાંતનો બનેલો દેશનો ભાગ.
૩. પું. દાવો; ધણીપણું; હક્ક; તાબો. દસ્તાવેજમાં આ શબ્દ વપરાય છે. જેમકે, વેચાણ સામે તેના વાલીવારસનો કંઈ હક્ક ઇલાખો પહોંચે નહિ.
૪. પું. પાલખીનો દાંડો.
૫. પું. સત્તા; અધિકાર.
૬. [ અ. ઇલાકા ] પું. સંબંધ; લાગતુંવળગતું હોવાપણું; વળગણ; લગવાડ.
૭. પું. હકૂમતનો પ્રદેશ; તાબાનો મુલક.

**ઇલાગોલ** [ સં. ઇલા ( પૃથ્વી ) + ગોલ ( ગોળ ) ] પું. પૃથ્વીનો ગોળો.

**ઇલાચા** [ તુ. અલાચહ ] પું. રેશમ અને સૂતરની મેળવણીથી બનાવેલું એક જાતનું એલચી ભાતનું કાપડ.

**ઇલાચી** ૧. [ હિં. ] સ્ત્રી. એલચી; મુખવાસ અને પાકમાં વપરાતો એક તેજાનો.

૧. ઇલાચી ડોડા-ફુંદા = એલચીનું ડોડવું.

૨. ઇલાચી દાણા = (૧) એલચીનાં બિયાં. (૨) ખાંડ પાયેલ એલચી. (૩) નાના કદની નાચનારી તાયફા.

૩. ઇલાચી બતાવવી-બાંટવી = એલચી વહેંચવી. મુસલમાનોમાં લગ્નવિધિમાં એલચી, પાન અને સાકર એક ઢાંકેલી રકાબીમાં મૂકી જે સ્ત્રીમહેમાનોને જમવાનું આમંત્રણ આપવામાં આવ્યું હોય તેને એક સ્ત્રીનોકર ગીત ગાતાં ગાતાં વહેંચે છે.

૨. સ્ત્રી. એલચીનું ઝાડ.

૩. સ્ત્રી. ડાંગરની એક જાત.

૪. સ્ત્રી. દોસ્ત; મિત્ર.

**ઇલાચી દાને** ૧. પું. એલચીનાં બિયાં.

૨. [ હિં. ] સ્ત્રી. એક જાતની મીઠાઈ.

**ઇલાચી પૈંદૂ** [ હિં. ] ન. એક જાતનું જંગલી ફળ.

**ઇલાચો** [ તુ. અલાચહ ] પું. અલેચો; એક જાતનું ગર્ભસુતરાઉ કાપડ.

**ઇલાજ** ૧. [ અ. અલજ ( તેણે જીત્યું ) ] પું. ઔષધ; ઓસડ; દવા; ઉપચાર; ચિકિત્સા.

૨. પું. યુક્તિ; ઉપાય; તદબીર; તજવીજ.

૧. ઇલાજ કરવો = (૧) સાજું કરવું. (૨) સારૂં બનાવવું.

૨. ઇલાજ ન હોવો = લાચાર બનવું.

૩. પું. સજા; શિક્ષા.

**ઇલાજી** ૧. [ અ. ઇલાજ ( દવા ) ] પું. વૈદ્ય; હકીમ.

૨. ન. હોળી ઉપર બનાવવામાં આવતું વાલમનું માટીનું પૂતળું. ગુજરાત અને માળવાની હદ ઉપરનાં લોક માટીનું પૂતળું બનાવી તેની આગળ જાહેરમાં ભૂંડા શબ્દ બોલે છે.

૩. વિ. કામ પાર પાડવાની રીત જાણનાર; ઉપાય કરનાર.

**ઇલાટીરિઅમ** [ અં. એલેટીરિઅમ ] ન. એક જાતની કાકડી. ફળ પાકી જાય એટલે એની મેળે તે ખરી પડે છે અને તેનાં બી અને રસ જોરથી બહાર નીકળી જાય. લગભગ પાકી ગયેલા ફળના રસનો જે કંઈ ભાગ નીચે પડ્યો રહે તે સુકાઈ જાય ત્યારે પણ ઇલાટીરિઅમ કહેવાય છે. શુદ્ધ ઇલાટીરિઅમનો $\frac{1}{16}$થી $\frac{1}{2}$ ગ્રેનનો ડોઝ સખત જુલાબ લાવે છે. વધારે પ્રમાણમાં તે લેવાય તો તેની ક્ષોભક ઝેર તરીકે અસર થાય છે.

**ઇલાતલ** ૧. [ સં. ઇલા ( પૃથ્વી ) + તલ ( તળિયું ) ] ન. પૃથ્વીની સપાટી.

૨. ન. રાશિમંડળનું ચોથું સ્થાન.

**ઇલાદુર્ગ** ન. ઇડર.

તે અવસરે ઇલાદુર્ગ ( ઇડર )માં યવનોએ શ્રી આદિનાથ ભગવાનનું બિંબ ભાંગી નાંખ્યું.

પુરાતત્ત્વ

**ઇલાદેવી** [ સં. ] સ્ત્રી. છપ્પન માંહેની એ નામની એક દિક્કુમારિકા.

**ઇલાધર** [ સં. ઇલા ( પૃથ્વી ) + ધર ( રાખનાર ) ] પું. પર્વત; પહાડ.

**ઇલાન** [ અ. ] પું. જાહેરાત; પ્રસિદ્ધિ.

**ઇલાના** [ હિં. ] પું. કુળ; કુટુંબ; વંશ.

**ઇલાપત્ર** [ સં. ] પું. નાગનું એક નામ.

**ઇલાપરી** સ્ત્રી. હલકી જાતની ડાંગર.

**ઇલામ** ૧. [ અ. ઐલાન ] પું. જાહેરાત; ઢંઢેરો.

૨. પું. નિશાની; સંજ્ઞા.

૩. પું. વોરંટ.

૪. પું. સીલોન. સીલોનને તામીલ લોક ઇલામને નામે ઓળખે છે.

૫. પું. હુકમ; આજ્ઞા.

**ઇલામનામા** ૧. [ અ. ઇલામ ( નિશાની ) + ફા. નામા ( લખાણ ) ] ન. ( ગણિત ) અંગ્રેજી આંકડાના આકાર જેવો વાંક.

૨. [ અ. ઇલામ ( આજ્ઞા ) + ફા. નામા ( લેખ ) ] ન. પ્રતિવાદી સામે કાઢવાનો કોર્ટમાં હાજર થવાનો હુકમ; કચેરીનું તેડું.

**ઇલામૂલ** [ અ. ઇલામ ( નિશાની ) ] ન. ( ગણિત ) અંગ્રેજી આંકડાના આકાર જેવો વાંક; 8.

**ઇલાયચા** પું. રેશમ અને સૂતરની મેળવણીથી બનાવેલું એક જાતનું કાપડ.

**ઇલાયચી** ૧. સ્ત્રી. એલચીનું ઝાડ. તેની ડાળી ઊભી અને ચારથી આઠ ફૂટ ઊંચી હોય. દક્ષિણમાં કેનેડ, મહિસુર, કુર્ગ, ત્રાવણકોર અને મદુરાના પહાડી જંગલમાં પોતાની મેળે તે ઊગે છે. અમુક જગ્યાએ તેનું વાવેતર પણ કરવામાં આવે છે. ઇલાયચીના બે ભેદ: સફેદ અથવા નાની અને કાળી અથવા મોટી. સફેદ ઇલાયચી દક્ષિણમાં અને કાળી નેપાળમાં થાય છે. તેને બંગાળી ઇલાયચી પણ કહે છે. નાના દાણાવાળી ઇલાયચી ઉત્તમ મનાય છે.

૨. સ્ત્રી. ડાંગરની એક જાત.

૩. સ્ત્રી. દોસ્ત; મિત્ર.

૪. સ્ત્રી.; ન. એલચી; મુખવાસ અને પાકમાં વપરાતો એક જાતનો તેજાનો.

૧. ઇલાયચી ડોડા-ફુંદા = એલચીનું ડોડવું.

૨. ઇલાયચી દાણા = (૧) એલચીનાં બિયાં. (૨) ખાંડ પાયેલ એલચી. (૩) નાના કદની નાચનારી તાયફા.

૩. ઇલાયચી બતાવવી-બાંટવી = એલચી વહેંચવી. મુસલમાનોમાં લગ્નવિધિમાં એલચી, પાન અને સાકર એક ઢાંકેલી રકાબીમાં મૂકી જે સ્ત્રીમહેમાનોને જમવાનું આમંત્રણ આપવામાં આવ્યું હોય તેને એક સ્ત્રીનોકર ગીત ગાતી વહેંચે છે.

**ઇલાયચી દાણા** ૧. [ એલા + દાના ] પું. એક જાતની મીઠાઈ; ખાંડ પાયેલા એલચીના દાણા.

૨. પું. એલચીનાં બિયાં.

૩. સ્ત્રી. નાના કદની નાચનારી તાયફા.

**ઇલાયચીં** સ્ત્રી. મોટી એલચી.

**ઇલાયચો** ૧. પું. ડાંગરની એક જાત.

૨. [ તુ. અલાચહ ] પું. સ્ત્રીઓના ઘાઘરા માટે વપરાતું એક જાતનું ગર્ભસુતરાઉ કાપડ.

**ઇલાયચ્યા** [ તુ. અલાચહ ] ન. કાપડની એક જાત; ઇલાયચો.

**ઇલાયદું** ૧. [ અ. અલેહદા ] વિ. અલગ; જુદું; ભિન્ન; પૃથક્.

૨. વિ. એકજ જણનું ખાસ; બધાથી જુદું હોય એવું.

**ઇલાવર્ત** ૧. [ સં. ] પું. ( પુરાણ ) જંબુદ્વીપનો એક ભાગ.

૨. પું. ( પુરાણ ) પ્રિયવ્રત રાજાનો પૌત્ર; ઇલાવૃત્ત. મેરુની કન્યા લતાને તે પરણ્યો હતો.

**ઇલાવાહ** ૧. [ અ. અલવ ( તેણે વધારો કર્યો ) ] અ. તે ઉપરાંત.

૨. અ. સિવાય; વગર.

ઇલાવાહ બર ઇન = તેમ છતાં પણ.

**ઇલાવ્રત** ૧. [ સં. ] પું. ( પુરાણ ) પ્રિયવ્રત રાજાના દીકરાનો એ નામનો દીકરો; ઇલાવૃત્ત.

૨. પું. ( પુરાણ ) ભરતખંડના નવ માંહેનો એ નામનો એક ખંડ; ઇલાવૃત્ત.

**ઇલાવૃત્ત** ૧. પું. ( પુરાણ ) જૂની આર્યભૂગોળ પ્રમાણે જંબુદ્વીપના નવ માંહેનો એ નામનો એક ખંડ. બ્રહ્માની ભ્રુકુટિના મધ્યમાંથી ઉત્પન્ન થયેલા એકલા રુદ્ર દેવ જ પોતાની સ્ત્રી સાથે ત્યાં રહે છે. બીજા કોઈ પુરુષથી ત્યાં જઈ શકાતું નથી, કારણ કે ત્યાં પાર્વતીના શાપને લીધે જે પુરુષ હોય તે સ્ત્રી થઈ જાય છે. તેની આજુબાજુ નીલ, નિષધ, માલ્યવાન અને ગંધમાદન નામના ચાર મોટા પર્વત આવેલા છે.

૨. પું. ( પુરાણ ) પ્રિયવ્રત રાજાના દીકરા આગ્નીધ્રનો ચોથો દીકરો. મેરુની કન્યા લતાને તે પરણ્યો હતો.

**ઇલાસ્પદ** [ સં. ] ન. ( પુરાણ ) ભારતવર્ષનું એક તીર્થ.

**ઇલાહ** ૧. પું. ઇશ્વર; પ્રભુ.
૨. [ હિં. ] ન. સંશોધન; શોધખોળ.

**ઇલાહા** અ. યા ખુદા; ઇલા; હે ઇશ્વર.

**ઇલાહિદું** ૧. [ અ. અલૈહદા ] વિ. અલગ; જુદું.
૨. વિ. ખાસ; એક જ જણનું.

**ઇલાહિયાત** [ અ. ઇલાહ (પ્રભુ) ] સ્ત્રી. અધ્યાત્મશાસ્ત્ર; આત્મવિદ્યા.

**ઇલાહી** ૧. [ અ. ] પું. અકબરના વખતના એક ગજનું માપ. તેને ઇલાહી ગજ પણ કહે છે.
૨. પું. અકબરના વખતનો સોનાનો બાર માસા ને પોણીબે રતી વજનનો ગોળ સિક્કો. તે અર્ધસિદ્ધ એટલે સુમનીથી આઠ ગણો હતો.
૩. પું. અકબરે શરૂ કરેલો એ નામનો સંવત.
૪. પું. ખુદા; ઇશ્વર; પરમેશ્વર; પરમાત્મા; ભગવાન.
ઇલાહી તોબા = ઇશ્વર પાપથી બચાવે.
૫. વિ. ઇશ્વર સંબંધી.
ઇલાહી મોહર = (૧) ઇશ્વરી છાપ. (૨) ચુકાદો કરવાની ખાસ જરૂર હોય તેવું દેણું.
૬. વિ. પવિત્ર.
ઇલાહી રાત = ધર્મની ક્રિયામાં કે ગીત ગાવામાં ગાળેલી રાત.
૭. વિ. પૂજ્ય; વંદનીય; માનને યોગ્ય.
૮. વિ. મગરૂર; ગર્વવાળું.
૯. અ. ઓ પ્રભુ! અરે ઇશ્વર!

**ઇલાહી ખર્ચ** ૧. [ અ. ] પું. ઇશ્વરને નામે આપેલી સખાવત.
૨. પું. ઉડાઉપણે પૈસાનો ખરચ.

**ઇલાહી ગજ** [ અ. ઇલાહી (ઈશ્વરી) + ફા. ગઝ (માપ) ] પું. અકબરના વખતનો ગજ; અકબરે ચાલુ કરેલું ૪૧ આંગળનું એક માપ. ઇમારત વગેરેની માપણીમાં તે હજી સુધી કામ આવે છે.

**ઇલાહી ગઝ** (ઇલાહી ગઝ) પું. અકબરે ચાલુ કરેલું ૪૧ આંગળનું માપ.

**ઇલાહીદું** ૧. [ અ. અલૈહદા ] વિ. અલગ; જુદું.
૨. વિ. ખાસ; એક જ જણનું.

**ઇલાહીબક્ષ** ૧. પું. મુસલમાનમાં પુરુષનું એક નામ.
૨. વિ. ખુદાએ દીધેલ; ખુદાદાદ.

**ઇલાહીયત** ૧. [ અ. ઇલાહી (ખુદા) ] સ્ત્રી. ઇશ્વરપણું; પ્રભુતા.
૨. સ્ત્રી. બ. વ. આધ્યાત્મિક શાસ્ત્રો.

**ઇલાહી સન** પું. એ નામનો ઈ. સ. ૧૫૫૬થી શરૂ થયેલો એક સંવત; તારીખ-ઇ-ઇલાહી. અકબર બાદશાહના ધર્મ સંબંધી વિચાર પલટાયા તે ઉપરથી એમણે દીન-ઇ-ઇલાહી નામનો નવો ધર્મ ચલાવવાનો પ્રયાસ કર્યો અને ત્યારથી એમણે ઇલાહી સન ચલાવ્યો છે. એમ પણ કહેવાય છે કે અકબરે હિજરી સનને બદલે તારીખ-ઇ-ઇલાહી નામનો નવો સન ગાદીનશીનના પહેલા વર્ષથી ચલાવ્યો. તે અકબર અને જહાંગીરના વખત સુધી ચાલ્યો, પણ શાહજહાંએ તેનો પ્રચાર બંધ કર્યો.

**ઇલિ** સ્ત્રી. (ડિંગળ) પૃથ્વી; ઇલા.

**ઇલિઅડ** [ અં. ] ન. ગ્રીક કવિ હોમરનું લખેલું વીરરસ કાવ્ય.

**ઇલિકા** ૧. [ સં. ] સ્ત્રી. ઇયળ.
૨. સ્ત્રી. ગદાના આકારની નાની લાકડી.
૩. સ્ત્રી. પૃથ્વી.

**ઇલિગેર** ૧. સ્ત્રી. બિજાપુર ધારવાડ તરફના લોકની એક જાત.
૨. ન. એ નામની જાતનું માણસ.
૩. વિ. બિજાપુર તરફના લોકની એક જાતનું.

**ઇલિન** પું. (પુરાણ) સોમવંશી ત્રસુનો દીકરો; ઇલિલ.

**ઇલિની** સ્ત્રી. (પુરાણ) ચંદ્રવંશના મેધાતિથિ રાજાની દીકરી.

**ઇલિયાસ** પું. એ નામના એક નબી; હઝરત ખિજર પયગમ્બર સાહેબના ભાઈ. બેઉ ભાઈઓએ આબે હયાત એટલે અમૃત પીધું હોવાથી પ્રલયકાળ સુધી તેઓ બંને જીવતા મનાય છે. હઝરત ખિજર અલયહિસ્સલામને જળમાર્ગે ભૂલેલાને માર્ગ બતાવવાની અને હઝરત ઇલિયાસ અલયહિસ્સલામને જમીન પર અવળે માર્ગે ચડેલને સીધે રસ્તે ચડાવવાની ફરજ સોંપાયેલી છે. આજ સુધી તેઓ આ કામ બજાવી રહ્યા હોવાનું મનાય છે.

**ઇલિરિક** સ્ત્રી. સ્લેવોનિક ભાષાનો એક પ્રકાર.

**ઇલિલ** પું. (પુરાણ) સોમવંશી ત્રસુનો દીકરો. એની માનું નામ કાલિંદી અને સ્ત્રીનું નામ રથંતરી હતું. ઇલિન, ઇતિ, ત્રસનો, તંસુ એવાં એનાં નામ હતાં. દુષ્યંત, શુર, ભીમ, પ્રવસુ અને વસુ એ નામના એને પાંચ દીકરા હતા.

**ઇલિશ** [ સં. ] સ્ત્રી. એક જાતની માછલી; હિલસા.

**ઇલી** ૧. [ સં. ] સ્ત્રી. કટાર; બે ધારવાળી નાની ટૂંકી તલવાર; કરવાલ.
૨. સ્ત્રી. ડાંગ; નાની ગદાના આકારનો સોટો.

**ઇલીવિશ** [ સં. ] પું. (પુરાણ) એ નામનો ઇંદ્રે જીતેલો એક દૈત્ય.

**ઇલીષ** [ સં. ] સ્ત્રી. એક જાતની માછલી; 'સેબલ'.

**ઇલુપી** ન. એક જાતનું ઝાડ; ઇપ્પી.

**ઇલૂપી** સ્ત્રી. એક જાતની વનસ્પતિ; ઇપ્પી.

**ઇલેક્ટોરેટ** [ અં. ] પું. ચૂંટણી વખતે મત આપવાનાં અધિકારવાળાં માણસોનો સમૂહ.

**ઇલેક્ટ્રમ** ૧. [ અં. ] ન. અંબર.
૨. ન. જર્મન સિલ્વર; નિકલ, જસત અને તાંબાની મેળવણીથી બનતી એક સફેદ ધાતુ.
૩. ન. જૂના વખતમાં વપરાતી, ઝાંખા પીળા રંગની, સોના અને રૂપાની મેળવણીથી બનતી એક ધાતુ.
૪. ન. જેમાં રૂપું રહેલું હોય એવું ઝાંખા પીળાથી પીળાશ પડતા ધોળા રંગનું સોનું.
૫. ન. સોના જેવી દેખાતી, જસત અને તાંબાની મેળવણીની એક ધાતુ; પિત્તળ.

**ઇલેક્ટ્રિક** ૧. [ અં. ] વિ. ઝડપી; ઉતાવળી ગતિવાળું.
૨. વિ. વીજળીનું; વીજળી સંબંધી; વીજળીને લગતું.

**ઇલેક્ટ્રિક ટેલિગ્રાફ** [ અં. ઇલેક્ટ્રિક (વીજળીનું) + ટેલિ (દૂર) + ગ્રાફ (લખાણ) ] પું. વીજળીથી સંદેશા મોકલવાનું યંત્ર; તારનો સંચો.

**ઇલેક્ટ્રિક ટોર્ચ લાઇટ** (ઇલેક્ટ્રિક ટૉર્ચ લાઇટ) [ અં. ઇલેક્ટ્રિક (વીજળીનું) + ટોર્ચ (મશાલ) + લાઇટ (અજવાળું) ] સ્ત્રી. વીજળીની ધોકા બત્તી.

**ઇલેક્ટ્રિક પોકેટ લેમ્પ** (ઇલેક્ટ્રિક પૉકિટ લૅમ્પ) [ અં. ઇલેક્ટ્રિક (વીજળીનું) + પૉકિટ (ખિસ્સું) + લેમ્પ (ફાનસ) ] ન. ખિસ્સામાં રહે તેવું વીજળીનું ફાનસ.

**ઇલેક્ટ્રિક બેલ** [ અં. ઇલેક્ટ્રિક (વીજળીનું) + બેલ (ઘંટ) ] પું. વીજળીથી વાગતી ઘંટડી.

**ઇલેક્ટ્રિકલ** [ અં. ] વિ. વીજળીનું; વીજળી સંબંધી.

**ઇલેક્ટ્રિકલ ઇગ્નિશન** [ અં. ઇલેક્ટ્રિકલ (વીજળીનું) + ઇગ્નિશન (સળગાવવાપણું) ] ન. વીજળીથી સળગાવવાની યોજના.

**ઇલેક્ટ્રિકલ એન્જિનીઅર** [ અં. ઇલેક્ટ્રિકલ (વીજળી સંબંધી) + એન્જિનીઅર (ઇજનેર) ] પું. વીજળી અને તેના સાંચાઓ સંબંધી જ્ઞાન ધરાવનાર માણસ.

**ઇલેક્ટ્રિક લાઇટ** [ અં. ઇલેક્ટ્રિક (વીજળીનું) + લાઇટ (અજવાળું) ] સ્ત્રી. વીજળીની રોશની.

**ઇલેક્ટ્રિશિયન** [ અં. ઇલેક્ટ્રિશન ] પું. વીજળીની વિદ્યામાં નિપુણ; વીજળીના પ્રયોગનો અભ્યાસી.

**ઇલેક્ટ્રિસિટિ** ૧. [ અં. ] સ્ત્રી. વીજળી; વિદ્યુત શક્તિ.
૨. સ્ત્રી. વીજળીથી થતા બનાવોનું જ્ઞાન આપનારી વિદ્યા.

**ઇલેક્ટ્રોન** [ અં. ] પું. ઋણુ એટલે નિષેધક ( નેગેટિવ ) વીજળીનો કણુ. નિષેધક વીજળીના એકમ આવેશ સાથે હમેશા રહેલ પદાર્થનું નાનામાં નાનું કણુ. હમણાં સુધી એવો ખયાલ હતો કે આખું વિશ્વ પરમાણુઓનું બનેલ છે. પણ હાલના પ્રયોગોએ પુરવાર કર્યું કે દરેક પરમાણુ વીજળીના કણોના બનેલ છે. બધાં તત્ત્વોના પરમાણુમાં એક એક ધનવિદ્યુત કણુ હોય અને તેની આજુબાજુ ચક્કર મારનાર એક કે વધારે ઋણુવિદ્યુત કણુ હોય છે. એક તત્ત્વના પરમાણુમાંના ઇલેક્ટ્રોન બીજાના પરમાણુમાંના ઇલેક્ટ્રોન કરતાં ઓછાવત્તા હોય છે. એક ઇલેક્ટ્રોનનો ભાર હાઇડ્રોજનનો ૧૮૪૫મો ભાગ છે.

**ઇલેક્ટ્રોપથિ** [ અં. ઇલેક્ટ્રો ( વીજળીનું ) + પથિ ( ઉપચાર ) ] સ્ત્રી. રોગના વીજળીથી થતા ઉપચાર.

**ઇલેક્ટ્રોપ્લેટ** ૧. ન. વીજળીથી ઢોળ ચડાવેલ વસ્તુ.
૨. [ અં. ઇલેક્ટ્રો ( વીજળીનું ) + પ્લેટ ( પતરું ) ] સ. ક્રિ. વીજળીથી ઢોળ ચડાવવો.

**ઇલેક્ટ્રોપ્લેટિંગ** ૧. [ અં. ] ન. વીજળીથી ચિત્રો છાપવાની તખ્તી બનાવવી તે.
૨. ન. સોનારૂપાનો અથવા કોઈ ધાતુનો ઢોળ વીજળીની મદદથી બીજી ધાતુ ઉપર ચડાવવાની રીત.

**ઇલેક્ટ્રો મેગ્નેટ** ( ઇલેક્ટ્રો મેગ્નટ ) [ અં. ઇલેક્ટ્રો ( વીજળીનું ) + મેગ્નટ ( લોહચુંબક ) ] ન. એક જાતનું લોહચુંબક. લોઢાના સળિયા ઉપર ધાતુનો તાર વીંટાળી તે તારમાંથી વીજળીનો પ્રવાહ પસાર કરતાં તે સળિયામાં લોહચુંબકનો ગુણ આવે છે. વીજળીક શક્તિનો પ્રવાહ વહેતો બંધ થાય એટલે તેમાં લોહચુંબકનો ગુણ રહેતો નથી.

**ઇલેક્ટ્રોસ્કોપ** [ અં. ઇલેક્ટ્રો ( વીજળીનું ) + સ્કોપ ( જોવાનું સાધન ) ] ન. વીજળી છે કે નહિ અથવા તેની જાત દર્શાવતું યંત્ર.

**ઇલેક્શન** [ અં. ] ન. પસંદગી; ચૂંટણી.

**ઇલેન્ચી** ન. લાંબા કદનું, ટોચે નાનું અને નીચે ગોળ એક જાતનું મોતી.

**ઇલેવન** ૧. સ્ત્રી. ક્રિકેટ જેવી રમતમાં અગિયાર રમનારાની ટોળી.
૨. [ અં. ] વિ. અગિયાર; ૧૧.

**ઇલેસ્ટિક** [ અં. ] વિ. સ્થિતિસ્થાપક.

**ઇલેસ્ટિસિટિ** ( ઇલેસ્ટિસિટિ ) [ અં. ] વિ. સ્થિતિસ્થાપકતા.

**ઇલો** સ. નામ ઉપરથી વિશેષણ બનાવનાર નરજાતિનો પ્રત્યય. જેમકે, ખોડ–ખોડીલો, ટેક–ટેકીલો.

**ઇલોતા** [ હિં. ] પું. પડદો.

**ઇલોરા** સ્ત્રી. નિઝામ રાજ્યમાં દૌલતાબાદ પાસે આવેલું એ નામનું એક ગામ. ત્યાંની ગુફાઓમાં એક દશાવતારનું મંદિર છે. તેમાં વિષ્ણુ સર્પ ઉપર બેઠેલા છે. આ ઉપરાંત બીજી ઘણી મૂર્તિ છે. ઈ.સ. ૬૦૦ થી ૮૦૦ સુધીમાં આ ઠેકાણે બંધાયેલાં મંદિરો આજ સુધી જગતભરમાં શિલ્પકળામાં મુખ્ય ભાગ લે છે. અગાઉ ત્યાં બૌદ્ધ ધર્મનો એક મોટો મઠ હતો.

**ઇલોહા** [ અ. ઇલાહ ] પું. દેવ.

**ઇલ્કા** પું. નીચે ફેંકવું તે.
ઇલ્કા યે હજર = પથ્થર ફેંકવો તે. મુસલમાન કાયદા પ્રમાણે આ ગુનો ગણાય છે.

**ઇલ્જામ** [ અ. ઇલ્ઝામ ] પું. દોષારોપણ; આળ; આરોપ; તહોમત. જુઓ ઇલ્ઝામ.

**ઇલ્ઝામ** ( ઇલ્ઝામ ) ૧. [ અ. લઝમ ( તેણે આળ મૂક્યું ) ] પું. આળ; આરોપ.
૨. પું. ઠપકો.

**ઇલ્તમાશ** [ અ. ઇલ્તિમાસ ] સ્ત્રી. વિનતિ; અરજ.

**ઇલ્તિજા** ૧. [ અ. ] સ્ત્રી. અરજી.
૨. [ અ. લજા ( તે આશરા માટે ગયો ) ] સ્ત્રી. આશ્રય.
૩. સ્ત્રી. કાલાવાલા; આજીજી.
૪. સ્ત્રી. જરૂરની વખતે ઊડવું તે.
૫. સ્ત્રી. નિવેદન.
૬. સ્ત્રી. બંદગી; પ્રાર્થના.
૭. સ્ત્રી. માગણી.

**ઇલ્તિઝામ** ( ઇલ્તિઝામ ) ૧. [ અ. લઝમ ( તે ખંતીલો હતો ) ] પું. ખંતીલું હોવાપણું.
૨. [ અ. લઝમ ( તે જરૂરનું હતું ) ] પું. જરૂરનું હોવાપણું.

**ઇલ્તિફાત** ( ઇલ્તિફાત ) ૧. [ અ. લતફ ( તેણે કૃપા કરી ) ] સ્ત્રી. કૃપા; મહેરબાની.
૨. સ્ત્રી. માન; વિવેક.
૩. સ્ત્રી. લુપ્તચિહ્ન; શબ્દમાં કોઈ અક્ષર પડતો મૂક્યાની નિશાની.

**ઇલ્તિબા** [ અ. ] પું. નક્કી કરેલ વખત સચવાવો નહિ તે; ઢીલ; વિલંબ. આ શબ્દનો પ્રયોગ કોર્ટના કામમાં વધારે થાય છે.

**ઇલ્તિબાસ** [ અ. લબસ ( તે મૂંઝવણમાં પડ્યો ) ] સ્ત્રી. મૂંઝવણ; અકળામણ; ગભરામણ.

**ઇલ્તિમાસ** ૧. [ અ. લમસ ( તેણે અરજ કરી ) ] સ્ત્રી. અરજ; વિનતિ; પ્રાર્થના.
૨. સ્ત્રી. નિવેદન; સંબોધન.

**ઇલ્તિયામ** ૧. [ અ. ] ન. સાજું કરવું તે.
૨. વિ. શાંતિ પમાડે તેવું.

**ઇલ્તિવા** [ અ. ઇલ્તિબા ] પું. મુલતવી રાખવું તે; ઢીલ કરવાપણું; વિલંબ.

**ઇલ્તિહાબ** [ અ. ] પું. ગરમી.

**ઇલ્મ** ૧. [ અ. ] પું. ઉપાય; યુક્તિ; તજવીજ.
૨. પું. જાદુ; જંતરમંતર.
૩. [ અ. અલમ ( તેણે જાણ્યું ) ] પું. જ્ઞાન; વાકેફગારી; જાણ.
૪. પું. વિદ્યા; શાસ્ત્ર; કળા.

**ઇલ્મખાન** ( ઇલ્મખ્વાન ) ૧. [ અ. ઇલ્મ ( શાસ્ત્ર ) + ખ્વાન ( વાંચનાર ) ] પું. વિદ્યાર્થી.
૨. વિ. મહેનતુ.

**ઇલ્મદાન** ૧. [ અ. ઇલ્મ ( વિદ્યા ) + ફા. દાન ( જાણનાર ) ] વિ. વિદ્વાન.
૨. વિ. સમજુ; ડાહ્યું.

**ઇલ્માસ** [ ફા. ] પું. હીરો.
ઇલ્માસ તરાશ = પાસા પાડેલું.

**ઇલ્મિયત** ૧. [ અ. ઇલ્મ ( જાદુ ) ] સ્ત્રી. જાદુનું જ્ઞાન.
૨. સ્ત્રી. શાસ્ત્રનું જ્ઞાન.

**ઇલ્મી** ૧. [ અ. ઇલ્મ ( જાદુ ) ] વિ. જાદુગર; મંત્રતંત્ર જાણનાર.
૨. વિ. યુક્તિબાજ; હુન્નરી.
૩. [ અ. ઇલ્મ ( વિદ્યા ) ] વિ. શાસ્ત્રનું; વિજ્ઞાન સંબંધી.
૪. વિ. શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર.

**ઇલ્મી બહસ** [ અ ઇલ્મ ( વિદ્યા ) + બહસ ( ચર્ચા ) ] ન. શાસ્ત્ર સંબંધી ચર્ચા.

**ઇલ્મી મજલિસ** [ અ. ઇલ્મ ( વિદ્યા ) + મજલિસ ( સભા ) ] સ્ત્રી. વિદ્વાનોની સભા.

**ઇલ્મી મુબાહિસા** [ અ. ઇલ્મ ( વિદ્યા ) + મુબાહિસા ( ચર્ચા ) ] ન. શાસ્ત્ર સંબંધી ચર્ચા.

**ઇલ્મુલયકીન** ૧. [ અ. ઇલ્મ ( જ્ઞાન ) + અલ ( તે ) + યકીન ( અમુક ) ] ન. અમુક જ્ઞાન.

૨. ન. પ્રદર્શન.

**ઇલ્મે અખલાક** (ઇલ્મે અખ્લાક્) [અ. ઇલ્મ (જ્ઞાન) + અખલાક (નીતિ)] સ્ત્રી. ઉપદેશ આપવાની વિદ્યા.

**ઇલ્મે અદબ** [અ. ઇલ્મ (જ્ઞાન) + અદબ (નીતિ)] સ્ત્રી. સાહિત્યશાસ્ત્ર.

**ઇલ્મે અરૂઝ** (ઇલ્મે અરૂઝ) [અ. ઇલ્મ (જ્ઞાન) + અરૂઝ (કવિતા)] સ્ત્રી. કવિતા બનાવવાની કળા.

**ઇલ્મે અસમા** [અ. ઇલ્મ (જ્ઞાન) + અસમા (ઇસ્મ એટલે નામનું બહુવચન)] ન. ઈશ્વરનાં નામ અને ગુણ જાણવાં તે.

**ઇલ્મે આબ** [અ. ઇલ્મ (જ્ઞાન) + આબ (પાણી)] સ્ત્રી. જળવિદ્યા.

**ઇલ્મે આવાઝ** (ઇલ્મે આવાઝ) [અ. ઇલ્મ (જ્ઞાન) + આવાઝ (અવાજ)] ન. નાદશાસ્ત્ર.

**ઇલ્મે ઇલાહી** [ઇલ્મ (જ્ઞાન) + ઇલાહી (ઈશ્વરી)] ન. ધર્મશાસ્ત્ર.

**ઇલ્મે ઉરૂઝ** (ઇલ્મે ઉરૂઝ) [અ. ઇલ્મ (જ્ઞાન) + અરૂઝ (કવિતા)] ન. પિંગળ.

**ઇલ્મે કયાફા** (ઇલ્મે કયાફ઼ા) [અ. ઇલ્મ (જ્ઞાન) + કયાફા (મુખાકૃતિ)] ન. ઇંદ્રિયવિજ્ઞાન.

**ઇલ્મે કલામ** ૧. [અ.] ન. ઊંડું જ્ઞાન. ૨. [અ. ઇલ્મ (જ્ઞાન) + કલામ (શબ્દ)] ન. ભાષણ કરવાની વિદ્યા; છટાથી બોલવાનું જ્ઞાન.

**ઇલ્મે કીમિયા** [અ. ઇલ્મ (જ્ઞાન) + કીમિયા (રસાયન)] ન. રસાયણશાસ્ત્ર.

**ઇલ્મે ગૈબ** [અ. ઇલ્મ (જ્ઞાન) + ઘૈબ (ભેદ)] ન. ગર્ભવિદ્યા.

**ઇલ્મે ઘયેબ** [અ. ઇલ્મ (જ્ઞાન) + ઘયેબ (સંતાડેલું)] ન. ગુપ્ત જ્ઞાન.

**ઇલ્મે જમાદાત** [અ. ઇલ્મ (જ્ઞાન) + જમાદાત (ખનીજ)] ન. ખનીજશાસ્ત્ર.

**ઇલ્મે જરે સકીલ** [અ. ઇલ્મ (જ્ઞાન) + જર (ખેંચવું તે) + સકીલ (મજબૂત)] ન. ગતિશાસ્ત્ર.

**ઇલ્મે જાન** [અ. ઇલ્મ (જ્ઞાન) + જાન (જિંદગી)] ન. જીવવિદ્યા.

**ઇલ્મે જુગ્રાફિયા** [અ. ઇલ્મ (જ્ઞાન) + જુગ્રાફિયા (ભૂગોળ)] સ્ત્રી. ભૂગોળ.

**ઇલ્મે તબાઈ** [અ. ઇલ્મ (જ્ઞાન) + તબાઈ (જડ)] સ્ત્રી. વસ્તુવિદ્યા.

**ઇલ્મે તવારીખ** [અ. ઇલ્મ (જ્ઞાન) + તવારીખ (ઇતિહાસ)] પું. ભૂતકાળનું વર્ણન; ઇતિહાસ.

**ઇલ્મે તશરીહ** [અ. ઇલ્મ (જ્ઞાન) + તશરીહ (શરીર સંબંધી વિદ્યા)] ન. શારીર વિજ્ઞાન.

**ઇલ્મે તસવ્વુફ** (ઇલ્મે તસવ્વુફ઼) ૧. [અ. ઇલ્મ (જ્ઞાન) + તસવ્વુફ (ગૂઢવાદ)] ન. ગૂઢ શાસ્ત્ર.
૨. ન. સૂફીવાદ.

**ઇલ્મે તિબ્બ** [અ. ઇલ્મ (જ્ઞાન) + તિબ્બ (દવા)] ન. વૈદ્યકશાસ્ત્ર.

**ઇલ્મે દીન** [અ. ઇલ્મ (જ્ઞાન) + દીન (ધર્મ)] ન. ધર્મશાસ્ત્ર.

**ઇલ્મે દીની** [અ. ઇલ્મ (જ્ઞાન) + દીની (ધર્મ સંબંધી)] ન. ધર્મને લગતું શાસ્ત્ર.

**ઇલ્મે નબાતાત** [અ. ઇલ્મ (જ્ઞાન) + નબાતાત (છોડ)] ન. વનસ્પતિશાસ્ત્ર.

**ઇલ્મે નુજૂમ** ૧. [અ. ઇલ્મ (જ્ઞાન) + નુજૂમ (તારાઓ)] ન. ખગોળશાસ્ત્ર.
૨. ન. જ્યોતિષશાસ્ત્ર.

**ઇલ્મે ફેલસફા** (ઇલ્મે ફ઼ેલસફ઼ા) [અ. ઇલ્મ (જ્ઞાન) + ફ઼લ્સફ઼ત (તત્ત્વ)] સ્ત્રી. ફિલસૂફી.

**ઇલ્મે ફિકહ** (ઇલ્મે ફ઼િક્હ) [અ. ઇલ્મ (જ્ઞાન) + ફિકહ (ધાર્મિક કાયદો)] ન. ન્યાયશાસ્ત્ર.

**ઇલ્મે ફિકહોહદીસ** (ઇલ્મે ફ઼િક્હોહદીસ) [અ. ઇલ્મ (જ્ઞાન) + ફિકહ (ધાર્મિક કાયદો) + વ (અને) + હદીસ (રિવાજ)] પું. ધાર્મિક કાયદો.

**ઇલ્મે બયાન** ૧. [અ. ઇલ્મ (જ્ઞાન) + બયાન (વર્ણન)] ન. ઊંડું તત્ત્વજ્ઞાન.
૨. ન. બોલવાની કળા.

**ઇલ્મે બલાઘત** ૧. [અ.] ન. તત્ત્વનું ઊંડું જ્ઞાન
૨. [અ. ઇલ્મ (જ્ઞાન) + બલાઘત (છટા)] ન. ભાષણ કરવાની વિદ્યા.

**ઇલ્મે મઆની** ૧. [અ. ઇલ્મ (જ્ઞાન) + મઆની (ઊંડો અર્થ)] ન. ઊંડું તત્ત્વજ્ઞાન.
૨. ન. વક્તૃત્વકળા.

**ઇલ્મે મકનાતીસ** (ઇલ્મે મક઼્નાતીસ) [અ. ઇલ્મ (જ્ઞાન) + મકનાતીસ (લોહચુંબક)] સ્ત્રી. લોઢાનું આકર્ષણ કરવાની વિદ્યા.

**ઇલ્મે મજલિસ** [અ. ઇલ્મ (જ્ઞાન) + મજલિસ (સભા)] સ્ત્રી. સભ્ય રીતભાતનું જ્ઞાન; શિષ્ટાચાર.

**ઇલ્મે મનાઝર** (ઇલ્મે મનાઝર) [અ. ઇલ્મ (જ્ઞાન) + મનાઝર (ચશ્માં)] સ્ત્રી. આંખો તપાસવાની કળા.

**ઇલ્મે મસાહત** [અ. ઇલ્મ (જ્ઞાન) + મસાહત (માપવું તે)] સ્ત્રી. માપકરણ; ક્ષેત્રવ્યવહાર.

**ઇલ્મે મુજ્રિમાના** [અ. ઇલ્મ (જ્ઞાન) + મુજ્રિમ (ફોજદારી)] ન. ફોજદારી ગુનાનું જ્ઞાન.

**ઇલ્મે મુદન** [અ. ઇલ્મ (જ્ઞાન) + મુદન (શહેર)] ન. રાજનીતિશાસ્ત્ર.

**ઇલ્મે મુન્તક** (ઇલ્મે મુન્તક઼) [અ. ઇલ્મ (જ્ઞાન) + મુન્તક (તર્ક)] ન. તર્કશાસ્ત્ર.

**ઇલ્મે મુબહસ** [અ. ઇલ્મ (જ્ઞાન) + મુબહસ (વિચારણા)] ન. તર્કશાસ્ત્ર.

**ઇલ્મે મુસલ્લસ** [અ. ઇલ્મ (જ્ઞાન) + મુસલ્લસ (ત્રિકોણ)] સ્ત્રી. ત્રિકોણમિતિ.

**ઇલ્મે મુસલ્લસ કુરવી** [અ. ઇલ્મ (જ્ઞાન) + મુસલ્લસ (ત્રિકોણ) + કુરવી (ગોળ)] સ્ત્રી. ગોળ ત્રિકોણમિતિ.

**ઇલ્મે મુસલ્લસ મુસાહત** [અ. ઇલ્મ (જ્ઞાન) + મુસલ્લસ (ત્રિકોણ) + મુસાહત (ક્ષેત્રફળ)] સ્ત્રી. ક્ષેત્ર ત્રિકોણમિતિ.

**ઇલ્મે મૂસીકી** [અ. ઇલ્મ (જ્ઞાન) + મૂસીકી (સંગીત)] સ્ત્રી. સંગીતશાસ્ત્ર.

**ઇલ્મે મોજૂદાત** [અ. ઇલ્મ (જ્ઞાન) + મોજૂદ (હયાત ચીજો)] સ્ત્રી. કુદરતી દેખાવ સંબંધી વિદ્યા.

**ઇલ્મે રકમ** (ઇલ્મે રક઼મ) [અ. ઇલ્મ (જ્ઞાન) + રકમ (ગણિત)] ન. અંકગણિત.

**ઇલ્મે રમલ** [અ. ઇલ્મ (જ્ઞાન) + રમલ (ભવિષ્ય જોવાની વિદ્યા)] સ્ત્રી. પાસા ફેંકી ભવિષ્ય જોવાની વિદ્યા.

**ઇલ્મે રિયાઝી** (ઇલ્મે રિયાઝી) [અ. ઇલ્મ (જ્ઞાન) + રિયાઝી (ગણિત)] ન. ગણિતશાસ્ત્ર.

**ઇલ્મે રૂહાની** [અ. ઇલ્મ (જ્ઞાન) + રૂહાની (આત્માને લગતું)] ન. આત્મજ્ઞાન.

**ઇલ્મે શઅર** [અ. ઇલ્મ (જ્ઞાન) + શઅર (કવિતા)] સ્ત્રી. કવિતા બનાવવાની કળા; કાવ્યકળા.

**ઇલ્મે શુમાર** [અ. ઇલ્મ (જ્ઞાન) + શુમાર (ગણતરી)] ન. અંકગણિત.

**ઇલ્મે સિહર** [અ. ઇલ્મ (જ્ઞાન) + સિહર (જાદુ)] ન. જાદુ; મંત્રતંત્ર.

**ઇલ્મે હવા** [અ. ઇલ્મ (જ્ઞાન) + હવા (પવન)] સ્ત્રી. પવનવિદ્યા.

**ઇલ્મે હિકમત** [અ. ઇલ્મ (જ્ઞાન) + હિકમત

(વિજ્ઞાન)] ન. વિજ્ઞાન.

**ઇલ્મે હિજા** [અ. ઇલ્મ (જ્ઞાન) + હિજા (જોડણી)] ન. લિપિશાસ્ત્ર.

**ઇલ્મે હિસાબ** [અ. ઇલ્મ (જ્ઞાન) + હિસાબ (ગણિત)] ન. અંકગણિત.

**ઇલ્મે હિંદસાણુ** [અ. ઇલ્મ (જ્ઞાન) + હિંદસા (ભૂમિતિ)] સ્ત્રી. ભૂમિતિ.

**ઇલ્મે હિંદસા** [અ. ઇલ્મ (જ્ઞાન) + હિંદસા (ભૂમિતિ)] સ્ત્રી. ભૂમિતિ.

**ઇલ્મે હેવાનાત** [અ. ઇલ્મ (જ્ઞાન) + હેવાનાત (પશુ)] ન. પશુવિદ્યા.

**ઇલ્મે હૈયત** ૧. [અ. ઇલ્મ (જ્ઞાન) + હૈયત (ખગોળ)] ન. ખગોળશાસ્ત્ર.
૨. ન. જ્યોતિષવિદ્યા.

**ઇલ્મો ફઝલ** (ઇલ્મો ફ઼ઝલ) [અ. ઇલ્મ (જ્ઞાન) + વ (અને) + ફ઼ઝલ (સદ્‌ગુણ)] ન. બ. વ. સમજ અને સદ્‌ગુણ.

**ઇલ્લત** ૧. [અ.] સ્ત્રી. આદત; વ્યસન; ખરાબ ટેવ.
૨. સ્ત્રી. એબ; દૂષણ; કલંક.
૩. સ્ત્રી. કચરો.
૪. સ્ત્રી. કારણ; હેતુ; ઉદ્દેશ.
૫. સ્ત્રી. તહોમત; આળ.
૬. સ્ત્રી. દોષ; અપરાધ; ખોડ; ખામી.
૭. સ્ત્રી. બહાનું; મિષ.
૮. સ્ત્રી. બાધા; પીડા; નડતર; વળગાડ.
૯. સ્ત્રી. રોગ; બીમારી; માંદગી; મંદવાડ.

**ઇલ્લતી** ૧. [અ. ઇલ્લત (કચરો)] વિ. કચરાવાળું; ગંદું.
૨. [અ. ઇલ્લત (કલંક) + ઈ (વાળું)] વિ. કલંકવાળું; નામોશી ભરેલું.
૩. [અ. ઇલ્લત (વ્યસન) + ઈ (વાળું)] વિ. ખરાબ ટેવવાળું.
૪. [અ. ઇલ્લત (કારણ)] વિ. ખોટું કારણ આપનાર.
૫. [અ. ઇલ્લત (અપરાધ) + ઈ (વાળું)] વિ. ગુનેગાર; અપરાધી.
૬. [અ. ઇલ્લત (વળગાડ) + ઈ (વાળું)] વિ. જેને વળગાડ હોય એવું.
૭. [અ. ઇલ્લત (રોગ) + ઈ (વાળું)] વિ. માંદું; રોગી.

**ઇલ્લતે ઉબ્નત** [અ. ઇલ્લત (ટેવ) + ઉબ્નત (કુદરત વિરુદ્ધ)] ન. કુદરત વિરુદ્ધ કામ કરાવવાની ટેવ.

**ઇલ્લતે ઘાઈ** [અ. ઇલ્લત (કારણ) + ઘાઈ (છેડો)] ન. છેવટનું કારણ.

**ઇલ્લતે ફાઈલી** (ઇલ્લતે ફ઼ાઈલી) [અ. ઇલ્લત (હેતુ) + ફ઼ાઈલી (અસરકારક)] ન. ખાસ હેતુ.

**ઇલ્લતે માદ્દી** [અ. ઇલ્લત (કારણ) + માદ્દી (ધારાધોરણ મુજબનું)] ન. જરૂરનું કારણ.

**ઇલ્લતે સૂરી** [અ. ઇલ્લત (ઉદ્દેશ) + સૂરી (બહારનું)] ન. બહારનો ઉદ્દેશ.

**ઇલ્લલ** [સં.] ન. એક જાતનું પક્ષી.

**ઇલ્લલહીઓ** [અ. અલ્લાહ (પરમેશ્વર)] વિ. નમાજી; બંદગી કરનાર.

**ઇલ્લલ્લાહ** [અ. અલ (તે) + અલ્લાહ (પ્રભુ)] અ. મદદ માટે ખુદાને બોલાવવા તે.

**ઇલ્લસ** [સં. ઇલ્લિશ] ન. કાળી ચકચકિત બદામી રંગની એક જાતની માછલી; 'સેબલ'. તે સાબખીરીઅમાં સામાન્ય રીતે માલૂમ પડે છે.

**ઇલ્લા** ૧. [અ. અલ્લાહ] પું. ખુદા; અલ્લા; પ્રભુ.
૨. પું. ખુલ્લી જગ્યા અથવા મેદાનમાં આશરે દશ હાથ વ્યાસનું કૂંડાળું કરી રમાતી એક રમત; બમચીકૂંકું. જુઓ ઇલઇલ.
૩. પું. મસો.
૪. અ. ઉપરાંત; વધારામાં.
૫. અ. નહિ તો; નહીંતર.
૬. અ. સિવાય.
૭. અ. હવે હદ થઈ; તોબા.
૮. અ. હાર્યા એમ કહેવાનો શબ્દ.

**ઇલ્લાયજી** ન. હોળીમાં રમવાને કરેલું પૂતળું.

**ઇલ્લિયૂન** ૧. [અ.] ન. સાતમું સ્વર્ગ.
૨. વિ. ઊંચું.

**ઇલ્લિલ્લાહ** [અ. અલ (તે) + અલ્લાહ (પ્રભુ)] અ. મદદ માટે ખુદાને બોલાવવા તે.

**ઇલ્લિશ** [સં.] સ્ત્રી. એક જાતની માછલી. જુઓ ઇલ્લસ.

**ઇલ્લી** ૧. સ્ત્રી. ખુલ્લી જગ્યામાં રમાતી એ નામની રમત; બમચીકૂંકું. જુઓ ઇલઇલ.
૨. અ. હાર્યા એમ કહેવાનો શબ્દ.

**ઇલ્વકા** [સં.] પું. (જ્યોતિષ) મૃગશિર નક્ષત્રમાં ઉપરના પાંચ તારા; ઇલ્વલા.

**ઇલ્વણ** પું. એક કપટી અસુરનું નામ. અગસ્ત્ય મુનિની બીકથી તે દરિયામાં સંતાઈ ગયો હતો અને તેથી મુનિ સાગરનું પાણી પી ગયા.

**ઇલ્વલ** ૧. [સં.] પું. (પુરાણ) એ નામનો એક દૈત્ય; હિરણ્યકશિપુની બ્હેન સિંહિકાના તેર માંહેનો પાંચમો દીકરો. એક વખત ઇલ્વલે કોઈ ઋષિની પ્રાર્થના કરી કે મને ઇંદ્રના જેવો પરાક્રમી દીકરો આપો. ઋષિએ પ્રાર્થના ન સ્વીકારવાથી એ બ્રાહ્મણ માત્રનો દ્વેષ કરવા લાગ્યો. કોઈ બ્રાહ્મણ આવ્યો કે પોતે માણસ રૂપે એનો આદરસત્કાર કરે. બકરાનું રૂપ ધારણ કરેલા તેના નાના ભાઈ વાતાપિને રાંધીને જમાડે. બ્રાહ્મણ જમીને જવા માંડે કે ઇલ્વલ તેના ભાઈને નામ લઈ બોલાવે એટલે વાતાપિ એનું પેટ ફાડી બહાર આવે અને બ્રાહ્મણ મરણ પામે. આમ તેણે હજારો બ્રહ્મહત્યા કરી. એક વખતે અગસ્ત્ય ઋષિને પૈસાની જરૂર પડવાથી અને ઇલ્વલ ઘણો ધનવાન છે એમ સાંભળી તેની પાસે ગયા. તેને જોઈને પોતાની રીત પ્રમાણે એણે કપટથી અગસ્ત્યનો સત્કાર કર્યો. એમની પૂજા કરીને જમવા સારુ રાખ્યા. બકરાનું રૂપ લીધેલ વાતાપિને રાંધી અગસ્ત્ય ઋષિને જમાડ્યા, પણ વાતાપિને ઋષિએ પેટમાં જ પચાવી દીધો. ઇલ્વલને પણ બીક લાગવાથી તે ઋષિને શરણે ગયો. ઋષિએ કહ્યું કે તને અભય છે, પણ મારે પૈસા જોઈએ છે તે આપ. પછી ઇલ્વલે ઋષિને બહુ પૈસા આપી વિદાય કર્યા. ત્યારબાદ બ્રાહ્મણોનો દ્વેષ તજીને તે સુખે રહ્યો.
૨. પું. (પુરાણ) પ્રહ્લાદને ધમનીથી થયેલ એ નામનો એક દીકરો.
૩. સ્ત્રી. એક જાતની માછલી; ઇલ; ચરપના સમુદ્રમાં થતી સર્પના જેવી બામ માછલી. તેને ભીંગડાં અને પેટ પાસેની પાંખો જેવી બાજુ હોતાં નથી.
૪. ન. ઇલોરા નામનું ગુફાઓ માટે પ્રખ્યાત એક ગામ.

**ઇલ્વલપુર** ન. નિઝામ રાજ્યમાં દૌલતાબાદ પાસે આવેલ ઇલોરા ગામનું જૂનું નામ. તે ગુફાઓ માટે પ્રખ્યાત છે.

**ઇલ્વલા** [સં.] પું. (જ્યોતિષ) મૃગશિર નક્ષત્રમાં ઉપરના પાંચ તારા; ઇલ્વકા.

**ઇલ્હાક** ૧. [અ. લહક (તેણે જોડ્યું)] પું. જોડાણ; સંબંધ.
૨. પું. દાવામાં બે બાજુ પાસેથી અગાઉથી લેવાતી ફી.
૩. પું. વધારો; ઉમેરો.

**ઇલ્હાદ** ૧. પું. ઇસ્લામ ધર્મમાં અશ્રદ્ધા.
૨. [અ. લહદ (તે નાસ્તિક હતો)] પું. નાસ્તિકતા; ઈશ્વર, પરલોક, કર્મફળ વગેરેમાં નહિ માનવાપણું.

**ઇલ્હાન** ૧. [અ. લહન (તે મધુરું ગાતો હતો)] પું. સારો અવાજ.
૨. પું. સૂર.

**ઇલ્હામ** ૧. [ અ. લહમ ( તેને પ્રેરણા થઈ ) ] પું. અંતઃકરણની લાગણી; પ્રેરણા.
૨. પું. દેવવાણી.

**ઇલ્હામે રબ્બાની** [ અ. ઇલ્હામ ( પ્રેરણા ) + એ ( નું ) + રબ્બાની ( ખુદાનું ) ] સ્ત્રી. ઈશ્વરી પ્રેરણા.

**ઇલ્હાહ** ન. આજીજી; અતિ આગ્રહ; કાલાવાલા.

**ઇવ** ૧. [ સં. ] અ. જાણે; જેમ.
૨. અ. પેઠે; માફક; સદશ; તુલ્ય; ઉપમાવાચક અવ્યય.

**ઇવજ** ( ઇવઝ ) ૧. [ અ. ] પું. એકને બદલે બીજી વસ્તુ મૂકવી તે.
૨. પું. બદલો.
૩. પું. રોકડનાણું.
૪. અ. બદલે.

**ઇવઝનામા** ( ઇવઝનામા ) [ અ. ઇવઝ ( બદલો ) + ફ઼ા. નામા ( ખત ) ] ન. બદલાનો લિખિત કરાર.

**ઇવઝમુઆવઝા** ( ઇવઝમુઆવઝા ) [ અ. ] પું. હેરફેર; અદલાબદલી.

**ઇવઝી** ( ઇવઝી ) [ અ. ઇવઝ ( બદલો ) ] વિ. અવેજી; બદલે આપેલું.

**ઇવડા** ( ઇવડ઼ા ) ૧. વિ. ( ડિંગળ ) એવડું.
૨. વિ. જેવું.

**ઇવડી** ( ઇવડ઼ી ) ૧. વિ. સ્ત્રી. ( ડિંગળ ) એવડી; ઇતની.
૨. વિ. સ્ત્રી. જેવી; એેસી.

**ઇવરા** ૧. પું. જૈન ઓસવાળ કોમની એક પેટા જ્ઞાતિ.
૨. ન. ઓસવાળ કોમની એ નામની પેટા જ્ઞાતિનું માણસ.
૩. વિ. ઓસવાળ કોમની એ નામની પેટા જ્ઞાતિનું.

**ઇવર્ણ** [ સં. ઇ ( મૂળાક્ષરોમાંનો એક સ્વર ) + વર્ણ ( અક્ષર ) ] પું. ઇ કે ઈ અક્ષર.

**ઇવાઝદ** ( ઇવાઝદ ) [ અ. ] ન. હેરફેર કરવાપણું.

**ઇવેપોરેશન** [ અં. ] ન. પ્રવાહી અથવા ઘનરૂપમાંથી વરાળ અથવા વાયુરૂપ થવું તે.

**ઇવોલ્યુશનરિ** [ અં. ] વિ. વિકાસક્રમ પ્રમાણે થતું; પરિણામવાદને અનુસરતું; જાતિવિશેષો ( સ્પીશીઝ ) એકદમ નવા સર્જાયા નથી પણ અગાઉ પ્રચલિત એવા આકારો ઉપરથી ધીમે ધીમે વિકાસ પામ્યા હોય એવા મત સંબંધી.

**ઇશ** ૧. અ. જેવું.
૨. અ. ધિક્કારસૂચક શબ્દ; ફુહ, છટ્ વગેરે તુચ્છકાર બતાવનાર શબ્દ.

**ઇશક** ( ઇશક઼ ) ૧. [ અ. ઇશ્ક ( ચાહવું ) ] પું. આસક્તિ; હદથી વધારે પ્રીતિ; પ્રેમ; લગની; વહાલ; સ્નેહ; પ્યાર. આ શબ્દ ઇશ્કહ એટલે અમરવેલ ઉપરથી થયો છે. એનો નિયમ એવો છે કે જે ઝાડ ઉપર તે ચડે તેને તે સૂકવી નાખે. ઇશ્કનો રોગ જેને લાગુ પડે તે સુકાઈ જઈને પીળો પડી જાય એ ઉપરથી આ શબ્દ યોજાયો છે.
૧. ઇશક આંધળો છે = પ્રેમ કંઈ જોતો નથી. પ્રેમમાં મગ્ન થયેલ માણસ પ્રેમનું પાત્ર, સ્થળ કે સમયનો વિચાર કર્યા વિના આંધળાની જેમ વર્તે છે.
૨. ઇશક ન જુએ જાત કજાત = પ્રેમ આંધળો છે.
૩. ઇશકના માર્યાં ગાજરાં ખાવાં = પ્રેમ આંધળો છે. ભૂખ્યો માણસ કંઈ ખાવાનું ન મળે તો ગાજર પણ ખાઈ જાય તેમ પ્રેમમાં આંધળો બનેલ માણસ ગમે તેવા માણસ પાછળ વિચાર કર્યા વિના પ્રેમ કરે છે.
૪. ઇશકના માર્યા ચપ્પણમાં ખાય = પ્રેમઘેલું માણસ ગમે તેની સાથે પ્રેમ કરે છે.
૫. ઇશકની મારી જાય નાતરે, અને સાલ્લો કાઢીને પાથરે = જે પ્રેમની ખાતર પરણે તેને ખાવાપીવાનાં સાંસાં હોય.
૬. ઇશકનો માર્યો ઠીકરામાં ખાય = પ્રેમ આંધળો છે. ખાવાનું કંઈ સાધન ન હોય તો માણસને ઠીકરા જેવા પાત્રમાં પણ ખાવું પડે, તેમ પ્રેમની પાછળ ઘેલો થયેલ માણસ ગમે તેવી વ્યક્તિ સાથે પોતાની સ્થિતિનો વિચાર કર્યા વિના પ્રેમ કરે છે.
૭. તમાશાને તેડું નહિ ને ઇશકનું મૂલ નહિ = પ્રેમ અમૂલ્ય છે.
૨. પું. ગાંડાઈ; ઘેલછા.
૩. પું. રતિ.
૪. પું. રાગ; આવેશ.
૫. પું. વિષયેચ્છા; કામવિકાર.
૬. પું. શૃંગાર.
૭. પું. સંભોગ.
૮. પું. સ્ત્રીપુરુષ વચ્ચેનો પ્રેમ; ચાહના.

**ઇશકદારી** ( ઇશક઼દારી ) ૧. [ અ. ઇશક ( પ્રેમ ) + ફ઼ા. દાર ( વાળું ) + ઈ ( પણું ) ] સ્ત્રી. કામીપણું; કામાંધતા.
૨. સ્ત્રી. પ્રેમીપણું; પ્રેમાસક્તિ.
૩. સ્ત્રી. રંડીબાજી; લંપટતા.

**ઇશકપેચ** ન. લાલ ફૂલવાળી અને સૂતર જેવાં પાંદડાંવાળી એક જાતની વેલ; ઇશકપેચાં.

**ઇશકબાજ** (ઇશક઼બાજ) ૧. [ અ. ઇશક ( પ્રેમ ) + ફ઼ા. બાઝ ( રમનાર ) ] વિ. કામી; પ્રેમમાં મશગૂલ; પ્રણયી; પ્રેમી; આશક.
૨. વિ. છિનાળવું; રંડીબાજ.

**ઇશકબાજી** (ઇશક઼બાજી) ૧. [ અ. ઇશક ( પ્રેમ ) + ફ઼ા. બાઝી ( રમત ) ] સ્ત્રી. કામાંધપણું; પ્રેમાસક્તિ.
૨. સ્ત્રી. પ્રેમમસ્તી; ભોગવિલાસ.
૩. સ્ત્રી. રંડીબાજી; લંપટતા.

**ઇશકભાજ** ( ઇશક઼ભાજ ) [ અ. ઇશક ( પ્રેમ ) + ફ઼ા. બાઝ ( રમનાર ) ] વિ. ( કચ્છી ) ઇશકમાં ખેલનાર; પ્રેમમાં મશગૂલ. જુઓ ઇશકબાજ.

**ઇશકભાજી** ( ઇશક઼ભાજી ) [ અ. ઇશક ( પ્રેમ ) + ફ઼ા. બાઝી ( રમત ) ] સ્ત્રી. ( કચ્છી ) પ્રેમાસક્તિ. જુઓ ઇશકબાજી.

**ઇશકિયું** ( ઇશક઼િયું ) [ અ. ઇશ્કિયહ ( પ્રેમ ( સંબંધી ) ] વિ. જેમાં ઇશ્કનું વર્ણન હોય તેવું; પ્રેમને લગતું; પ્રેમમય.

**ઇશકી** ( ઇશક઼ી ) ૧. [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ફ઼ા. ઈ ( સંબંધી ) ] પું. છેલબટાઉ; ફાંકડો માણસ.
૨. વિ. પ્રેમી; કામઘેલું.
૩. વિ. ફક્કડ; છેલ.
ઇશકી માણસ = વરણાગિયો માણસ; ફાંકડો.
૪. વિ. શોખીન; કોડીલું.

**ઇશકી ટટ્ટુ** (ઇશક઼ી ટટ્ટુ) ૧. [ ઇશકી ( છેલ ) + ટટ્ટુ (નાનું ઘોડું) ] પું. ઇશકબાજ; છેલછબીલો.
૨. ન. પ્રેમમાં લીન થયેલ માણસ.

**ઇશકી લાલ** (ઇશક઼ી લાલ) [ઇશકી ( કામઘેલું ) + લાલ ( છેલ ) ] પું. ફાંકડો માણસ; ઇશકી ટટ્ટુ; ઇશકબાજ.

**ઇશત** [ સં. ઈષત્ ] અ. થોડું; લગીર.

**ઇશતેહાર** [ અ. શહર ( તેણે જાહેર કર્યું ) ] પું. જાહેરાત; ઢંઢેરો.

**ઇશરત** ૧. [ અ. ] સ્ત્રી. આનંદ; મોજમજા; સુખચેન; ભોગવિલાસ.
૨. સ્ત્રી. આનંદની વાતચીત.

**ઇશરતખાના** ( ઇશરતખાના ) [ અ. ઇશરત ( આનંદ ) + ફ઼ા. ખાના ( ઘર ) ] ન. આનંદ કરવાનું મકાન.

**ઇશરતગાહ** [ અ. ઇશરત ( આનંદ ) + ફ઼ા. ગાહ ( ઠેકાણું ) ] પું. આનંદ કરવાની જગ્યા.

**ઇશરતફ઼ઝા** ( ઇશરતફ઼ઝા ) [ અ. ઇશરત ( આનંદ ) + ફ઼ઝા ( વધારનાર ) ] વિ. આનંદ વધારનાર.

**ઇશરાક** ૧. [ અ. શરક ( તેણે ભાગ રાખ્યો ) ] પું. ભાગીદારી.

૨. [ અ. શરક ( તે ઊગ્યો ) ] પું. સૂર્યોદય; સૂરજનો ઉદય.

૩. પું. સૌંદર્ય; ભભકો.

૪. [ અ. શરક ( સૂરજ ઊગ્યો ) ] સ્ત્રી. મળસકાની નમાઝ.

**ઇશરાકી** ૧. [ અ. શરક ( તે ઊગ્યો ) ] વિ. પૂર્વ તરફનું.

૨. વિ. સવારનું.

ઇશરાકી નમાઝ = સવારની બંદગી.

**ઇશલાકા** [ સં. શલાકા ] સ્ત્રી. સળી; નાસૂરમાં મૂકવાની અને પેશાબ ઉતારવા મુકાતી એષણી.

**ઇશહાદ** [ અ. શહદ ( તેણે સાક્ષી આપી ) ] પું. પુરાવો; સાખ.

**ઇશા** ૧. [ અ. ] પું. રાત્રિનો પહેલો પહોર.

ઇશાની નમાઝ = રાત્રિના પહેલા પહોરની નમાઝ.

૨. સ્ત્રી. રાત્રે નવ વાગ્યે પઢવામાં આવતી પાંચમી નમાઝ.

ઇશા સલાત = સાંજની નમાઝ.

**ઇશારત** ૧. [ અ. શઅર ( તેણે બતાવ્યું ) ] સ્ત્રી. અંગના હલનચલનથી બીજા માણસને અપાતી ચેતવણી; સાન; સંકેત.

માણસને ઇશારત અને ગધેડાને ડફણાં = સાનમાં સમજે એ માણસ. ગધેડાને સમજાવવા માટે લાકડી મારવાની જરૂર રહે, પણ સમજુ માણસને ઇશારો પૂરતો છે.

૨. સ્ત્રી. ચિહ્ન; નિશાની; સંજ્ઞા.

૩. સ્ત્રી. ટૂંકાણમાં ખુલાસો.

**ઇશારતન** ૧. [ અ. ઇશારત ( નિશાની ) ] અ. આડકતરી રીતે.

૨. અ. ખાતરીપૂર્વક.

**ઇશારતવિદ્યા** [ ઇશારત ( સંકેત ) + વિદ્યા ( કળા ) ] સ્ત્રી. સાનથી અને હાથના ચાળાથી વિચાર જણાવવાની કળા; કરપલ્લવી.

**ઇશારો** ૧. [ અ. શઅર ( તેણે બતાવ્યું ) ] પું. અણસારો; ચેતવણી; સંકેત; ચેષ્ટા; સાન.

૨. પું. કટાક્ષ; વક્રોક્તિ; ટોણો.

૩. પું. ગુપ્ત પ્રેરણા.

૪. પું. ચિહ્ન; નિશાની; સંજ્ઞા.

ઇશારો કરવો = (૧) આંખથી સમજાવવું. (૨) ખબર કરવી. (૩) ધ્યાનમાં લઈ બોલવું; કહેવું. (૪) નિશાની કરવી. (૫) પ્રેમની નજર કરવી. (૬) હુકમ કરવો.

૫. પું. ટૂંકામાં કહેવાપણું.

૬. પું. તાત્પર્ય; સારાંશ; અન્વય; સાર; માયનો.

૭. પું. પ્રેમની નજર.

૮. પું. બારીક આધાર.

૯. પું. સૂચન; ચેતવણી.

**ઇશારાન** ન. એક જાતનું કાપડ.

**ઇશીકા** [ સં. ] સ્ત્રી. હાથીની આંખનો ડોળો.

**ઇશું** [ સં. ઈદૃશ ] વિ. આવું; આ જાતનું.

ભેદ ન લાભઈ વરણાવરણ,
કલિયુગ તણાં ઇશાં આચરણ. ભીમ

**ઇશ્ક** ( ઇશ્ક઼ ) ૧. પું. કામવિકાર; વિષયેચ્છા; મૈથુનની ઇચ્છા.

૨. પું. ગાંડાઈ; ઘેલછા.

૩. [ અ. ઇશ્કહ ( અમરવેલ ) ] પું. ચાહ; પ્રેમ; લગની; વહાલ; સ્નેહ; પ્યાર. જુઓ ઇશક.

૪. પું. રતિ.

૫. પું. રાગ; આવેશ.

૬. પું. શૃંગાર; વિલાસ.

૭. પું. સંભોગ.

૮. પું. સ્ત્રીપુરુષ વચ્ચેનો પ્રેમ; ચાહના.

**ઇશ્કઅલ્લાહ** ( ઇશ્ક઼અલ્લાહ ) [ અ. ઇશ્ક ( ચાહવું ) + અલ્લાહ ( ઈશ્વર ) ] અ. ઈશ્વરને ચાહો; મુસલમાન ફકીરોમાં સલામ કરવાની એક રીત.

**ઇશ્કખાનું** (ઇશ્ક઼ખાનું) [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ફા. ખાના ( ઘર ) ] ન. પ્રેમ કરવાનું મકાન.

**ઇશ્કગુફતેગો** (ઇશ્ક઼ગુફ઼્તેગો) [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ફા. ગુફતેગો ( વાતચીત ) ] સ્ત્રી. પ્રેમની વાતચીત.

**ઇશ્કદારી** ( ઇશ્ક઼દારી ) ૧. [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ફા. દાર ( વાળું ) + ઈ ( પણું ) ] સ્ત્રી. કામીપણું; કામુકતા; વિષયી હોવાપણું.

૨. સ્ત્રી. પ્રેમીપણું; પ્રેમાસક્તિ.

૩. સ્ત્રી. રંડીબાજી; લંપટતા.

**ઇશ્કપેચાં** ૧. ન. અમેરિકન જસમિનનું ફૂલ.

૨. [ હિં. ] ન. ઝીણાં પાનવાળી અને રાતાં ફૂલવાળી એક જાતની વેલ; આશિક ઉલશનં.

**ઇશ્કબાજ** (ઇશ્ક઼બાજ) ૧. [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ફા. બાઝ ( રમનાર ) ] વિ. કામી; પ્રેમમાં મશગૂલ; પ્રણયી; આશક.

૨. વિ. છિનાળવું; રંડીબાજ.

**ઇશ્કબાજી** (ઇશ્ક઼બાજી) [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ફા. બાઝી ( રમત ) ] સ્ત્રી. ભોગવિલાસ; પ્રેમમસ્તી. જુઓ ઇશ્કબાઝી.

**ઇશ્કબાઝ** ( ઇશ્ક઼બાઝ ) ૧. [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ફા. બાઝ ( રમનાર ) ] વિ. કામી; આશક.

૨. વિ. રંડીબાજ; છિનાળવું.

**ઇશ્કબાઝી** (ઇશ્ક઼બાઝી) ૧. [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ફા. બાઝી ( રમત ) ] સ્ત્રી. પ્રેમાસક્તિ.

૨. સ્ત્રી. ભોગવિલાસ; પ્રેમમસ્તી.

૩. સ્ત્રી. લંપટતા; રંડીબાજી.

**ઇશ્કમિજાજી** ( ઇશ્ક઼મિજાજી ) ૧. [ અ. ઇશ્ક ( પ્રેમ ) + મિઝાજ ( સ્વભાવ ) + ઈ ( પણું ) ] સ્ત્રી. કેવળ કામવાસના.

૨. સ્ત્રી. પ્રેમનો ડોળ; સ્નેહનો ઢોંગ.

**ઇશ્કમિઝાજી** ( ઇશ્ક઼મિઝાજી ) [ અ. ઇશ્ક ( પ્રેમ ) + મિઝાજ ( સ્વભાવ ) + ઈ ( પણું ) ] સ્ત્રી. પ્રેમનો ડોળ. જુઓ ઇશ્કમિજાજી.

**ઇશ્કહ** (ઇશ્ક઼હ) [ અ. ] સ્ત્રી. અમરવેલ. તે જે ઝાડ ઉપર ચડે તેને સૂકવી નાખે એમ મનાય છે.

**ઇશ્ક હૈ** ( ઇશ્ક઼ હૈ ) [ અ. ઇશ્ક ( પ્રેમ ) + હૈ ( શાબાશ ) ] અ. શાબાશ; ઘણું સરસ; વખાણનો ઉદ્ગાર.

**ઇશ્કાલ** ૧. [ અ. ] સ્ત્રી. મુશ્કેલી.

૨. સ્ત્રી. શંકા; સંદેહ.

**ઇશ્કાલી** ૧. [ અ. ] વિ. મુશ્કેલીઓ ઊભી કરનાર.

૨. વિ. શંકા કરનાર.

**ઇશ્કિયું** ( ઇશ્કિ઼યું ) [ ઇશ્ક ( પ્રેમ ) + ઇયું ( વાળું ) ] વિ. પ્રેમવાળું.

**ઇશ્કી** ( ઇશ્કી઼ ) ૧. [ અ. ઇશ્ક ( પ્રેમ ) + ઈ ( સંબંધી ) ] વિ. પ્રેમ કરનારું.

૨. વિ. ફક્કડ; છેલ.

૩. વિ. શોખીન; રંગીલું.

**ઇશ્કે મિજાજી** ( ઇશ્ક઼ે મિજાજી ) ૧. [ અ. ઇશ્ક ( પ્રેમ ) + એ ( નું ) + મિઝાજ ( સ્વભાવ ) + ઈ ( પણું ) ] સ્ત્રી. કેવળ કામવાસના; હલકી જાતનો પ્રેમ.

૨. સ્ત્રી. પ્રેમનો ડોળ.

**ઇશ્કે મિઝાજી** ( ઇશ્ક઼ે મિઝાજી ) [ અ. ઇશ્ક ( પ્રેમ ) + એ ( નું ) + મિઝાજ ( સ્વભાવ ) + ઈ ( પણું ) ] સ્ત્રી. કામવાસના. જુઓ ઇશ્કેમિજાજી.

**ઇશ્કે હકીકી** (ઇશ્ક઼ે હકીકી) [ અ. ઇશ્ક ( પ્રેમ ) + એ ( નું ) + હકીકી ( સાચું ) ] સ્ત્રી. ખરો પ્રેમ; સાચો સ્નેહ.

**ઇશ્ગાલ** [ અ. શગલ ( તે કામમાં હતો ) ] વિ. રોકાયેલું.

**ઇશ્ટામ** [ અં. સ્ટેમ્પ ] પું. ટિકિટ.

**ઇશ્તિમ્આલ** ૧. પું. કજિયાની ઉશ્કેરણી.

૨. [ અ. શઅલ (તેણે સળગાવ્યું) ] પું. ચેતાવવાપણું; સળગાવવાપણું.

**ઇશ્તિઆલક** ૧. [ ફા. ] સ્ત્રી. ઉશ્કેરણી.
૨. સ્ત્રી. ભડકો.

**ઇશ્તિકાક** (ઇશ્તિકાક઼) [ અ. શક્ક (તેણે ભાગ પાડ્યો) ] પું. શબ્દની મૂળ ઉત્પત્તિ; વ્યુત્પત્તિ.

**ઇશ્તિઘાલ** [ અ. શઘલ (તે ગુંથાયો) ] પું. ઉદ્યમ; ધંધો.

**ઇશ્તિદાદ** ૧. પું. કબુલાત.
૨. [ અ. શદ (તે સખત હતું) ] પું. બળમાં વધારો.

**ઇશ્તિબાહ** [ અ. શુબા (શંકા) ] પું. શંકા; સંદેહ.

**ઇશ્તિબાહી** [ અ. શુબા (શંકા) ] વિ. શંકાશીલ; વહેમી.

**ઇશ્તિમાલ** ૧. [ અ. શમલ (તે સમજ્યો) ] પું. સમજ; અક્કલ.
૨. પું. સમાવેશ; સમાસ.

**ઇશ્તિયાક** (ઇશ્તિયાક઼) ૧. [ અ. શવક (તેણે ઇચ્છ્યું) ] સ્ત્રી. અભરખો; આતુરતા; તીવ્ર ઇચ્છા.
૨. સ્ત્રી. શોખ; પ્રેમ.

**ઇશ્તિરા** [ અ. શિરા (વેચાણ, ખરીદી) ] પું. વેપાર.

**ઇશ્તિરાક** ૧. [ અ. શરક (તેણે ભાગ લીધો) ] પું. ભાગીદાર; હિસ્સેદાર.
૨. પું. ભાગીદારી; પંતિયાળું.
૩. પું. ભાગીદારોનું મંડળ.

**ઇશ્તિહા** [ અ. ] સ્ત્રી. ભૂખ; ક્ષુધા.

**ઇશ્તિહાર** ૧. [ અ. શહર (તેણે જાહેર કર્યું) ] પું. ઢંઢેરો; જાહેરાત; ઘોષણા.
૨. પું. પ્રખ્યાતિ; કીર્તિ.
૩. પું. વિનતિપત્ર.
૪. પું. (અર્થશાસ્ત્ર) સૂચના; ચેતવણી.

**ઇશ્તિહારનામા** [ અ. ઇશ્તિહાર (જાહેરાત) + ફા. નામા (પત્ર) ] ન. જાહેરનામું; જાહેરખબર.

**ઇશ્તેઆલ** ૧. [ અ. ] સ્ત્રી. અંજાઈ જવાપણું.
૨. સ્ત્રી. ભભકો.

**ઇશ્તેઆલક** [ અ. ] સ્ત્રી. ભભકો; ઇશ્તેઆલ.

**ઇશ્તેહાર** ૧. પું. કીર્તિ.
૨. [ અ. શહર (તેણે જાહેર કર્યું) ] પું. ઘોષણા; જાહેરાત.
૩. પું. વિનતિપત્ર.
૪. પું. સૂચના.

**ઇશ્તેહારી** [ અ. ] પું. છાની રીતે નાસી ગયેલ માણસ.

**ઇશ્નાઅશરી** ૧. પું. એ નામનો શિયા મુસલમાનનો પંથ.
૨. [ ઇશ્ના (બે) + અશરી (દશ) ] પું. બાર ઇમામને માનનાર શિયા પંથના મુસલમાન. તે બારમા ઇમામને 'ગયબ ઇમામ' માને છે.

**ઇશ્ફાક** (ઇશ્ફ઼ાક઼) [ અ. શફ્ક (તે માયાળુ હતો) ] પું. પ્રેમ; માયા.

**ઇશ્મ** [ સં. ઇષ્મ ] પું. કામદેવ.

**ઇશ્મામ** [ અ. શમીમ (ગંધ) ] પું. સુગંધ.

**ઇશ્યૂ** ૧. [ અં. ] પું. અંત; છેડો.
૨. પું. ચલણમાં મૂકવાપણું.
૩. પું. છલકાઈ જવું તે.
૪. પું. નદીનું મૂળ.
૫. પું. પરિણામ; અંજામ.
૬. પું. ફણગો.
૭. પું. બારણું; દ્વાર; બહાર નીકળવાનો રસ્તો.
૮. પું. મુદ્દો; તર્ક.
૯. પું. લખી આપવું તે.
૧૦. પું. લોહી નીકળવાપણું.
૧૧. પું. વાદનો મુદ્દો; તકરાર ચલાવવાનું કારણ.
૧૨. પું. સંતાન; પ્રજા.
૧૩. પું. સિક્કા કે વર્તમાનપત્રની આવૃત્તિ.

**ઇશ્લોક** ૧. [ સં. શ્લોક ] પું. કવિતાની કડી.
૨. પું. શ્લોક; કાવ્ય.

**ઇશ્વ** ૧. [ અ. ] પું. છાની જોખમી બાબત.
૨. પું. નખરાં; ઇશ્કબાજી.
૩. પું. રાતે છેટેથી જોયેલો અગ્નિ.
૪. પું. રાત્રિના અંધારાની શરૂઆત; સાંજ; સંધ્યા.

**ઇશ્વગર** [ અ. ઇશ્વ (નખરાં) + ગર (કરનાર) ] વિ. નખરાંબાજ.

**ઇશ્વગરી** [ અ. ઇશ્વ (નખરાં) + ગર (કરનાર) + ઈ (પણું) ] સ્ત્રી. નખરાંબાજી; ઇશ્કબાજી.

**ઇષ્** ૧. [ સં. ] સ્ત્રી. અન્ન; ખોરાક.
૨. સ્ત્રી. યાત્રા; પ્રયાણ.
૩. વિ. ઇચ્છા કરવા લાયક.
૪. અ. ક્રિ. પસંદ થવું; ચૂંટાવું; ગમવું.
૫. અ. ક્રિ. વર્ણન કરવું; નિરૂપણ કરવું.
૬. સ. ક્રિ. (ધાતુ) ઇચ્છવું; તલસવું; ઇચ્છા કરવી. તે ઉપરથી નીકળેલ શબ્દ : ઇષ્ટ, ઇષ્ય, ઇચ્છા, ઇષુ, ઇષ્ટા, ઇચ્છિત, એષણા, અભીષ્ટ, ઇચ્છનીય, અનિચ્છા, અનિચ્છનીય, ઇષ્ટિ.
૭. સ. ક્રિ. પસંદ કરવું.
૮. સ. ક્રિ. મેળવવા યત્ન કરવો.
૯. સ. ક્રિ. સંમત થવું.

**ઇષ** ૧. [ સં. ] પું. આસો માસ; કાર્તિકી વર્ષનો બારમો અને ચૈત્રી વર્ષનો સાતમો મહિનો. એની પૂનમ અશ્વિની નક્ષત્રમાં હોવાથી એને આશ્વિન કહે છે. બાર આદિત્ય માંહેનો ત્વષ્ટા નામનો આદિત્ય આ મન્વંતરમાં દર વરસે આ મહિનામાં સૂર્યમંડળનો અધિપતિ બનતો હોવાનું મનાય છે.
૨. પું. (પુરાણ) ઉત્તમ નામના મનુનો એ નામનો દીકરો.
૩. પું. (પુરાણ) ઉત્તાનપાદ વંશના ધ્રુવપુત્ર વત્સરને સ્વર્વીથી થયેલા ૭ માંહેનો ત્રીજો દીકરો.
૪. પું. (જ્યોતિષ) સૂર્યની સાયન એટલે અયનચલન પ્રમાણે ગણાતી તુલા રાશિ.
૫. ન. (સંગીત) ઓડવનું એક તાન; ષડ્જ ગ્રામમાં ષડ્જ અને પંચમ છોડવાથી થતું એક તાન.
૬. ન. ખોરાક; અન્ન.

**ઇષ આત્રેય** પું. ઋગ્વેદના પાંચમા મંડલનાં સાત અને આઠ સૂક્ત રચનાર ઋષિ.

**ઇષન્ધર** પું. (પુરાણ) શાલ્મલ દ્વીપ માંહેના એક જાતના લોક.

**ઇષવ્ય** [ સં. ઇષુ (તીર) ] વિ. બાણ ફેંકવામાં હોશિયાર.

**ઇષિ** [ સં. ઇષ્ (ઇચ્છવું) ] વિ. ઇચ્છાવાળું.

**ઇષિકહસ્ત** ૧. પું. (પુરાણ) એ નામનો એક ઋષિ.
૨. ન. એ નામના ઋષિનું કુળ.

**ઇષિકા** ૧. [ સં. ઈષિકા ] સ્ત્રી. એક જાતની શેરડી.
૨. સ્ત્રી. કાસડો; દર્ભ.
૩. સ્ત્રી. તણખલું; તૃણ.
૪. સ્ત્રી. તીર; બાણ.
૫. સ્ત્રી. નાસૂરમાં મૂકવાની અને પેશાબ કરાવવા માટે વપરાતી સળી; પ્રેષણી.
૬. સ્ત્રી. પીંછી.
૭. સ્ત્રી. સાઠું; કડબ.
૮. સ્ત્રી. સોનું પીગળ્યું કે નહિ તે જોવાની નાની લાકડી અથવા સળિયો.
૯. સ્ત્રી. હાથીની આંખનો ડોળો.

**ઇષિર** ૧. [ સં. ] પું. અગ્નિ.
૨. વિ. જવા આવવાના સ્વભાવવાળું; ગમનશીલ.

**ઇષીક** પું. (પુરાણ) ગંગાદ્વારે રહેનારો એક બ્રાહ્મણ. એણે શિખંડીને પુરુષત્વ મળવા માટે ગંધર્વની પ્રાર્થના કરવાનું કહ્યું હતું.

**ઇષીકા** સ્ત્રી. શેરડીની એક જાત.

**ઇષુ** ૧. [ સં. ] પું. ( ગણિત ) ઉત્ક્રમજ્યા; ત્રિકોણમિતિનું એક પ્રમાણ; ૧ – કોટિજ્યા; 'વર્સ્ડ સાઇન'. કોઈ પણ વર્તુલમાં એક જ્યા દોરવાથી તે વર્તુલના બે વિભાગ થશે. તેમાંના નાના વૃત્તવિભાગમાં તે જ્યાની જે ઊંચાઈ આવે તે ઊંચાઈ અને વર્તુલની ત્રિજ્યાનું ગુણોત્તર તે ઇષુ. આ વર્તુલમાં बक જ્યા છે. તેની




નાના વૃત્તવિભાગમાં ઊંચાઈ दड છે અને अब ત્રિજ્યા છે. તેમાં दड : अब આ ગુણોત્તર ઇષુ અથવા 'વર્સ્ડ સાઇન' કહેવાય. એમાં ત્રિજ્યાને એકમ લઈએ તો $\frac{अद}{अब}$ એ बअद ખૂણાની 'કોસાઇન' કહેવાય અને $१ - \frac{अद}{अब} = \frac{अब - अद}{अब} = \frac{अड - अद}{अब} = \frac{दड}{अब}$ એ बअद ખૂણાની ઇષુ અથવા 'વર્સ્ડ સાઇન' થાય.

૨. પું. પાંચની સંખ્યા.

૩. પું. બાણ; શર; તીર..

ખગ તોમર અજિહ્મગ આશુગ વિશિખ શિલીમુખ બાન;
કન માર્ગણ નારાચ ઇષુ પત્રી રોસન પ્રાન.
પિંગળલઘુકોષ

૪. પું. વેદમાં વપરાયેલું રુદ્રનું એક નામ.

૫. પું. સીધી લીટી.

૬. પું. સોમયજ્ઞ.

**ઇષુક** ૧. [ સં. ઇષુ ( બાણ ) + ક ( વાળું ) ] પું. એક જાતનું બાણ.

૨. ન. મધ્ય અમેરિકનું એક જાતનું પ્રાણી.

**ઇષુકાર** ૧. [ સં. ઇષુ ( બાણ ) + કાર ( કરનાર ) ] પું. તીર બનાવનાર માણસ; બાણ બનાવનાર કારીગર.

૨. પું. ( જૈન ) લવણ સમુદ્ર પછી આવેલો ચાર લાખ જોજન પહોળો એ નામનો પર્વત.

**ઇષુકૃત** ૧. પું. બાણ બનાવનાર કારીગર.

૨. [ સં. ઇષુ ( તીર ) + કૃત્ ( કરનાર ) ] પું. રુદ્ર. બાણની પેઠે ઉતાવળે કામ કરનાર હોવાથી તેને ઇષુકૃત્ કહે છે.

**ઇષુગતિ** [ સં. ઇષુ ( બાણ ) + ગતિ ( ચાલ ) ] સ્ત્રી. તીર જેવી સીધી ચાલ; ઋજુગતિ.

**ઇષુધર** ૧. [ સં. ઇષુ ( બાણ ) + ધર ( ધરનાર ) ] પું. બાણાવળી.

૨. વિ. બાણ રાખનાર; ધનુષ્યધારી.

**ઇષુધિ** ૧. [ સં. ઇષુ ( બાણ ) + ધિ ( વાસણ ) ] પું. બાણ રાખવાની કોથળી; ભાથું; તૂણ; નિખંગ.

ઉપાસંગ તૂનીર અને ઇષુધિ તૂણ નિખંગ,
ભાથામાં જાણે ભર્યા મન્મથ પીડી રંગ.
પિંગળલઘુકોષ

૨. પું. રુદ્ર; શિવ.

**ઇષુધિમત** [ સં. ઇષુ ( બાણ ) + ધિ ( વાસણ ) + મત્ ( વાળું ) ] પું. રુદ્ર; શિવ. પીઠ ઉપર બાણનું ભાથું રાખી ભક્તોનું રક્ષણ કરતા હોવાથી તે ઇષુધિમત કહેવાય છે.

**ઇષુપ** પું. એ નામનો એક અસુર.

**ઇષુપાત** પું. ( પુરાણ ) દનુનો એ નામનો દીકરો.

**ઇષુપાતતીર્થ** [ સં. ઇષુ ( બાણ ) + પાત ( પડવું તે ) + તીર્થ ( જગ્યા ) ] ન. ( પુરાણ ) પરશુરામનું રહેવાનું ઠેકાણું; પરશુરામે સહ્યાદ્રિ પર્વતની ટોચ ઉપરથી સમુદ્રમાં તીર ફેંકી ઉપજાવી કાઢેલી જમીન.

**ઇષુપુષ્પા** [ સં. ઇષુ ( બાણ ) + પુષ્પ ( ફૂલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ. તેનાં ફૂલ તીર જેવાં અણીવાળાં હોવાથી તે ઇષુપુષ્પા કહેવાય છે.

**ઇષુપુંખા** સ્ત્રી. એક જાતનું ઝાડ.

**ઇષુમત** ૧. [ સં. ઇષુ ( બાણ ) + મત્ ( વાળું ) ] પું. રુદ્ર. ઘણાં બાણ ધારણ કરનાર હોવાથી તે ઇષુમત કહેવાય છે.

૨. વિ. બાણવાળું; તીર રાખનાર.

**ઇષુમાન** ૧. [ સં. ઇષુ ( તીર ) + મત્ ( વાળું ) ] પું. બાણાવળી; તીરંદાજ.

૨. પું. ( પુરાણ ) સોમવંશી યદુકુળમાં થયેલા સાત્વત કુળના દેવશ્રવાને કંસાવતી નામની સ્ત્રીથી થયેલ બીજો દીકરો.

**ઇષુવિક્ષેપ** [ સં. ઇષુ ( બાણ ) + વિ ( વધારે ) + ક્ષિપ્ ( ફેંકવું ) ] પું. બાણ ફેંકવા માટેની જમીન; તીર ફેંકનાર પાસેની દોઢસો હાથ જેટલી જમીન.

**ઇષુત્રિકાંડા** [ સં. ઇષુ ( બાણ ) + ત્રિ ( ત્રણ ) + કાંડ ( ભાગ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] ન. એ નામનું એક નક્ષત્ર.

**ઇષૂપલ** [ સં. ] પું. કિલ્લાના ફાટક ઉપર રખાતી એક જાતની તોપ.

**ઇષેત્વક** [ સં. ] પું. યજુર્વેદનો પહેલો અધ્યાય.

**ઇશ્કછંદ** [ ઇશ્ક ( પ્રેમ ) + છંદ ( લત ) ] પું. પ્રેમનું વ્યસન; ઇશ્ક કરવાની ટેવ.

**ઇષ્કૃતિ** [ સં. ] સ્ત્રી. મા; જનેતા.

**ઇષ્ટ** ૧. [ સં. ઇષ્ ( ઇચ્છવું ) + ત ( એલું ) ] પું. ઇચ્છેલી ચીજ.

૨. પું. ઈશ્વર; પ્રભુ.

૩. પું. કુળદેવ; ઇષ્ટદેવ.

૪. પું. ( પિંગળ ) તગણ, ચાર નગણ અને બે લઘુ મળી સત્તર અક્ષરનો અત્યષ્ટિની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

૫. પું. ધણી; પતિ.

સુહૃદ મિત્ર વલ્લભ સખા દયિત ઇષ્ટ પ્રિય પ્રાણ;
હરિ પ્રીતમથી હે કુંવરી ન કર અકારણ માન.
પિંગળલઘુકોષ

૬. પું. ( ગણિત ) ધારેલી સંખ્યા; જે રાશિ કે પરિમાણ ધારીને ગણિત કરવામાં આવ્યું હોય અથવા જે રાશિ કે પરિમાણની જરૂર હોય તે.

૭. પું. મિત્ર; દોસ્ત.

૮. પું. યજ્ઞ.

૯. પું. વિષ્ણુનું એક નામ. પરમાનંદરૂપ સૌને પ્રિય છે તેથી તેઓ ઇષ્ટ છે. તે યજ્ઞથી પૂજાય છે તેથી પણ ઇષ્ટ કહેવાય છે.

૧૦. પું. શિવ.

૧૧. પું. સત્તા; અધિકાર; હકૂમત.

૧૨. ન. અગ્નિહોત્ર; શાસ્ત્રોક્ત અગ્નિમાં સવારસાંજ થતો હોમ.

૧૩. ન. ઇચ્છા.

૧૪. ન. ઈંટ.

૧૫. ન. એરંડાનું ઝાડ.

૧૬. ન. કાગળના લખાણનું એક અંગ; ધર્મના સંપ્રદાય પ્રમાણે કાગળમાં લખવામાં આવતા જુદા જુદા શબ્દો. તે કાગળની ઉપરની કોરે વચમાં લખાય છે. જેમકે, ૐ, ૐશ્રીહરિ, જય જિનેંદ્ર, જય બજરંગ.

૧૭. ન. ધર્મકાર્ય; પવિત્ર કામ.

૧૮. ન. ધર્મમાં શ્રદ્ધા.

૧૯. ન. પવિત્ર વિધિ; સંસ્કાર..

૨૦. ન. યજ્ઞનું ફળ.

૨૧. ન. સાત પ્રકાર માંહેની એક ક્રિયાશક્તિ. સાત ક્રિયાશક્તિ: ૧. ઇષ્ટ, ૨. પૂર્ત, ૩. સ્વાધ્યાય, ૪. જપ, ૫. પૂજા, ૬. તપ, ૭. દાન.

૨૨. ન. સાબિત કરવાની બાબત.

૨૩. ન. હિત; ભલું; કલ્યાણ.

૨૪. વિ. અનુકૂળ; ફાવે તેવું.

૨૫. વિ. આદરસત્કાર પામેલ.

૨૬. વિ. ઇચ્છવા જેવું.

૨૭. વિ. ઇચ્છેલું; ધારેલું.

૨૮. વિ. ( ગણિત ) કલ્પેલ.

૨૯. વિ. કૃપાળુ; માયાળુ; મહેરબાન.

૩૦. વિ. પ્રિય; વહાલું.

૩૧. વિ. પ્રેમી; પ્રેમ કરનાર.

૩૨. વિ. મંજૂર કરેલ.

૩૩. [સં. યજ્ (પૂજવું)નું ભૂતકૃદંત] વિ. યજ્ઞ કરી પૂજેલ.
૩૪. વિ. લાયક; યોગ્ય.
૩૫. વિ. સંતોષેલ.
૩૬. વિ. સાચું; ખરું.
૩૭ વિ. હિતકારક; શ્રેયસ્કર.

**ઇષ્ટકર્મ** ૧. [સં. ઇષ્ટ (કલ્પિત) + કર્મન્ (કામ)] ન. (ગણિત) ધારેલી સંખ્યા ઉપરથી કરાતી ગણતરી; કલ્પિત આંકડો લઈ દાખલો ગણવો તે.
૨. ન. યજ્ઞનું કામ.
૩. ન. સારું કામ; યોગ્ય કાર્ય.

**ઇષ્ટકસ્તંભ** [સં. ઇષ્ટ (ઈંટ) + ક (વાળું) + સ્તંભ (થાંભલો)] પું. ઈંટનો થાંભલો.

**ઇષ્ટકા** ૧. [સં.] સ્ત્રી. ઈંટ.
૨. સ્ત્રી. વાસ્તુમાં કરાતો યજ્ઞ; વાસ્તુયાગ.
૩. સ્ત્રી. સેવ.
૪. સ્ત્રી. હોમની વેદી કરવામાં વપરાતી ઈંટ.

**ઇષ્ટકાકાર** [સં. ઇષ્ટકા (ઈંટ) + આકાર (ઘાટ)] વિ. ઈંટના આકારનું.

**ઇષ્ટકાગૃહ** [સં. ઇષ્ટકા (ઈંટ) + ગૃહ (ઘર)] ન. ઈંટનું ઘર.

**ઇષ્ટકાપથ** ૧. [સં. ઇષ્ટકા (ઈંટ) + પથ (રસ્તો)] પું. ઈંટોથી બનાવેલ માર્ગ.
૨. ન. એક સુગંધી મૂળ; સુગંધી વાળો; લામજ્જક; વીરણ મૂળ.

**ઇષ્ટકાપાક** [સં. ઇષ્ટકા (ઈંટ) + પાક (પકવવાપણું)] સ્ત્રી. ઈંટ પકવવાની ભઠ્ઠી.

**ઇષ્ટકારાશિ** [સં. ઇષ્ટકા (ઈંટ) + રાશિ (જથ્થો)] પું. ઈંટનો ઢગલો.

**ઇષ્ટકાળ** [સં. ઇષ્ટ (અનુકૂળ) + કાલ (વખત)] પું. (જ્યોતિષ) ફલિત એટલે ફળ બતાવનાર જ્યોતિષમાં સારો વખત.

**ઇષ્ટકૃતિ** [સં. ઇષ્ટ (કલ્પેલ) + કૃતિ (કામ)] સ્ત્રી. (ગણિત) ધારેલી સંખ્યાનો વર્ગ. જેમકે, $૩^૨ = ૯, ૪^૨ = ૧૬$.

**ઇષ્ટગંધ** ૧. [સં. ઇષ્ટ (ફાવે તેવું) + ગંધ (વાસ)] સ્ત્રી. સુગંધ.
૨. સ્ત્રી. સુગંધી ચીજ.
૩. ન. રેતી.
૪. વિ. સારી ગંધવાળું.

**ઇષ્ટગુરુ** ૧. [સં. ઇષ્ટ (અનુકૂળ) + ગુરુ (ગોર)] પું. કુળગુરુ; વંશપરંપરાથી નક્કી કરેલ કુટુંબનો ગોર.
૨. પું. જેની ઉપર આસ્થા બેઠી હોય તે ગુરુ; પૂજ્ય ગુરુ.

**ઇષ્ટઘટિ** [સં. ઇષ્ટ (ઇચ્છેલ) + ઘટિ (ઘડી)] સ્ત્રી. (જ્યોતિષ) જાણવા ધારેલ વખત.

**ઇષ્ટજન** [સં. ઇષ્ટ (વહાલું) + જન (માણસ)] પું.; ન. વહાલું માણસ.

**ઇષ્ટતમ** [સં. ઇષ્ટ (વહાલું) + તમ (સૌથી વધારે)] વિ. સૌથી વધારે વહાલું; અત્યંત પ્રિય.

**ઇષ્ટતર** [સં. ઇષ્ટ (પ્રિય) + તર (બીજાના કરતાં વધારે)] વિ. વધારે વહાલું.

**ઇષ્ટતા** ૧. [સં. ઇષ્ટ (ઇચ્છેલું) + તા (પણું)] સ્ત્રી. ઇચ્છવાજોગપણું.
૨. [સં. ઇષ્ટ (મિત્ર) + તા (પણું)] સ્ત્રી. ભાઈબંધી; મિત્રતા; દોસ્તી.
૩. [સં. ઇષ્ટ (પૂજેલ) + તા (પણું)] સ્ત્રી. માન; પૂજા.
૪. [સં. ઇષ્ટ (લાયક) + તા (પણું)] સ્ત્રી. યોગ્યતા; લાયકાત.

**ઇષ્ટત્વ** ૧. [સં. ઇષ્ટ (ઇચ્છેલ) + ત્વ (પણું)] ન. ઇચ્છવા જેવું હોવાપણું.
૨. ન. (ન્યાય) ઇચ્છાનો વિષય હોવાપણું.
૩. ન. ભાઈબંધી; દોસ્તી; મિત્રતા.

**ઇષ્ટદ** [સં. ઇષ્ટ (ઇચ્છેલું) + દ (આપનાર)] વિ. ઇચ્છેલું આપનાર; મનમાગ્યું ફળ દેનાર.

**ઇષ્ટદર્શન** [સં. ઇષ્ટ (ઇચ્છેલ) + દર્શન (દેખાવ)] ન. ઇચ્છેલી વસ્તુ જોવાપણું.

**ઇષ્ટદુહાઈ** [ઇષ્ટ (વહાલું) + દુહાઈ (આણ)] સ્ત્રી. વહાલાના સોગન; પ્રિય માણસના સમ.

**ઇષ્ટદેવ** ૧. [સં. ઇષ્ટ (પૂજેલ) + દેવ (પ્રભુ)] પું. કુળદેવ.
૨. પું. મનગમતો દેવ; જેની ઉપર આસ્થા બેઠી હોય તે દેવ.
૩. પું. મંત્રતંત્રથી ઉપાસેલ દેવ.

**ઇષ્ટદેવતા** ૧. [સં. ઇષ્ટ (પૂજેલ) + દેવતા (દેવ)] પું.; સ્ત્રી. આસ્થા બેઠી હોય તે દેવ.
૨. પું.; સ્ત્રી. કુળદેવ.
૩. પું.; સ્ત્રી. મંત્રતંત્રથી ઉપાસેલ દેવ.

**ઇષ્ટદેવી** ૧. સ્ત્રી. આસ્થા બેઠી હોય એવી દેવી.
૨. [સં. ઇષ્ટ (પૂજેલ) + દેવી (માતા)] સ્ત્રી. કુળદેવી.
૩. સ્ત્રી. મંત્રતંત્રથી ઉપાસેલ દેવી.
૪. સ્ત્રી. વહાલી દેવી.

**ઇષ્ટદેશ** [સં. ઇષ્ટ (વહાલું) + દેશ (જગ્યા)] પું. વહાલો દેશ; પ્રિયભૂમિ.

**ઇષ્ટપદ** [સં. ઇષ્ટ (લાયક) + પદ (પદવી)] ન. યોગ્ય દરજ્જો.

**ઇષ્ટપાક** [સં. ઇષ્ટ (ઈંટ) + પાક (પકવવાપણું)] પું. ઈંટનો ભઠ્ઠો; નીંભાડો.

**ઇષ્ટપ્રયોગ** [સં. ઇષ્ટ (યોગ્ય) + પ્રયોગ (વાપર)] પું. (વ્યાકરણ) સંસ્કાર એટલે વ્યાકરણના નિયમ મુજબ કરેલ ઉપયોગ.

**ઇષ્ટબોધક** ૧. [સં. ઇષ્ટ (હિતકારક) + બોધ (ઉપદેશ) + ક (વાળું)] પું. પુરુષોત્તમનાં હજાર માંહેનું એક નામ.
૨. પું. વિષ્ણુ.
૩. વિ. હિતવચન કહેનાર.

**ઇષ્ટમપિષ્ટમ** [ઇષ્ટમ્ (ઇચ્છેલું) + પિષ્ટમ (ઇષ્ટમ્નું બેવડું રૂપ)] ન. (ગ્રામ્ય) અરસપરસ દેખાડાતી સભ્યતા.

**ઇષ્ટમિત્ર** ૧. [સં. ઇષ્ટ (વહાલું) + મિત્ર (ભાઈબંધ)] પું. જિગર દોસ્ત.
૨. પું. હિત જોનાર વાલી.

**ઇષ્ટમૂર્તિ** [સં. ઇષ્ટ (પૂજાયેલ) + મૂર્તિ (પ્રતિમા)] સ્ત્રી. પૂજવાની મૂર્તિ.

**ઇષ્ટયષ્ટિ** સ્ત્રી. (ગણિત) ઊગ્યા પછી કોઈ પણ વખતે સૂરજ અહોરાત્રવૃત્ત (ડાયર્નલ સર્કલ)ના જેટલા અંશ ચાલ્યો હોય તેની ભુજ્યા કરણીય જ્યાના ઉપલા છેડામાંથી પૃથ્વી ઉપર દોરેલા લંબમાંથી ઉન્મંડલ (કોલ્યૂર) શંકુ બાદ કરવાથી જે રહે તે.

**ઇષ્ટર** ૧. સ્ત્રી. અસલના અસિરિયન લોકમાં ઘણી પૂજ્ય ગણાતી એ નામની દેવી.
૨. સ્ત્રી. ખ્રિસ્તી લોકનો એક તહેવાર. આ તહેવાર ઇસુખ્રિસ્તના સજીવનની યાદગીરી માટે ઉજવાય છે. માર્ચની ૨૧મી તારીખ પછીની પૂર્ણિમા પછીનો પહેલો રવિવાર મોટો દિવસ મનાય છે.

**ઇષ્ટરાશિ** ૧. [સં. અષ્ટન્ (આઠ) + રાશિ (પદ)] સ્ત્રી. (ગણિત) આઠ પદ (ટર્મ) આવે એવો દાખલો; પંચરાશિથી વધારે પદ (ટર્મ)વાળો હિસાબ.
૨. [સં. ઇષ્ટ (ધારેલ) + રાશિ (સંખ્યા)] સ્ત્રી. (ગણિત) એક કે બે જવાબ ધારીને તે ઉપરથી સાચો જવાબ શોધી કાઢવાની રીત; કલ્પેલી સંખ્યા ઉપરથી ખરો ઉત્તર કાઢવાની રીત. તે બે જાતની છે: એકવડી ઇષ્ટરાશિ, જેમાં એક ખોટો જવાબ ધારવાનો હોય અને બેવડી ઇષ્ટરાશિ, જેમાં બે ખોટા જવાબ ધારવાના હોય.

**ઇષ્ટરૂપ** [સં. ઇષ્ટ (મનગમતું) + રૂપ (આકાર)] ન. પ્રિય લાગે એવું સ્વરૂપ.

**ઇષ્ટલિંગ** [ સં. ઇષ્ટ ( પૂજેલ ) + લિંગ ( મહાદેવની મૂર્તિ ) ] **ન.** પૂજાતું શિવલિંગ.

**ઇષ્ટવિયોગ** [ સં. ઇષ્ટ ( પ્રિય ) + વિયોગ ( જુદા પડવું તે ) ] **પું.** કોઈ મનગમતી ચીજ જતી રહેવી તે.

**ઇષ્ટવિયોગ આર્તધ્યાન** [ સં. ઇષ્ટ ( પ્રિય ) + વિયોગ ( જુદા પડવું તે ) + આર્ત ( દુઃખી ) + ધ્યાન ( વિચાર ) ] **ન.** ( **જૈન** ) આર્તધ્યાનના એટલે દુઃખકર વિચારના ચાર માંહેનો બીજો પ્રકાર; કોઈ મનગમતી ચીજ જતી રહે ત્યારે તે માટે થતી ચિંતા.

**ઇષ્ટસાધન** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલું ) + સાધન ( ઉપાય ) ] **ન.** ઇચ્છેલી ચીજ મેળવવા માટેનો ઉપાય.

**ઇષ્ટસાધનતા** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલ ) + સાધન ( ઉપાય ) + તા ( પણું ) ] **સ્ત્રી.** ઇચ્છેલી ચીજ મેળવવા સાધન હોવાપણું.

**ઇષ્ટસાધનત્વ** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલ ) + સાધન ( ઉપાય ) + ત્વ ( પણું ) ] **ન.** ધારેલી વસ્તુ મેળવવાનો ઉપાય.

**ઇષ્ટસામીપ્ય** [ સં. ઇષ્ટ ( કલ્પેલ ) + સામીપ્ય ( પાસે હોવાપણું ) ] **ન.** ધારેલી ચીજની પાસે જઈ પહોંચવાની શક્તિ.

**ઇષ્ટસિદ્ધિ** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલ ) + સિદ્ધિ ( ફળ મેળવવાપણું ) ] **સ્ત્રી.** આઠ માંહેની એક મહાસિદ્ધિ; ફલપ્રાપ્તિ; ધારેલું કામ પાર પાડવું તે.

**ઇષ્ટસિદ્ધિપ્રદ** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલું ) + સિદ્ધિ ( મેળવવાપણું ) + પ્રદ ( આપનાર ) ] **વિ.** ધારેલ ફળ આપનાર.

**ઇષ્ટહુતિ** **સ્ત્રી.** ( **ગણિત** ) કોઈ પણ વખતે સૂર્ય ઊગ્યા પછી અહોરાત્રવૃત્ત ( ડાયર્નલ સર્કલ )ના જેટલા અંશ તે ચાલ્યો હોય તેની ધુજ્યા કરણીવ જ્યા.

**ઇષ્ટા** **૧.** **સ્ત્રી.** ખીજડીનું ઝાડ.

**૨.** [ સં. ઇષ્ટ ( વહાલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] **સ્ત્રી.** સ્ત્રી; પત્ની.

> ઇષ્ટા દયિતા વલ્લભા પ્રિયા પ્રેયરી હોય;
> તુજ સમ પ્રણયિની કાનને અન્ય ન દેખી કોય.
> પિંગળલઘુકોષ

**ઇષ્ટાક્ષજ્યા** **સ્ત્રી.** દિવસ રાત સરખાં હોય તે દિવસે છાયાકર્ણ જેવડી ત્રિજ્યાવાળા લઘુગોળમાં દૃઙ્મંડલની સપાટીમાં રહેલી અક્ષજ્યા.

**ઇષ્ટાચાર** [ સં. ઇષ્ટ ( પ્રિય ) + આચાર ( રીતભાત ) ] **પું.** ગમે તેવું વર્તન; પસંદ પડે તેવી રીતભાત.

**ઇષ્ટાદિ** **પું.** પાણિનિના વ્યાકરણનો એ નામનો એક શબ્દસમૂહ.

**ઇષ્ટાનિષ્ટ** [ સં. ઇષ્ટ ( પ્રિય ) + અનિષ્ટ ( ન ગમે તેવું ) ] **વિ.** સારૂંનરસું; પ્રિય અને અપ્રિય.

**ઇષ્ટાનિષ્ટતા** [ સં. ઇષ્ટ ( પ્રિય ) + અનિષ્ટ ( અપ્રિય ) + તા ( પણું ) ] **સ્ત્રી.** સારૂં કે ખરાબ હોવું તે.

**ઇષ્ટાનિષ્ટપ્રદર્શન** [ સં. ઇષ્ટ ( ગમે તેવું ) + અનિષ્ટ ( અપ્રિય ) + પ્રદર્શન ( દેખાવ ) ] **ન.** સારૂં અને ખરાબ બંને બતાવવાપણું.

**ઇષ્ટાનિષ્ટમય** [ સં. ઇષ્ટ ( પ્રિય ) + અનિષ્ટ ( અણગમતું ) + મય ( ભરપૂર ) ] **વિ.** સારા અને માઠા બનાવોથી ભરપૂર.

**ઇષ્ટાપડી** ( ઇષ્ટાપડી ) [ અં. સ્ટોપર ] **સ્ત્રી.** બારીબારણાંને બંધ કે ઉઘાડું રાખવાનું સાધન.

**ઇષ્ટાપત્તિ** **૧.** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલું ) + આપત્તિ ( મેળવવાપણું ) ] **સ્ત્રી.** ઇચ્છેલ વસ્તુ મળવી તે.

**૨.** **સ્ત્રી.** ( **ન્યાય** ) વિરુદ્ધ પક્ષ તરફથી કરાતું અનુકૂળ કામ અથવા દલીલ. તેમાં વાદ કરનારથી એવું વાક્ય બોલાઈ જાય કે જે તેના સામાવાળાને અનુકૂળ થાય.

**૩.** **સ્ત્રી.** સહન થઈ શકે તેવું સંકટ; ભોગવી શકાય એવી આફત.

**ઇષ્ટાપૂર્ત** [ સં. ઇષ્ટ ( હિતકારક ) + પૂર્ત ( પુણ્યનું કામ ) ] **ન.** ધર્માદાનાં અને લોકહિતનાં કામ. જેવાં કે, વાવ, કૂવા ખોદાવવાં, દેવમંદિર, ધર્મશાળા, દવાખાનાં બંધાવવાં, સદાવ્રત આપવું, વેદના પાઠ કરવા અને કરાવવા, યજ્ઞયાગ કરવા કે કરાવવા અને પરોણાચાકરી કરવી.

> **ઇષ્ટાપૂર્ત** અનેક આદરી કર્યાં, લોકો સુખી કૈકને,
> જે પુણ્યે કરી ગોપી પામી પ્રણયી પોતે પરાર્મેકને.
> રાસગોપાલ

**ઇષ્ટાપૂર્તન્યાસ** [ સં. ઇષ્ટ ( ફાયદાકારક ) + પૂર્ત ( પુણ્યનું કામ ) + ન્યાસ ( ચિહ્ન ) ] **પું.** ખેરાતી સંસ્થા.

**ઇષ્ટાપૂર્તિ** [ સં. ઇષ્ટ ( હિતકારક ) + આપૂર્તિ ( સંતોષ ) ] **સ્ત્રી.** ધર્માદાનું કામ; સખાવતનું કાર્ય; ઇષ્ટાપૂર્ત.

**ઇષ્ટાપૂર્તિન્યાસ** [ સં. ઇષ્ટ ( હિતકારક ) + આપૂર્તિ ( સંતોષ ) + ન્યાસ ( ચિહ્ન ) ] **પું.** ધર્માદા સંસ્થા; ઇષ્ટાપૂર્તન્યાસ.

**ઇષ્ટાર્થ** **૧.** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલ ) + અર્થ ( ચીજ ) ] **પું.** ઇચ્છેલી વસ્તુ.

**૨.** **પું.** મનપસંદ અર્થ.

> **ઇષ્ટાર્થ**ની ઉપલબ્ધિ માટે અપરિચિત ક્ષેત્રની ઉપાસનાનું સાહસ કરે છે. રત્નમંજૂષા

**ઇષ્ટાર્થપ્રાપ્તિ** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલું ) + અર્થ ( ચીજ ) + પ્રાપ્તિ ( મેળવવાપણું ) ] **સ્ત્રી.** ઇચ્છેલી વસ્તુ મળવી તે.

**ઇષ્ટાર્થસિદ્ધિ** [ સં. ઇષ્ટ ( ઇચ્છેલ ) + અર્થ ( ચીજ ) + સિદ્ધિ ( મેળવવાપણું ) ] **સ્ત્રી.** ઇચ્છેલ વસ્તુ મેળવવાપણું.

**ઇષ્ટાશ્વ** **૧.** **પું.** એ નામનો એક રાજા.

**૨.** **પું.** પસંદ પડે એવો ઘોડો.

**૩.** [ સં. ઇષ્ટ ( પ્રિય ) + અશ્વ ( ઘોડો ) ] **વિ.** જેને ઘોડો ગમે એવું.

**ઇષ્ટાંત્યા** **સ્ત્રી.** ( ગણિત ) કોઈ પણ વખતે સૂર્ય ઊગ્યા પછી અહોરાત્રવૃત્ત ( ડાયર્નલ સર્કલ )ના જેટલા અંશ તે ચાલ્યો હોય તેની ત્રિજ્યા કરણીવ જ્યા.

**ઇષ્ટાંશ** [ સં. ઇષ્ટ ( પુણ્ય ) + અંશ ( ભાગ ) ] **પું.** પુણ્યનો ભાગ.

**ઇષ્ટિ** **૧.** [ સં. ઇષ્ ( ઇચ્છવું ) ] **સ્ત્રી.** અભિલાષ; ઇચ્છા.

**૨.** **સ્ત્રી.** અમાસને દિવસે કરાતું શ્રાદ્ધ.

**૩.** **સ્ત્રી.** આમંત્રણ.

**૪.** **સ્ત્રી.** ઇચ્છેલી ચીજ.

**૫.** **સ્ત્રી.** એકાએક લાગણી; આવેશ.

**૬.** **સ્ત્રી.** મેળવવા મહેનત કરવાપણું.

**૭.** [ સં. યજ્ ( યજ્ઞ કરવો ) ] **સ્ત્રી.** યજ્ઞ; હવન; હોમ.

**૮.** **સ્ત્રી.** યજ્ઞમાં માખણ અન્ન વગેરેની આહુતિ.

**૯.** **સ્ત્રી.** વિધિ; ક્રિયા; પૂજા.

**૧૦.** **સ્ત્રી.** ( વ્યાકરણ ) વિવેચનવાળી ટીકાનાં અથવા અસલના શાસ્ત્રકારોએ રચેલ પુસ્તકમાં ન હોય એવો નિયમ.

**ઇષ્ટિકા** **૧.** [ સં. ] **સ્ત્રી.** ઈંટ; ઇષ્ટકા.

**૨.** **સ્ત્રી.** વેદી ચણવા માટે વપરાતી ઈંટ.

**ઇષ્ટિકાદિભાજન** [ સં. ઇષ્ટિકા ( ઈંટ ) + આદિ ( વગેરે ) + ભાજન ( ભાગ પાડવાપણું ) ] **ન.** ( શિલ્પ ) ચોસઠ માંહેની એ નામની એક કળા.

**ઇષ્ટિકાપથ** **૧.** [ સં. ઇષ્ટિકા ( ઈંટ ) + પથ ( રસ્તો ) ] **પું.** ઈંટનો બનાવેલો રસ્તો.

**૨.** **પું.** સુગંધી લામજ્જક; વીરણ મૂળ.

**ઇષ્ટિકાપથિક** **ન.** સુગંધી વાળો.

**ઇષ્ટિકાભ** **૧.** [ સં. ઇષ્ટિકા ( ઈંટ ) + આભા ( દેખાવું ) ] **પું.** ઈંટના આકારનો ઘન.

> જે ઘન પદાર્થનાં છએ પાસાં કાટખૂણ ચોખૂણનાં બનેલાં હોય તેને **ઇષ્ટિકાભ** કહે છે.
> ભાસ્કર

**૨.** **વિ.** ઈંટના જેવું.

**ઇષ્ટિકાયંત્ર** [ સં. ઇષ્ટિકા ( ઈંટ ) + યંત્ર ( સાધન ) ] ન. ગંધકનું જારણ કરવાની રીત: જમીનમાં ગોળ ખાડો કરી તેમાં એક શકોરૂં મૂકવું. વચમાં ખાડાવાળી એક ઈંટ તેના ઉપર મૂકવી. ઈંટના ખાડા ઉપર એક આંગળની ચીકણી માટીની પાળ કરવી. પછી ઈંટના ખાડામાં પારો મૂકી તે ઉપર મલમલનું કપડું ઢાંકવું. તે કપડા ઉપર આમલસારો શુદ્ધ કરેલો ગંધક નાખવો. કપડાના છેડા દબાય તે રીતે ઉપર શકોરૂં ઊંધું ઢાંકવું. પાળ અને શકોરાના કાંઠાને માટીથી છાંદી સાંધા બંધ કરી શકોરા ઉપર અડાયાં છાણાં સળગાવવાં. વધુ અગ્નિ આપવો નહિ.

**ઇષ્ટિપચ** ૧. [ સં. ઇષ્ટિ ( યજ્ઞ ) + પચ્ ( હજમ કરવું ) ] પું. દૈત્ય; રાક્ષસ; અસુર. તે યજ્ઞનાં બલિદાન ચોરી ખાઈ જાય માટે તે ઇષ્ટિપચ કહેવાય છે.
૨. પું. લોભિયો માણસ.

**ઇષ્ટિપચા** ૧. પું. દેવનો દુશ્મન.
૨. [ સં. ઇષ્ટિ ( યજ્ઞ ) + પચ્ ( હજમ કરવું ) ] પું. રાક્ષસ; દૈત્ય. તે યજ્ઞમાં દેવને આપેલાં બલિદાન ચોરી ખાઈ જાય છે.

**ઇષ્ટિપશુ** [ સં. ઇષ્ટિ ( યજ્ઞ ) + પશુ ( જનાવર ) ] ન. યજ્ઞમાં હોમવાનું જનાવર.

**ઇષ્ટિપાક** [ સં. યષ્ટિ ( લાકડી ) + પાક ( રસોઈ ) ] પું. માર.

**ઇષ્ટિમુષ** [ સં. ઇષ્ટિ ( બલિદાન ) + મુષ્ ( ચોરવું ) ] પું. દૈત્ય; રાક્ષસ.

**ઇષ્ટી** ૧. [ અં. સ્ટિક ( લાકડી ) ] સ્ત્રી. શિક્ષા; સજા.
૨. [ સં. ઇષ્ટ ( હિત ) + ઇન્ ( વાળું ) ] વિ. કલ્યાણ કરનાર.
૩. વિ. ભલું ઇચ્છનાર.
૪. વિ. યજ્ઞ કરનાર.

**ઇષ્ટીક** [ અં. સ્ટિક ] સ્ત્રી. લાકડી.

**ઇષ્ટીકૃત** ૧. ન. એ નામનો એક યજ્ઞ.
૨. [ સં. ઇષ્ટ ( ઇચ્છેલ ) + કૃત ( કરેલ ) ] વિ. ઇચ્છા પ્રમાણે કરેલ.

**ઇષ્ટો** પું. એ નામની એક રમત. તેમાં ચોસઠ ખાનાં હોય અને બે માણસ ચાર ચાર કાંકરી લઈ રમે. ચાર કોડીથી દાવ નખાય. દાવ પ્રમાણે કાંકરી હલાવી ચોસઠે ખાનાંની અંદર ફેરવી કાંકરીને પકવવી પડે. જે વહેલો કાંકરી પકાવી લે તે જીત્યો ગણાય.

**ઇષ્ટોપાસન** [ સં. ઇષ્ટ ( કુળદેવ ) + ઉપાસન ( પૂજા ) ] ન. કુળદેવનું પૂજન; દેવતાની પૂજા.

**ઇષ્ટોપાસના** [ સં. ઇષ્ટ ( ઈશ્વર ) + ઉપાસના ( પૂજા ) ] સ્ત્રી. ઈશ્વરની પૂજા.

**ઇષ્ટ્યયન** [સં. ઇષ્ટિ (યજ્ઞ) + અયન (જવું તે)] ન. ઘણો લાંબો વખત ચાલતો યજ્ઞ.

**ઇષ્ઠ** [ સં. ] અ. સૌથી વધારે એવો અર્થ બતાવતો પ્રત્યય; શ્રેષ્ઠતાવાચક પ્રત્યય. જેમકે, શ્રેષ્ઠ, વરિષ્ઠ, ધર્મિષ્ઠ. ઇયિસ્ ને ઇષ્ઠ પ્રત્યય લાગતાં પહેલાં છેડાનો સ્વર, ને છેડે વ્યંજન હોય તો અગાઉના સ્વર સાથે તે વ્યંજન ઊડી જાય છે. જેમકે, લઘુ, લઘીયસ, લઘિષ્ઠ.

**ઇષ્ણુ** પું. શિવ; શંકર; મહાદેવ.

**ઇષ્ણુ** [ સં. ઇષ્ ( ઇચ્છવું ) ] વિ. ઇચ્છા રાખનાર; ઇચ્છાવાળું.

**ઇષ્તિસાર** પું. ચોપડીનો ટૂંક સાર.

**ઇષ્મ** ૧. [ સં. ] પું. કામદેવ.
૨. પું. જવું તે; ગમન.
૩. પું. રસ્તો; માર્ગ.
૪. પું. વસંત ઋતુ.

**ઇષ્મવાહા** ન. અગસ્ત્ય ગોત્રની શાખાનું નામ.

**ઇષ્મી** ૧. [ સં. ] પું. પવન; વાયુ.
૨. વિ. ઝડપવાળું; વેગી.

**ઇષ્ય** [ સં. ] પું. વસંત ઋતુ.

**ઇષ્વ** ૧. [ સં. ] પું. આચાર્ય; ઉપદેશ આપનાર માણસ.
૨. પું. ધર્મગુરુ.

**ઇષ્વસન** [ સં. ઇષુ ( બાણ ) + અસન ( ફેંકવું તે ) ] ન. ધનુષ્ય.

**ઇષ્વસ્ત્ર** ૧. [ સં. ઇષુ ( બાણ ) + અસ્ત્ર ( હથિયાર ) ] ન. તીર ફેંકવાની વિદ્યા; ધનુર્વેદ; ધનુર્વિદ્યા.
૨. ન. બાણ.

**ઇષ્વાકાર** [ સં. ઇષુ ( બાણ ) + આકાર ( ઘાટ ) ] વિ. બાણ જેવું સીધું; સરળ.

**ઇષ્વાસ** ૧. [ સં. ઇષુ ( તીર ) + અસ્ ( ફેંકવું ) ] પું. બાણ ફેંકનાર લડવૈયો; બાણાવળી.
૨. ન. ધનુષ.
ધનુ કોદંડ **ઇષ્વાસ** અને કાર્મુક રિપુ સંતાપ;
ચાપ વિના નહિ પણચ કદિ પણચ વિના નહિ ચાપ.
પિંગળલઘુકોષ
૩. વિ. બાણ ફેંકનાર.

**ઇસ** ૧. પું. ( ડિંગળ ) આશ્વિન; આસો મહિનો.
૨. ન. ( ગ્રામ્ય ) વિષ; ઝેર.
૩. [ સં. ઇદમ્ ] સ. ( હિંદી ) આ.
ઇસ હાત દે ઉસ હાત બે = રોકડાથી થતું સારૂં.

**ઇસક** ૧. [ અ. ઇશ્ક ] પું. કામવિકાર; વિષયભોગની ઇચ્છાથી થતો મનનો ફેરફાર.
૨. પું. હેલછા; આવેશ.
૩. પું. પ્રેમ; સ્નેહ.

**ઇસ કદર** ૧. [ હિં. ઇસ ( આ ) + કદર ( માપ ) ] વિ. આટલું; આટલા માપનું.
૨. અ. આવી રીતે.

**ઇસકંદર** [ યુ. ] પું. સિકંદર બાદશાહ.

**ઇસકામત** [ અ. ઇસ્તિકામત ] સ્ત્રી. પૂંજી; મિલકત.

**ઇસકૂલ** ૧. પું. ( કચ્છી ) ઉરેકરણી.
૨. પું. ગોળ આંટાવાળી ચૂંક.
ઇસકૂલ કરાવવું = (૧) કોઈનું મગજ ભમાવી દેવું. (૨) પેચ ફેરવવો.
૩. પું. ચાંપ; દાબ.
૪. પું. પેચ.

**ઇસટાંપ** [ અં. સ્ટૅમ્પ ] પું. ટિકિટ.

**ઇસ તલક** [ હિં. ] અ. અહીં સુધી.

**ઇસતલાહ** ૧. [ અ. ઇસ્તિલાહ ] સ્ત્રી. દાખલો; ઉદાહરણ.
૨. સ્ત્રી. મિસલ; ઉપમા.
૩. સ્ત્રી. રૂઢશબ્દ; ભાષા સંપ્રદાય.
૪. સ્ત્રી. રૂઢિ પ્રમાણે બોલવું તે.
૫. સ્ત્રી. વિવેક; સભ્યતા.
૬. સ્ત્રી. વિવેકવાળું ભાષણ.
૭. સ્ત્રી. શિરસ્તો; ઘણા વખતથી ચાલ્યો આવતો રિવાજ.
૮. સ્ત્રી. સરખાપણું; મળતું આવવું તે.

**ઇસતેલાહ** [ અ. ઇસ્તિલાહ ] ન. વિવેક; સભ્યતા. જુઓ ઇસતલાહ.

**ઇસદવાસ્તર** પું. જરથોસ્તનો એ નામનો દીકરો.

**ઇસનાઅશરી** [ અ. ઇસ્ના અશર ( બાર ) ] વિ. ખોજા લોકનો એક સંપ્રદાય.

**ઇસને** [ અ. ઇસ્ના ] વિ. બે.

**ઇસને અશર** [ અ. ઇસ્ના ( બીજે ) + અશર ( દશ ) ] વિ. બાર.

**ઇસપગુલ** [ ફા. અસ્પઘોલ ] ન. ઓથમીજીરૂં; ઇસબગોળ.

**ઇસપગોળ** [ ફા. અસ્પ ( ઘોડો ) + અ. ઘોલ ( કાન ) ] ન. ઓથમીજીરૂં; ઊંટિયુંજીરૂં; સફેદજીરૂં; ઇસબગોળ. તેનાં પાંદડાંનો આકાર ઘોડાના કાન જેવો હોવાથી તે ઇસપગોળ કહેવાય છે.

**ઇસપન** પું. દવામાં ઉપયોગી એ નામની એક વનસ્પતિ; હરમર. તેનાં બીમાં ભાંગ જેવો નશો રહેલો છે.

**ઇસપનીતિ** [ ઇસપ ( ગ્રીસ દેશનો એ નામનો વાર્તા કહેનાર ) + નીતિ ( સદાચાર ) ] **સ્ત્રી.** એ નામનું નાની નાની બોધદાયક વાર્તાના સંગ્રહનું એક સંસ્કૃત પુસ્તક.

**ઇસપંજ** [ અં. સ્પંજ ] **સ્ત્રી.** વાદળી; પાણી ચૂસી રાખે એવી દરિયાઈ જાનવરની એક પેદાશ.

**ઇસપંદ ૧. પું.** એ નામની એક ઔષધિ; હરમર.

૨. **પું.** રાઈ.

**ઇસપાત** [ સં. અયસ્પત્ર ] **ન.** પોલાદ; એક જાતનું કઠણ લોઢું; લોઢું અને અંગાર (કાર્બન)ની મિશ્રધાતુ. આ ધાતુને જોઈતા પ્રમાણમાં કઠણ કરી હથિયાર અથવા ઓજાર બનાવવાના ઉપયોગમાં લેવાય છે.

**ઇસપાર** [ ઇસ ( આ ) + પાર ( છેડો ) ] **અ.** આ બાજુ.

**ઇસપિરિટ ૧. પું.** આત્મા.

૨. **પું.** ઉત્સાહ; જોમ; હોંશ.

૩. [ અં. સ્પિરિટ ] **પું.** એક જાતનો ગાળેલો જલદ દારૂ; મદ્ય; આસવ; સુરા.

૪. **પું.** કોઈ પણ વસ્તુનું પ્રવાહી સત્ત્વ.

૫. **પું.** જીવ; પ્રાણ; ચૈતન્ય.

૬. **પું.** પરમાત્મા; બ્રહ્મ.

૭. **પું.** ભાવ; પ્રકૃતિ; સ્વભાવ; મિજાજ.

૮. **પું.** ભૂત; પિશાચ.

૯. **પું.** શ્વાસ.

૧૦. **પું.** હેતુ; મુદ્દો; તાત્પર્ય.

**ઇસપેશલ ૧.** [ અં. સ્પેશલ ] **સ્ત્રી.** ખાસ ગાડી.

૨. **વિ.** ખાસ; વિશેષ.

**ઇસબગુલ** [ ફા. અસ્પઘોલ ] **ન.** ઓથમીજીરૂં; ઇસબગોળ.

**ઇસબગોલ** [ ફા. અસ્પઘોલ ] **ન.** એ નામની એક વનસ્પતિ; ઓથમીજીરૂં; ઇસબગોળ.

**ઇસબગોળ** [ ફા. અસ્પ ( ઘોડો ) + અ. ઘોલ ( કાન ) ] **ન.** મિસર, સીરિઆ, ઈરાન, અફઘાનિસ્તાન, પંજાબ અને સિંધમાં થતી દવામાં ઉપયોગી એક જાતની વનસ્પતિ; ઓથમીજીરૂં; ઊંટિયુંજીરૂં; સફેદજીરૂં. ઘોડાના કાનનાં જેવાં પાંદડાંવાળા આ છોડની ઘઉંના જેવી ઉંબીમાં બિયાં હોય. બીની સફેદ, કાળી ને રાતી એમ ત્રણ જાત છે. તે ઠંડાં અને ઝાડો બંધાઈને લાવનાર હોઈ ઝાડા, મરડા, હરસ અને સંગ્રહણીમાં ફાયદાકારક ગણાય છે. ઊનવા, તણુખિયો અને તડકામાં રખડવાને લીધે થતી પેશાબની બળતરામાં તે પાવલાથી અર્ધાભાર સુધી પાણીમાં સાકર સાથે અપાય. અત્યાર્તવ, ધાતુક્ષય અને પ્રદર ઉપર પણ તે વપરાય. તેને ખાંડી તેલ મેળવી લોપરી કરી બાંધવાથી સંધિવાનો અને નજલાનો સોજો હલકો પડે.

**ઇસબંદ ન.** દવામાં ઉપયોગી એ નામની એક વનસ્પતિ; લાંબી ઝૂંડનાં બી; હરમર. તે વેદના દૂર કરનાર, રજ આણનાર કે વધારનાર અને ઘેન લાવનાર મનાય છે.

**ઇસબોર સ્ત્રી.** વાડ બનાવવામાં ઉપયોગી એક વનસ્પતિ. તેની ડાળીઓ જમીનમાં ખોસી દેવાથી તે ઊગી નીકળે છે.

**ઇસમ** [ અ. ઇસ્મ ( નામ ) ] **પું.** માણસ; વ્યક્તિ; શખ્સ. આ શબ્દમાં સ્ત્રી પુરુષ બંનેનો સમાવેશ થાય છે.

**ઇસમવાર** [ અ. ઇસ્મ ( નામ ) + બારી ( વારો ) ] **અ.** માણસદીઠ; નામવાર; અનુક્રમ; ખાતાવાર.

**ઇસમવારી** [ અ. ઇસ્મ ( નામ ) + બાર ( વારો ) ] **સ્ત્રી.** નામવાર નોંધ; યાદી; 'રજિસ્ટર'.

**ઇસમાઇલ ૧.** [ અ. ] **પું.** ઇબ્રાહીમનો હાજીરા નામની દાસીથી થયેલો દીકરો.

૨. **પું.** સાબર તંત્રમાં વર્ણવેલ એક યોગી. તેની આણ મંત્રોમાં દેવાય છે.

**ઇસમાલિયા પું.** એ નામનો એક ધાર્મિક પંથ.

**ઇસમેં ૧.** [ સં. અસ્મિન્ ] **અ.** તે દરમિયાન.

૨. **અ.** તેમાં; આમાં.

**ઇસરાજ** [ અ. ઇસરાર ] **પું.** સારંગીની જાતનું એક વાજું.

**ઇસરાણી ૧. સ્ત્રી.** એ નામની ગૂગળી બ્રાહ્મણની અટક. સિંધમાં જેમ ગીડવાની, મલકાની વગેરે અટક છે તેમ ઓખામાં પણ 'આની' પ્રત્યય લાગી અટક થઈ છે. જેમકે, માવ-માવાણી, ભોજ-ભોજાણી. મુસલમાની જેવી લાગતી આ અટકનો વાસ્તવિક અર્થ ઈશ્વરાણી થાય છે.

૨. **ન.** એ નામની ગૂગળી બ્રાહ્મણની અટકનું માણસ.

૩. **વિ.** એ નામની અટકનું.

**ઇસરાફ** ( ઇસ્રાફ્ ) **૧.** [ અ. સરફ ( તેણે ઉડાડી દીધું ) ] **પું.** ઉડાઉપણું.

૨. **પું.** નાશ.

૩. **વિ.** ઉડાઉ; ખર્ચાળ.

૪. **વિ.** ખોટું; ગેરવાજબી.

**ઇસરાફીલ** ( ઇસ્રાફ઼ીલ ) **૧. પું.** ક્યામતને દિવસે મોતનું રણશિંગડું ફૂંકનાર ફિરસ્તો.

૨. **પું.** ડહાપણ, બળ, ચાલ અને ઈશ્વરની સેવા કરવાના ઉત્સાહમાં સૌથી ચડિયાતો ફિરસ્તો.

**ઇસરાર ૧.** [ અ. ] **પું.** આગ્રહ; અનુરોધ; હઠ; જીદ.

૨. **પું.** ખાનગી વાત બહાર પાડવાપણું.

૩. **પું.** ભૂત પિશાચની અસર.

૪. **પું.** સંતાડવું તે.

૫. **પું.** સારંગીની જાતનું એક વાજું; તૌરી.

૬. [ અ. સિર્રનું બ. વ. ] **પું. બ. વ.** ખાનગી વાતો.

**ઇસરિંજ ૧.** [ ફા. ] **પું.** સિંદૂર.

૨. **પું.** હિંગળોક.

**ઇસલામ** [ અ. ઇસ્લામ ] **પું.** મુસલમાની ધર્મ.

**ઇસલામિયા** [ અ. ઇસ્લામ ] **વિ.** મુસલમાની.

**ઇસલાહ** [ અ. ] **પું.** સંશોધન; શોધખોળ.

**ઇસલિયા ન.** ચંપારણ્ય જિલ્લામાં આવેલ કેસરિયા ગામનું જૂનું નામ. અહીંના એક સ્તૂપને લોકો વેન રાજાનું દહેરૂં માને છે.

**ઇસલિયે** [ હિં. ] **અ.** આ કારણથી; એટલા માટે.

**ઇસવક્ત ૧.** [ હિં. ઇસ ( આ ) + વક્ત ( વખત ) ] **અ.** આ વખતે.

૨. **અ.** તરત જ.

**ઇસવાસ્તે** [ હિં. ] **અ.** આટલા માટે; આ કારણથી.

**ઇસસ પું.** ઇસેસ; ગુંદરની એક જાત; શેષગુંદર; કેંદરૂ; ધૂપ કરવાનું રૂમીમસ્તકીને મળતું એક ખુશબોદાર કરિયાણું. ગાંધી લોકો ઇસસને બદલે હીરાબોળમાં જે વધારે ઝીણા ને પીળા ચકચકિત રંગના કટકા હોય તે વીણી આપે છે. ખરૂં જોતાં હીરાબોળ અને ઇસસ એ બંને જુદી જ જાત છે. હીરાબોળના કટકા વધારે સફેદ અને ઘેરા ભૂખરા રંગના થાય. ઇસસનો રંગ ચકચકિત પીળો અને તેજસ્વી હોય. તે ગરમ અને કફ મટાડનાર હોવાથી લાંબા વખતની ઉધરસ, દમ અને ક્ષયની ખાંસીમાં અપાય છે. ઇસસ, લોબાન, ફટકડી, આંબાહળદર, એળિયો, ગુગળ, મેંદાલકડી, રેવંચીનો શીરો અને જદ્વાર સરખે ભાગે લઈ તેનો ભૂકો કરી તેને મહુડાના દારૂમાં ખૂબ વાટી લેપ કરવો. ગૂમડાં, બદગાંઠ, સોજા, ક્યર અને દુખતા ભાગ ઉપર લગાડવાથી તે ચોંટી જઈ ખરાબ લોહી અને આમને દૂર કરે છે. યોનિદોષ, માથામાં ચસકા, આંખના રોગ, ગળાનાં દરદ, સળેખમ, અજીર્ણ, આફરો, ગંધાતો પરસેવો, ખંજવાળ, ઝેરની અસર, રતવા અને કોઢમાં પણ તે ફાયદો કરનાર મનાય છે.

**ઇસહાલ** [ અ. ] **પું.** છુટકારો; મુક્તિ.

**ઇસહી** [ હિં. ] વિ. આ જ.

**ઇસાખેલ** ૧. સ્ત્રી. દેરા ઇસમાઇલખાનની હદમાં ત્રીશ માઈલની મોટા પહાડો વચ્ચે આવેલી એ નામની ખીણ.

૨. સ્ત્રી. વાયવ્ય સરહદના પ્રાંતમાં રહેતા પઠાણ લોકની એક જાત.

**ઇસાન** ૧. સ્ત્રી. દોરડું.

૨. સ્ત્રી. રાશ; લગામ.

**ઇસામલિયા જોશી** ૧. સ્ત્રી. ઔદીચ્ય બ્રાહ્મણની એ નામની અટક.

૨. ન. ઔદીચ્ય બ્રાહ્મણની એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની અટકનું.

**ઇસામલિયા ઠાકર** ૧. સ્ત્રી. ઔદીચ્ય બ્રાહ્મણની એક અટક.

૨. ન. ઔદીચ્ય બ્રાહ્મણની એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની અટકનું.

**ઇસાર** ૧. [ અ. ] પું. અર્પણ; ભેટ.

૨. પું. બાનાના પૈસા; સુથી.

**ઇસારત** ૧. [ અ. ઇશારત ] સ્ત્રી. સાન; સંકેત; ઇશારો.

૨. સ્ત્રી. સૂચના.

**ઇસારમલ** પું. પાંદડાં, ડાંખળાં, છાલ, મૂળિયાં બધાં કડવાં હોય એવો એક જાતનો છોડ. સર્પ કરડ્યો હોય ત્યારે એનાં પાંદડાંની ભૂકી ચોપડાય છે અને તેનો કાવો પીવા અપાય છે.

**ઇસારો** ૧. [ અ. ઇશારા ] સ્ત્રી. સાન; સંકેત.

૨. સ્ત્રી. સૂચના.

**ઇસાલત** ૧. [અ. અસલ (ખરું)] પું. ખરાપણું; સત્યતા.

૨. પું. દૃઢતા; મક્કમપણું.

**ઇસાવલ** [ તુ. ] પું. છડીદાર.

**ઇસાસન** સ્ત્રી. પોલકાં ઉપર મૂકવામાં વપરાતી એક જાતની દોરી.

**ઇસિ** [ સં. ઋષિ ] પું. ( પ્રાકૃત ) જ્ઞાનવાળો સાધુ; મુનિ.

**ઇ. સિ.** અ. ઇતિ સિદ્ધમ્; જે સાબિત કરવાનું હતું તે આ પ્રમાણે સાબિત થયું; ભૂમિતિના સિદ્ધાંતને અંતે લખાતા શબ્દ; 'ક્યૂ. ઈ. ડી.'

**ઇસિભુમનગનાન** ન. લંકામાં આવેલ અનુરાધાપુરમાં અશોકના દીકરા મહિંદની ચિતા જ્યાં ખડકી હતી તે જગ્યા.

**ઇસિવાઈ** પું. વ્યંતર દેવતાની સોળ માંહેની એક જાત.

**ઇસી** વિ. સ્ત્રી. એવી; આવી.

**ઇસુફજાઈ** ૧. સ્ત્રી. મુસલમાનની એ નામની અટક.

૨. ન. મુસલમાનની એ નામની અટકનું માણસ.

૩. વિ. મુસલમાનની એ નામની અટકનું.

**ઇસું** [ સં. એતદ્ ] વિ. આવું; આ જાતનું; આ પ્રકારનું.

**ઇસે** ૧. સ. આને.

૨. [ સં. એષઃ ] વિ. આ.

૩. અ. અહીં.

**ઇસેસ** ૧. પું. શાલેડાના ઝાડનો ગુંદર; શેષગુંદર; કેંદર; ઇસસ; ધૂપ કરવાનું અને દવામાં ઉપયોગી એક સુગંધી કરિયાણું.

૨. ન. હિમાલયમાં ઘણે ઠેકાણે ઊગતું એક ઝાડ. તેમાંથી નીકળતો પદાર્થ લોબાન કહેવાય છે. ધૂપ સિવાય દવાના કામમાં પણ તે વપરાય છે.

**ઇસો** [ સં. એષઃ ] વિ. પું. એવો; આના જેવો.

ઇસો રાજ પ્રીથીરાજ. પૃથુરાજ રાસો

**ઇસોટો** પું. નિસરણીનું પડખાનું લાકડું, જેમાં પગથિયાં નાખેલાં હોય છે.

**ઇસ્કરૂ** ૧. [ અં. સ્ક્રૂ ] પું. આંટાવાળો ખીલો.

૧. ઇસ્કરૂ દાબવો = સળીસંચો કરવો; પોતે છૂપા રહી બીજા મારફત કામ કઢાવવું.

૨. ઇસ્કરૂ ફેરવવો = (૧) ઉશ્કેરવું. (૨) ગતિ બદલાવવી. (૩) વળ ચડાવવો. (૪) વિચાર ફેરવવા.

૨. પું. ચાંપ; દાબ.

૩. પું. પેચ.

**ઇસ્કંદર** [ અ. ] પું. સિકંદર.

ઇસ્કંદરે રૂમી = ગ્રીસ દેશનો મહાન સિકંદર.

**ઇસ્કંદરિયા** [ અ. ] ન. ઇજિપ્તમાં આવેલું અલેકઝાંડ્રિઆ શહેર.

**ઇસ્કંદરી** [ અ. અ ( અર્થ વગરનો પૂર્વગ ) + સિકંદર ] વિ. સિકંદરનું; સિકંદર સંબંધી.

**ઇસ્કંધ** [ સં. સ્કંધ ( ભાગ ) ] પું. કાવ્યનો કે પુસ્તકનો અમુક ભાગ; પ્રકરણ; સર્ગ; પરિચ્છેદ.

**ઇસ્કાત** ( ઇસ્કાત ) ૧. [અ. સકત (તે પડ્યો)] પું. કસુવાવડ; ગર્ભપાત.

૨. પું. કસુવાવડ કરાવવી તે.

૩. પું. કોઈને પાડવું તે.

૪. પું. ઢોરનું મરી જવું તે.

૫. પું. પડી જવું તે; પતન.

૬. પું. લઈ જવાપણું.

૭. પું. શાંતિ.

**ઇસ્કાતે હમલ** ( ઇસ્કાતે હમલ ) [ અ. ઇસ્કાતે ( પડવું તે ) + હમલ ( ગર્ભ ) ] પું. ગર્ભપાત; ગર્ભ પડવો તે.

**ઇસ્કામત** [ અ. ઇસ્તિકામત ] સ્ત્રી. પૂંજી; દોલત; માલમતા; સ્થાવર-જંગમ મિલ્કત.

**ઇસ્કારવું** ૧. સ. ક્રિ. ઉશ્કેરવું; ચઢાવવું.

૨. સ. ક્રિ. પાછળ દોડાવવું.

ખડ્ગ લઈ આગળ રહ્યો, ઇસ્કારી મેલ્યા શ્વાન. નાકર

**ઇસ્કાલ** [ અ. ઇશ્કાલ ] સ્ત્રી. હરકત; અડચણ.

**ઇસ્કી મીસ્કી કીસ્કી ઠાકોરડી** ( ઇસ્કી મીસ્કી કીસ્કી ઠાકોરડી ) સ્ત્રી. લુણાવાડા તરફ રમાતી એક રમત.

**ઇસ્કીલ** [ અં. સ્કિવલ ] સ્ત્રી. જંગલી ડુંગળી.

**ઇસ્કોતરિયો** [ અં. એસ્ક્રિટવાર ] પું. ખાનાંખાનાંવાળી પેટી; જેમાં લખવાનો સરસામાન અને પૈસા વગેરે રાખવાની ગોઠવણ હોય એવી ખાનાંવાળી પેટી.

**ઇસ્કોતરી** [ અં. એસ્ક્રિટવાર ] સ્ત્રી. ખાનાંખાનાંવાળી નાની પેટી; ઇસ્કોતરો.

**ઇસ્કોતરો** [ પોર્ટું. ઇસ્કોતરિઆ ] પું. જેમાં લખવાનો સરસામાન અને પૈસા વગેરે રાખવાની ગોઠવણ હોય એવી ખાનાવાળી પેટી.

**ઇસ્કોલ** [ અં. સ્કૂલ ] સ્ત્રી. નિશાળ; શાળા.

**ઇસ્ક્યામત** [ અ. ઇસ્તિકામત ] સ્ત્રી. ( કચ્છી ) પૂંજી; દોલત; મિલ્કત.

**ઇસ્ક્રૂ** ૧. [ અં. સ્ક્રૂ ] પું. આંટાવાળો ખીલો; સ્ક્રૂ.

૧. ઇસ્ક્રૂ દાબવો = સળીસંચો કરવો; પોતે છૂપા રહી બીજાની મારફત કામ કઢાવવું.

૨. ઇસ્ક્રૂ ફેરવવો = (૧) ઉશ્કેરવું. (૨) ગતિ બદલાવવી. (૩) ચાવી દેવી. (૪) વળ ચડાવવો. (૫) વિચાર ફેરવવા.

૨. પું. ચાંપ; દાબ.

૩. પું. પેચ.

**ઇસ્ગંદ** [સં. અશ્વગંધા] સ્ત્રી. અસગંધ; આસંધ.

**ઇસ્ગંધ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. એ નામની વનસ્પતિ; આસંધ. તે બળ વધારનાર અને વાત અને કફ મટાડનાર હોવાથી ઘણી દવા બનાવવામાં વપરાય છે.

**ઇસ્ટલિન** [ અં. એસ્ટરલિન ] ન. ફ્રાન્સમાં વપરાતું એક ઔંસના ૨૦મા ભાગ જેટલું વજન.

**ઇસ્ટંટ** [ અં. અસિસ્ટંટ ] પું. સહાયક; મદદ કરનાર માણસ.

**ઇસ્ટાકડી** ( ઇસ્ટાકડી ) [ અં. સ્ટૉપર ] સ્ત્રી. બારીબારણાં બંધ કરવાની કડી.

**ઇસ્ટાકિંગ** [ અં. સ્ટૉકિંગ ] ન. પગે પહેરવાનું મોજું.

**ઇસ્ટાપડી** ( ઇસ્ટાપડી ) [ અં. સ્ટૉપર ]

સ્ત્રી. બારીબારણાંમાં બંધ રાખવાની કડી.

**ઇસ્ટિક બાકર** સ્ત્રી. ચુંગીમાં પીવાની તમાકુ.

**ઇસ્ટિમેટ** [ અં. એસ્ટિમેટ ] ન. અડસટ્ટો; ગણતરી.

**ઇસ્ટીપાક** [ સં. યષ્ટિ ( લાકડી ) + પાક ( ખાવાની વસ્તુ ) ] પું. લાકડીનો માર.

**ઇસ્ટીમ ૧.** [ અં. સ્ટીમ ] સ્ત્રી. જોશ; જુસ્સો.
**૨.** સ્ત્રી. વરાળ.

**ઇસ્ટીમર** [ અં. સ્ટીમર ] સ્ત્રી. આગબોટ; વરાળથી ચાલતી હોડી.

**ઇસ્ટુ** [ અં. સ્ટ્યુ ] ન. ગોસમાં કે માછલી સાથે બટાટાં, ડૂંગળી અથવા બીજી લીલોતરી નાખી રાંધેલી વાની.

**ઇસ્ટુલ ૧.** ન. ઝાડો.
**૨.** [ અં. સ્ટૂલ ] ન. પીઠ વગરની ત્રણ કે ચાર પાયાવાળી બેઠક.

**ઇસ્ટેકન ૧.** [ અં. સ્ટેશન ] ન. આગગાડીનું ઊભી રહેવાનું ઠેકાણું.
**૨.** ન. પોલીસનું થાણું.

**ઇસ્ટેટ ૧.** [ અં. એસ્ટેટ ] સ્ત્રી. જાગીર; વતન.
**૨.** સ્ત્રી. સ્થાવર મિલ્કત; ઘર, જમીન વગેરે.
જમીન ખરીદી કીધ, નવાં ઇસ્ટેટો બાંધ્યાં.
નર્મદ

**ઇસ્ટેટન ૧.** [ અં. સ્ટેશન ] ન. આગગાડીનું ઊભી રહેવાનું ઠેકાણું.
**૨.** ન. પોલીસનું થાણું.

**ઇસ્ટેશન ૧.** [ અં. સ્ટેશન ] ન. આગગાડીનું ઊભવાનું ઠેકાણું.
**૨.** ન. પોલીસનું થાણું.

**ઇસ્ટેસન ૧.** [ અં. સ્ટેશન ] ન. આગગાડી ઊભા રહેવાનું ઠેકાણું; સ્ટેશન.
**૨.** ન. પોલીસનું થાણું.

**ઇસ્ટોકિંગ** [ અં. સ્ટૉકિંગ ] ન. પગે પહેરવાનું મોજું.

**ઇસ્ટોલ ૧.** [ અં. સ્ટૉલ ] સ્ત્રી. ઊભા રહેવાની જગ્યા; કોડ.
**૨.** સ્ત્રી. જેના ઉપર માલ મૂકીને વેચવામાં આવે તે બાંકડો અથવા ટેબલ.
**૩.** સ્ત્રી. તબેલો; ઢોર બાંધવાની જગ્યા.
**૪.** સ્ત્રી. થાંભલાની વચ્ચે કોરવાથી રહેતો ગાળો.
**૫.** સ્ત્રી. દેવળમાં મોટા ધર્માધ્યક્ષનું આસન; બેઠક.
**૬.** સ્ત્રી. બાંકડા, સોફા સિવાયની નાટકમાં એક જાતની બેઠક.
**૭.** સ્ત્રી. માલ વેચવાની નાની દુકાન; હાટ.
**૮.** સ્ત્રી. સ્થાવર મિલ્કત.

**ઇસ્તકબાલ** ( ઇસ્તક્બાલ ) **૧.** [ અ. ઇસ્તિક્બાલ ] પું. આદરસત્કાર; સામે લેવા જવું તે; સ્વાગત.
**૨.** પું. ( વ્યાકરણ ) ભવિષ્યકાળ.
**૩.** પું. મળવું તે; મુલાકાત.

**ઇસ્તખર** ( ઇસ્તખ્ર ) [ ફા. ] ન. ઇરાનની જૂની રાજધાનીનું નામ.

**ઇસ્તગાસા ૧.** [ અ. ઘાસ ( મદદ માગવું ) ] સ્ત્રી. ન્યાયની માગણી.
**૨.** સ્ત્રી. ફરિયાદ.

**ઇસ્તદા ૧.** [ ફા. ઇસ્તાદન ( ઊભવું ) ] પું. ઊભું રહેવું તે.
**૨.** પું. તંબૂના બારણાને અપાતો ટેકો.
**૩.** પું. વાવટાની કાડી.

**ઇસ્તફા** ( ઇસ્તફા ) **૧.** [ અ. અફૂ ( ઉપકારથી છૂટું થવાની માગણી કરવું ) ] પું. છોડી દેવાપણું; ત્યાગ; ઉત્સર્ગ.
**૨.** [ ફા. ] પું. જમીનનો કબજો છોડવાનો દસ્તાવેજ.
**૩.** પું. રાજીનામું; પોતાની રાજીખુશી બતાવતું નોકરીમાંથી છૂટા થવા માટેનું લખાણ.

**ઇસ્તબલ** [ અ. ] પું. તબેલો.

**ઇસ્તબિલ** [ અ. ] પું. ઘોડો કે ગાડી રાખવાનો ડેલો કે મકાન.

**ઇસ્તબ્રક** ( ઇસ્તબ્રક્ ) **૧.** [ અ. ] પું. એક જાતનું રેશમી કાપડ.
**૨.** પું. લીલો રંગ.

**ઇસ્તમરારી** [ અ. મર્ર ( તે ચાલુ હતું ) ] વિ. નિત્ય; અવિચ્છિન્ન; કાયમ રહેવાવાળું; જેમાં કંઈ અદલબદલ ન થાય એવું.

**ઇસ્તમરારીબંદોબસ્ત** [ અ. ઇસ્તમરારી ( કાયમનું ) + ફા. બંદોબસ્ત ( તજવીજ ) ] પું. જમીનના કરની કાયમી ગોઠવણ; માલગુજારી કાયમને માટે નક્કી કરી દીધી હોય એવી રીતની જમીનની વ્યવસ્થા.

**ઇસ્તર બિસ્તર** [ ફા. ] પું. સરસામાન.

**ઇસ્તરી ૧.** [ સં. સ્તૃ ( પાથરવું ) ] સ્ત્રી. સફાઈ અથવા કડકપણું લાવવા માટે કપડાં ઉપર ફેરવવાનું ઓજાર.
ઇસ્તરી કરવી = (૧) કપડાં ઉપર સફાઈ લાવવી. (૨) સાફ કરવું.
**૨.** સ્ત્રી. સફાઈ કે અક્કડપણું લાવવા માટે કપડાં ઉપર દેવતા ભરેલું સાધન ફેરવવાની ક્રિયા.
ઇસ્તરીનાં કપડાં = કરચલી વિનાનાં સાફ ને અક્કડ લૂગડાં.

**ઇસ્તલાહ ૧.** [ અ. ] ન. ભાષાની ખાસ રૂઢિ; ભાષાસંપ્રદાય; વાક્પદ્ધતિ.
**૨.** ન. મિસલ; ઉપમા.

**ઇસ્તસ્વાબ ૧.** [ ફા. ] પું. પસંદગી.
**૨.** પું. સલાહ.

**ઇસ્તહકાર** [ અ. હકર ( તેણે ધિક્કાર્યું ) ] પું. ધિક્કાર; તિરસ્કાર.

**ઇસ્તંજા ૧.** [ અ. ] પું. ઝાડે ગયા પછી શુદ્ધ થવાપણું.
**૨.** પું. પેશાબ કરવો તે.
૧. છોટા ઇસ્તંજા = પેશાબ કર્યા પછી શુદ્ધ થવું તે. જ્યારે પાણી ન મળે ત્યારે પેશાબનાં છેલ્લાં ટીપાં ઢેફાથી કે ઠીકરાથી સૂકવવામાં આવે છે.
૨. બડા ઇસ્તંજા = ઝાડે જઈ આવ્યા પછી સાફ થવાપણું.

**ઇસ્તંબૂલ ૧.** સ્ત્રી. કપડાં ઉપર મૂકવામાં આવતી એક જાતની રૂપેરી બાદલાઈ દોરી.
**૨.** [ તુ. ] ન. યુરપીય તુર્કસ્તાનનું મુખ્ય શહેર; કોન્સ્ટેન્ટિનોપલ.

**ઇસ્તંબૂલી** [ તુ. ] વિ. ઇસ્તંબૂલનું; તુર્કસ્તાનના એ નામના શહેરને લગતું; કોન્સ્ટેન્ટિનોપલ સંબંધી.

**ઇસ્તંભ ૧.** [ સં. સ્તંભ ( થાંભલો ) ] પું. ઝાડનું થડ.
**૨.** પું. થાંભલો.

**ઇસ્તાદ ૧.** [ અ. ] સ્ત્રી. ચૂનાનું પાકું કામ.
**૨.** સ્ત્રી. તૈયારી.
**૩.** સ્ત્રી. દૃઢતા; મક્કમપણું.
**૪.** સ્ત્રી. સિદ્ધિ; સફળતા.
**૫.** સ્ત્રી. સીધા ઊભા રહેવાપણું.

**ઇસ્તાદગી ૧.** [ ફા. ] સ્ત્રી. દૃઢતા; સ્થિર હોવાપણું.
**૨.** સ્ત્રી. સામું થવું તે.

**ઇસ્તાદા ૧.** [ ફા. ઇસ્તાદન ( ઊભવું ) ] પું. ઊભું રહેવું તે.
**૨.** પું. તંબૂના બારણાને અપાતો ટેકો.
**૩.** પું. વાવટાની કાઠી.

**ઇસ્તાન ૧.** [ ફા. ઇસ્તાદન્ ( ઊભું રહેવું ) ] ન. અભરાઈ.
**૨.** ન. નાનું મેજ.

**ઇસ્તાફા** ( ઇસ્તાફા ) **૧.** [ અ. અફૂ ] પું. છોડી દેવાપણું; ત્યાગ; ઉત્સર્ગ.
**૨.** [ ફા. ] પું. જમીનનો કબજો છોડવાનો દસ્તાવેજ.
**૩.** પું. રાજીનામું; નોકરીમાંથી છૂટા થવા માટેનું લખાણ.

**ઇસ્તામ** [ અ. ] પું. ટિકિટ; સ્ટાંપ.

**ઇસ્તામફરોશ** ( ઇસ્તામફ઼રોશ ) [ અ. ઇસ્તામ ( ટિકિટ ) + ફરોશ ( વેચનાર ) ] પું. ટિકિટ વેચનાર.

**ઇસ્તામબોલ** [ તુ. ઇસ્તંબૂલ ] ન. તુર્કસ્તાનનું એ નામનું મુખ્ય શહેર.

**ઇસ્તામમુસન્ના** [ અ. ઇસ્તામ ( ટિકિટ ) + મુસન્ના ( બેવડું ) ] વિ. સ્ટાંપ ચોડેલું.

**ઇસ્તાર** [ અ. ] ન. સાડા ૭ ડ્રામનું વજન.

**ઇસ્તિ** [ અ. ] પું. અર્થ વગરનો એક પૂર્વગ એટલે શબ્દની આગળ આવતો ઉપસર્ગ જેવો શબ્દ.

**ઇસ્તિઆનત** ૧. સ્ત્રી. મદદ; સહાય.
૨. [ અ. અવન ( તેણે મદદ માગી ) ] સ્ત્રી. મદદની માગણી.
૩. સ્ત્રી. રક્ષણ; બચાવ.

**ઇસ્તિઆબ** [ અ. ] સ્ત્રી. ભેટની માગણી.

**ઇસ્તિઆરા** ૧. [ અ. ] પું. અલંકાર; શણગાર.
૨. [ અ. અવર ( તેણે ઉછીનું લીધું ) ] પું. ઉછીનું લેવું તે.
૩. પું. શબ્દની અલંકારવાળી વપરાશ.

**ઇસ્તિકબાલ** ( ઇસ્તિક઼્બાલ ) ૧. [ અ. કબલ ( તે સામે આવ્યો ) ] પું. આદરસત્કાર; સામે તેડવા અથવા મળવા જવાપણું; સ્વાગત.
૨. પું. ( વ્યાકરણ ) ભવિષ્યકાળ.
૩. પું. મુલાકાત.

**ઇસ્તિકમાલ** [ અ. કમલ ( તે પૂર્ણ હતો ) ] પું. પૂરેપૂરું હોવાપણું; સંપૂર્ણતા.

**ઇસ્તિકરાર** ( ઇસ્તિક઼રાર ) [ અ. કર્ર ( આધાર રાખતું ) ] પું. મંજૂરી; બહાલી.

**ઇસ્તિકલાલ** ( ઇસ્તિક઼્લાલ ) ૧. [ અ. કલ્લ ( તે દૃઢ હતો ) ] પું. ખંત.
૨. પું. દૃઢ નિશ્ચય.
૩. પું. સંપૂર્ણ સત્તા.

**ઇસ્તિકલાલી** ( ઇસ્તિક઼્લાલી ) ૧. [ અ. ] સ્ત્રી. કબજો કાયમ રહેવા દેવો તે.
૨. વિ. કુલ સત્તા અપાયેલી હોય એવું.

**ઇસ્તિકામત** ( ઇસ્તિક઼ામત ) ૧. [ અ. ] સ્ત્રી. પ્રમાણિકપણું.
૨. સ્ત્રી. મજબૂતી.
૩. સ્ત્રી. માલમિલકત.
૪. [ અ. ક્વમ ( તે રહેતો હતો ) ] સ્ત્રી. રહેઠાણ.
૫. સ્ત્રી. સ્થિરતા.

**ઇસ્તિકાલ** [ અ. ] પું. કબૂલાત રદ કરવાની ફરજ પાડવાપણું.

**ઇસ્તિક્બાર** [ અ. કબર ( તે અભિમાની હતો ) ] પું. ગર્વ; અભિમાન.

**ઇસ્તિકરા** ( ઇસ્તિક઼્રા ) [ અ. ] પું. વિશેષ ઉપરથી સાધારણ વાતનું અનુમાન.

**ઇસ્તિકાહ** [ અ. ] સ્ત્રી. નાખુશી; અણગમો.

**ઇસ્તિક્શાફ** ( ઇસ્તિકશાફ઼ ) ૧. [ અ. કશફ ( તેણે બહાર પાડ્યું ) ] પું. કોઈ વાત ખુલ્લી પાડવાપણું; જાહેરાત.
૨. પું. શોધખોળ.

**ઇસ્તિફસા** ( ઇસ્તિફ઼્સા ) ૧. [ અ. ] સ્ત્રી. જાણવાની આતુરતા; જિજ્ઞાસા.
૨. સ્ત્રી. બારીક તપાસ.

**ઇસ્તિખારા** ( ઇસ્તિખ઼ારા ) ૧. પું. ધોરણ નક્કી કરવા માટે ચોપડીમાંથી આધાર ગોતવાપણું.
૨. પું. પ્રભુની કૃપા મેળવવાનો યત્ન.
૩. [ અ. ] પું. શુકન ઉપરથી માની લેવાપણું.
૪. પું. સારી ચીજની માગણી.

**ઇસ્તિખ્દામ** ( ઇસ્તિખ઼્દામ ) ૧. પું. નોકરીની માગણી.
૨. [ અ. ખદમ ( તેણે ચાકરી કરી ) ] પું. બીજાને મજૂરીએ રાખવા તે.

**ઇસ્તિખ્ફાફ** ( ઇસ્તિખ઼્ફ઼ાફ઼ ) [ અ. ખફ્ફ ( તેણે ધિક્કાર્યું ) ] પું. તિરસ્કાર; ધિક્કાર.

**ઇસ્તિખ્રાજ** ( ઇસ્તિખ઼્રાજ ) ૧. [ અ. ખરજ ( તેણે કાઢી મૂક્યો ) ] પું. કાઢી મૂકવું તે; રુખસદ; બરતરફી.
૨. પું. સત્ત્વનું ખેંચાણ.

**ઇસ્તિખ્લાસ** ( ઇસ્તિખ઼્લાસ ) ૧. [ અ. ખલસ ( તે છૂટો હતો ) ] પું. છૂટું થવાની ઇચ્છા.
૨. પું. મુક્તિ; સ્વતંત્રતા.

**ઇસ્તિગાસા** ૧. સ્ત્રી. ન્યાય માટે અરજ.
૨. સ્ત્રી. ફરિયાદ.
૩. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + ગવસ ( મદદ માગતું ) ] સ્ત્રી. મદદની માગણી.

**ઇસ્તિગ્ના** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + ગના ( તૃપ્તિ ) ] પું. સંતોષ.
૨. પું. સ્વતંત્રતા; મુક્તિ.
૩. વિ. સ્વતંત્ર; બીજાના કાબૂમાં ન હોય એવું.
૪. વિ. હોય તેથી રાજી રહેનારું; સંતોષી.

**ઇસ્તિગ્ફાર** ( ઇસ્તિગ઼્ફ઼ાર ) ૧. પું. દયાની અરજ.
૨. [ અ. ગફર ( તેણે માફી માગી ) ] પું. માફી માટે અને શયતાનથી બચવા માટે મુસલમાનોની બંદગી.
૩. પું. મુક્તિ; છુટકારો.

**ઇસ્તિગ્રાક** ( ઇસ્તિગ઼્રાક઼ ) ૧. પું. ઊંઘમાં ગરકાવ હોવું તે.
૨. [ અ. ગરક ( ડૂબેલું ) ] પું. ગીરવી મૂકવું તે.
૩. પું. વિચારમાં ગરકાવ હોવાપણું.

**ઇસ્તિગ્રાબ** [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + ગરબ ( તે અચંબો પામ્યો ) ] પું. નવાઈ; આશ્ચર્ય; વિસ્મય.

**ઇસ્તિજાઝત** ( ઇસ્તિજાઝત ) [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + ઇજાઝત ] સ્ત્રી. રજાની માગણી.

**ઇસ્તિજાબત** ૧. સ્ત્રી. અરજ સાંભળવાપણું.
૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + ઇજાબત ( કબૂલાત ) ] સ્ત્રી. કબૂલાત.

**ઇસ્તિજાલ** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + અજલ ( તેણે ઉતાવળ કરી ) ] પું. ઉતાવળ કરવાની ઇચ્છા.
૨. પું. ત્વરા; તાકીદ; ઝડપ.

**ઇસ્તિઝ્હાર** ( ઇસ્તિઝ્હાર ) ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + ઝહર ( તેણે મદદ માગી ) ] પું. મદદની માગણી.
૨. પું. યાદી.

**ઇસ્તિતાઅત** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + તવઅ ( તે તાબે થયો ) સ્ત્રી. બીજા ઉપર આધાર રાખવાપણું; પરાધીનતા.
૨. સ્ત્રી. સત્તા; શક્તિ.

**ઇસ્તિતાર** [ અ. સતર ( તેણે સંતાડ્યો ) ] પું. છુપાવવાની ક્રિયા.

**ઇસ્તિદરાક** ૧. પું. પ્રાપ્તિ; મેળવવું તે.
૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + દરક ] પું. સમજણ.

**ઇસ્તિદલાલ** ૧. પું. પ્રદર્શન.
૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + દલલ ( તેણે દલીલ કરી ) ] પું. સાબિતીની માગણી.

**ઇસ્તિદાઆ** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + દઅવ ( તેણે અરજ કરી ) ] પું. અરજ; માગણી.
૨. પું. દાવો.

**ઇસ્તિદાદ** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + દાદ ( તેણે ન્યાય કર્યો ) ] સ્ત્રી. જ્ઞાન.
૨. સ્ત્રી. બાહોશી; પ્રવીણતા.
૩. સ્ત્રી. બુદ્ધિ; સમજશક્તિ.
૪. સ્ત્રી. લાયકાત.
૫. સ્ત્રી. શક્તિ.
૬. સ્ત્રી. સાધન.

**ઇસ્તિદાનત** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + દાન ( તેણે કૃપા માગી ) ] પું. ઉછીનું લેવાની વૃત્તિ.

૨. પું. પોતા કે બીજા માટે કરજ કરવું તે.
૩. પું. મૂડી બીજાની હોય પરંતુ ધંધાનો વહીવટ પોતે કરતો હોય એવા ભાગીદારે કરેલ વેપારી કામકાજ. મૂડી આપનારની સાથે ભાગીદારીની શરતોમાં કંઈ પણ કરાર થયેલ ન હોય તો આવી જાતના કામકાજ માટે વહીવટ કરનાર જ પૂરો જવાબદાર ગણાય છે.

**ઇસ્તિદામત** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + દવમ (તે ઉદ્યમી હતો)] સ્ત્રી. ખંત; ઉદ્યમ.
૨. સ્ત્રી. શાંત બનવાની ઇચ્છા.

**ઇસ્તિદુઆ** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + દુઆ (તેણે પ્રાર્થના કરી)] સ્ત્રી. પ્રાર્થના.
૨. સ્ત્રી. વિનતિ; અરજ.

**ઇસ્તિનાદ** [અ. સનદ (તેણે ટેકો આપ્યો)] ન. અઢેલવું તે; અઢિંગણું.

**ઇસ્તિફા** (ઇસ્તિફા) ૧. પું. ત્યાગ; છોડી દેવાપણું.
૨. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + અફૂ (ઉપકારથી છૂટું થવાની માગણી કરવું)] પું. નોકરી છોડવાનું પ્રાર્થનાપત્ર; રાજીનામું.
૩. પું. માફીની માગણી.

**ઇસ્તિફાદા** (ઇસ્તિફાદા). [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + ફયદ (તેણે નફો મેળવ્યો)] પું. નફો; લાભ; ફાયદો.

**ઇસ્તિફતા** (ઇસ્તિફતા) [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + ફતવ (તેણે મત લીધો)] સ્ત્રી. વકીલ કે વિદ્વાનની સલાહ.

**ઇસ્તિફરાઘ** (ઇસ્તિફ્રાઘ) [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + ફરઘ (તેણે ખાલી કર્યું)] સ્ત્રી. ઊલટી; ઓક.

**ઇસ્તિફસાર** (ઇસ્તિફ્સાર) ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + ફસર (તપાસ)] પું. તપાસ; શોધ.
૨. પું. પ્રશ્ન; સવાલ.

**ઇસ્તિફસારી** (ઇસ્તિફ્સારી) [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + ફસર (તપાસ)] સ્ત્રી. કામ ચલાવનાર અધિકારીનું તપાસ માટે નિવેદન.

**ઇસ્તિફહામ** (ઇસ્તિફ્હામ) [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + ફહમ (ઉત્સુક)] પું. જાણવા અથવા સમજવાની ઇચ્છા.

**ઇસ્તિફહામી** (ઇસ્તિફ્હામી) ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + ફહમ (જિજ્ઞાસુ)] સ્ત્રી. (વ્યાકરણ) સવાલચિહ્ન.
૨. વિ. પૂછવા સંબંધી.

**ઇસ્તિબાઘ** [અ. સબઘ (તેણે બોળ્યું)] પું. ખ્રિસ્તી ધર્મનો પાણીથી કરાતો એક સંસ્કાર.

**ઇસ્તિબાઘી** [અ. સબઘ (તેણે બોળ્યું)] પું. ખ્રિસ્તી ધર્મમાં દાખલ થવા માટે જળસંસ્કાર કરનાર.

**ઇસ્તિબ્દાદ** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + બદદ (તેણે આગ્રહ કર્યો)] પું. કોઈ કામ કરાવવાનો આગ્રહ.
૨. પું. સર્વોપરી સત્તા.

**ઇસ્તિબ્રા** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + બરા (તેણે સાફ કર્યું)] સ્ત્રી. તલાક આપેલી સ્ત્રી. તે ગર્ભવાળી છે કે નહિ એ નક્કી કરવા માટે બીજું ઘર કરતા પહેલાં મુસલમાની કાયદા મુજબ ત્રણ મહિના રાહ જુએ છે.
૨. સ્ત્રી. ધંધામાંથી છૂટા થવાની ઇચ્છા.
૩. સ્ત્રી. સાફસૂફી; સ્વચ્છતા.

**ઇસ્તિમરાર** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + મરર (તે ચાલુ રહ્યું)] પું. કાયમ હોવાપણું.
૨. પું. ખંત; ઉત્સાહ.
૩. પું. જાથુનું ભાડું.
૪. પું. ધૈર્ય; ધીરજ.
૫. પું. વાંધા વગરનો કબજો.

**ઇસ્તિમરારદાર** [અ. ઇસ્તિમરારી (કાયમી મહેસૂલ) + ફા. દાર (વાળું)] પું. કાયમી જમીનદાર.

**ઇસ્તિમરારી** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + મરારી (કાયમીપણું)] સ્ત્રી. કાયમી વિલોટીવાળી જમીન.
૧. ઇસ્તિમરારી જમે = હમેશને માટે મુકરર થયેલ મહેસૂલ.
૨. ઇસ્તિમરારી જોત = કાયમી ભોગવટો.
૩. ઇસ્તિમરારી દેહાત = જાથુને પટે મળેલાં ગામ.
૪. ઇસ્તિમરારી પટ્ટા = (૧) કાયમી મહેસૂલ ભરવાની શરતે મળેલું હક્કપત્રક. (૨) હમેશને માટે મુકરર કરેલું ભાડું.
૫. ઇસ્તિમરારી પટ્ટાદાર = કાયમનું મહેસૂલ ભરનાર જમીનદાર.
૬. ઇસ્તિમરારી બંદોબસ્ત = હમેશ માટેની ગોઠવણ.
૭. ઇસ્તિમરારી માલગુઝારી = જાથુકની વસૂલાત.
૨. સ્ત્રી. લૉર્ડ કોર્નવૉલિસે બંગાળામાં કરેલ મહેસૂલનું જાથુનું ધોરણ.
૩. વિ. ઇનામી.
૪. વિ. જાથૂકનું; હમેશનું.
૫. વિ. લશ્કરી નોકરી માટે આપેલું.

**ઇસ્તિમા** ૧. [અ. સમઅ (તેણે સાંભળ્યું)] સ્ત્રી. ઊડતી ખબર; અફવા.
૨. સ્ત્રી. પુરાવો; સાબિતી.
૩. સ્ત્રી. હકીકત.
૪. વિ. સાંભળેલું.

**ઇસ્તિમાલ** ૧. [અ. અમલ (તેને કામે લગાડ્યો)] પું. અભ્યાસ; મહાવરો.
૨. પું. ઉપયોગ; પ્રયોગ; વ્યવહાર.
૩. પું. કામ; ધંધો.
૪. પું. રિવાજ; ચાલ.

**ઇસ્તિમાલત** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + મયલ (તેણે ઉત્તેજન આપ્યું)] સ્ત્રી. ઉત્તેજન.
૨. સ્ત્રી. દિલાસો; સાંત્વન.

**ઇસ્તિમાલી** ૧. પું. ઝીણા ચોખા; ચોખાની એક સારી જાત.
૨. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + મયલ (તેણે ઉત્તેજન આપ્યું)] વિ. ઉપયોગી; વપરાશમાં આવે એવું.
૩. વિ. વપરાયેલું; જૂનું.
૪. વિ. હમેશનું.

**ઇસ્તિમ્ઝાજ** (ઇસ્તિમ્ઝાજ) ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + મઝજ (તેણે મત માગ્યો)] પું. અભિપ્રાય; મત.
૨. પું. હેતુ; ઇરાદો.

**ઇસ્તિમ્તા** ૧. [અ. મતઅ (તેણે લાભ મેળવ્યો)] પું. આનંદ; હર્ષ.
૨. પું. મક્કાના તહેવારની વિધિની ઊજવણી.
૩. પું. સ્ત્રી સાથે ભોગ ભોગવવા તે.

**ઇસ્તિમ્દાદ** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + મદદ (તેણે મદદ માગી)] સ્ત્રી. મદદની માગણી.
૨. સ્ત્રી. રક્ષણ માટે અરજ.

**ઇસ્તિમ્બાત** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + નબત (તેણે અટકળ કરી)] પું. અનુમાન; અટકળ.
૨. પું. ખેંચવાપણું.

**ઇસ્તિરઝા** (ઇસ્તિરઝા) [અ. રઝી (તે ખુશી હતો)] સ્ત્રી. સંમતિ; પરવાનગી.

**ઇસ્તિરાહત** ૧. [અ. ઇસ્તિ (અર્થ વગરનો પૂર્વગ) + રહત (તેણે આરામ લીધો)] સ્ત્રી. આરામ.

૨. સ્ત્રી. ઊંઘ.

૩. સ્ત્રી. શાંતિ.

**ઇસ્તિરી** ૧. [ સં. સ્તૃ ( પાથરવું ) ] સ્ત્રી. સફાઈ અથવા કડકપણું લાવવા માટે કપડાં ઉપર ફેરવવાનું એક ઓજાર.

૨. સ્ત્રી. સ્ત્રી; બાઈડી.

**ઇસ્તિર્જા** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + રજ્અ ( તે પાછો વળ્યો ) ] સ્ત્રી. 'આપણે પ્રભુના જ છીએ અને પાછા તેની પાસે જાઈએ છીએ' એવા કુરાનના વાક્યનો વારંવાર ઉચ્ચાર.

૨. સ્ત્રી. દુઃખને વખતે ઈશ્વર તરફ વળવું તે.

**ઇસ્તિર્ઝા** ( ઇસ્તિર્ઝા ) ૧. [ અ. ] સ્ત્રી. કબૂલાત.

૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + રઝી ( તે ખુશી થયો ) ] સ્ત્રી. ખુશી કરવાની ઇચ્છા.

**ઇસ્તિર્દાદ** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + રદ્દ ( તે પાછો આવ્યો ) ] ન. પાછું કાઢવાપણું.

ઇસ્તિર્દાદે નીલામ = જાહેર વેચાણ રદ કરવું તે.

૨. ન. વસ્તુ પાછી લાવવાપણું.

**ઇસ્તિલાહ** ૧. પું. દાખલો; ઉદાહરણ.

૨. પું. મિસલ; ઉપમા.

૩. પું. રૂઢ શબ્દ; ભાષા સંપ્રદાય.

૪. પું. રૂઢિ પ્રમાણે બોલવું તે.

૫. પું. વિવેકવાળું ભાષણ.

૬. પું. શિરસ્તો; રૂઢિ; જૂના વખતથી ચાલ્યો આવતો રિવાજ.

૭. પું. સભ્યતા; વિવેક.

૮. [ અ. સલહ ( તે સરખું હતું ) ] પું. સરખાપણું; મળતાપણું.

**ઇસ્તિલાહી** [ અ. સલહ ( તેણે મંજૂર કર્યું ) ] વિ. રૂઢ; પારિભાષિક; હમેશ વપરાશમાં હોય એવું; ઘરગથ્થુ.

**ઇસ્તિલ્ઝામ** ( ઇસ્તિલ્ઝામ ) [ અ. લઝમ ( તે જરૂરનું હતું ) ] પું. જરૂરિયાત; અગત્ય.

**ઇસ્તિવા** [ અ. સવી ( તે સરખું હતું ) ] વિ. સરખું; સમાન.

**ઇસ્તિશ્હાદ** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + શહદ ( તેણે ભોગ આપ્યો ) ] પું. ધર્મ માટે જાતનો ભોગ આપવો તે.

૨. પું. સાક્ષી.

૩. પું. સાક્ષીઓને બોલાવવાની વિધિ.

૪. પું. સાબિતી આપવાપણું.

**ઇસ્તિસ્કા** ( ઇસ્તિસ્કા ) [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + સકી ( તે પાણીવાળું થયું ) ] પું. જળોદર; પેટમાં પાણી ભરાવાથી પેટ મોટું થવાનો એક જાતનો રોગ.

**ઇસ્તિસ્કાયે ઝિક્કી** ( ઇસ્તિસ્કાયે ઝિક્કી ) [ અ. ઇસ્તિસ્કા ( જળોદર ) + યે ( નું ) + ઝિક્ક ( શરીર ) ] પું. શરીરમાં પાણી ભરાવાથી થતો સોજાનો રોગ.

**ઇસ્તિસ્કાયે તબ્લી** ( ઇસ્તિસ્કાયે તબ્લી ) [ ઇસ્તિસ્કા ( જળોદર ) + યે ( નું ) + તબ્લ ( ઢોલ ) ] પું. આફરો; આધ્માન.

**ઇસ્તિસવાબ** ૧. પું. અભિપ્રાય; મત.

૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + સવબ ( તે ખરી વસ્તુ હતી ) ] પું. મંજૂરી; સંમતિ.

૩. પું. સલાહ.

ઇસ્તિસવાબ કરવો = (૧) તપાસ કરવી. (૨) પૂછવું. (૩) સલાહ માગવી.

**ઇસ્તિસાદ** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + સાદ ( સુખી ) ] પું. નસીબદારી.

૨. પું. સારું શુકન.

૩. પું. સારો ખયાલ.

૪. પું. સુખની ઇચ્છા.

**ઇસ્તિસ્કાલ** ( ઇસ્તિસ્કાલ ) [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + સક્લ ( તેણે દુઃખ દીધું ) ] પું. દુઃખ; આફત.

**ઇસ્તિસ્ના** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + સના ( તે નિયમનો બાધ હતો ) ] પું. અપવાદ.

૨. પું. કાઢી મૂકવાપણું.

હરફે ઇસ્તિસ્ના = જુદું પાડનારો ઉભયાન્વયી એટલે પદ અથવા વાક્યને જોડનાર અવ્યય.

૩. પું. વેઠ; પરાણે કરવી પડતી મજૂરી.

**ઇસ્તિહકાક** ( ઇસ્તિહકાક ) ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હક્ક ( તે સાચું હતું ) ] પું. ન્યાયની માગણી.

૨. પું. માગણી.

૩. પું. શક્તિ.

૪. પું. સદ્ગુણ.

૫. પું. હક્ક; દાવો.

૧. ઇસ્તિહકાકે ઇસ્તિસ્ના = અપવાદ રૂપે આપેલો ખાસ હક્ક.

૨. ઇસ્તિહકાકે તકસીમ = ભાગનો દાવો.

૩. ઇસ્તિહકાકે તર્કા = વારસાનો હક્ક.

**ઇસ્તિહાઝા** ( ઇસ્તિહાઝા ) [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હયઝ ( તેને વધારે અટકાવ આવ્યો ) ] પું. અસાધારણ અટકાવ; રજોદર્શન વખતે બહુ લોહી પડવું તે.

**ઇસ્તિહાલા** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હવલ ( તેણે રૂપ બદલ્યું ) ] પું. અશક્યતા.

૨. પું. ફેરફાર.

**ઇસ્તિહ્કામ** [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હકમ ( તેણે ચુકાદો આપ્યો ) ] પું. દઢતા; મજબૂતી.

**ઇસ્તિહ્કાર** ( ઇસ્તિહ્કાર ) [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હકર ( તેને ધિક્કારવામાં આવ્યો ) ] પું. ધિક્કાર; તિરસ્કાર.

**ઇસ્તિહ્ઝા** ( ઇસ્તિહ્ઝા ) [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હઝા ( તેણે મશ્કરી કરી ) ] પું. મશ્કરી; મજાક.

**ઇસ્તિહ્ઝાર** ( ઇસ્તિહ્ઝાર ) [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હઝર ( તે હાજર હતો ) ] પું. બોલાવવું તે.

**ઇસ્તિહ્બાબ** ૧. પું. કરવાથી સારું ગણાય પણ ન કરવાથી ગુનો ન ગણાય એવી ક્રિયા.

૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હબ્બ્ ( તેણે મિત્રતા કરી ) ] પું. મિત્રતા; ભાઈબંધી.

**ઇસ્તિહ્લાક** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હલક ( તેણે નાશ કર્યો ) ] પું. કોઈના મરણની ઇચ્છા.

૨. પું. નાશ; પાયમાલી.

**ઇસ્તિહ્લાફ** ( ઇસ્તિહ્લાફ ) [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હલફ ( તેણે સોગન ખાધા ) ] પું. સોગન લેવરાવવાની ક્રિયા.

**ઇસ્તિહ્લાલ** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હલ્લ ( તેણે અવાજ કર્યો ) ] પું. જન્મતી વખતે બાળકનો અવાજ.

૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હિલાલ ( બીજનો ચંદ્ર ) ] પું. બીજના ચંદ્રનું દર્શન.

**ઇસ્તિહ્સાન** ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + હસન ( સુંદર ) ] પું. પસંદગી.

૨. પું. વખાણ; પ્રશંસા.

**ઇસ્તિંજા** ૧. પું. પેશાબ કરવો તે.

૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + નજૂ ( તેણે શુદ્ધ કર્યું ) ] પું. પેશાબ કરીને કે ઝાડે જઈ આવ્યા પછી કરાતી શુદ્ધિ; શૌચ. પેશાબ કર્યા પછી લિંગ ઉપરનાં પેશાબનાં ટીપાં મુસલમાનો ઠીકરું કે માટીના ઢેફાથી સુકાવી નાખે છે.

ઇસ્તિંજા લડાવવું = (૧) ઓળખીતા થવું. (૨) ગાઢી મિત્રતા કરવી.

**ઇસ્તિંશાક** ( ઇસ્તિંશાક઼ ) ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + નશક ( તેણે પાણી ચડાવ્યું ) ] પું. વઝૂ કરતી વખતે નસકોરામાં પાણી નાખવું તે.

૨. પું. સુગંધ લેવાપણું.

**ઇસ્તીગફાર** ( ઇસ્તીગ઼ફ઼ાર ) ૧. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + ઘફ્ર ( તેણે માફ કર્યું ) ] પું. ક્ષમા; માફી.

૨. પું. મુક્તિ; છુટકારો.

**ઇસ્તીનાસ** [ અ. ઉનસ્ ( તેણે લાગણી બતાવી ) ] પું. ઓળખાણ; સંબંધ.

**ઇસ્તીફા** ( ઇસ્તીફ઼ા ) ૧. પું. છોડી દેવાપણું; ત્યાગ.

૨. [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + ઇફા ( તેણે ભરપાઈની માગણી કરી ) ] પું. દેણાની ભરપાઈ.

૩. પું. ધંધામાંથી ફારક થવાપણું.

૪. [ અ. ઇસ્તિઅફા ( રાજીનામું ) ] પું. નોકરી છોડવાની દરખાસ્ત; રાજીનામું; ત્યાગપત્ર.

૫. પું. પૂરો સંતોષ.

૬. પું. લેણાની વસૂલાત.

**ઇસ્તીલા** ૧. સ્ત્રી. આગળ વધવાની ઇચ્છા.

૨. સ્ત્રી. ઊંચી પાયરીએ ચડવાપણું.

૩. [ અ. વલી ( તેણે જીત મેળવી ) ] સ્ત્રી. જીત; ફતેહ.

૪. સ્ત્રી. પરવાનગી.

૫. [ અ. સલહ ( તેણે સલાહ આપી ) ] સ્ત્રી. સલાહ.

**ઇસ્તીલાદ** [ અ. વલદ ( સંતાન મેળવવું ) ] પું. ગુલામડીને પેટે જન્મેલ બાળકનો સ્વીકાર કરી તે પોતાથી જ ઉત્પન્ન થયેલ છે એવો દાવો.

**ઇસ્તીસાલ** [ અ. ઇસ્તિ ( અર્થ વગરનો પૂર્વગ ) + અસલ ( તેનો નાશ થયો ) ] પું. જડમૂળથી નાશ.

**ઇસ્તુફીન** [ હિં. ] પું. રસાળ પોચી જમીનમાં ઓક્ટોબરથી નવેમ્બર સુધીમાં વવાતું એક પરદેશી કંદ. તેનાં બીની ઊગવાની શક્તિ સામાન્ય રીતે પાંચથી ૭ માસ સુધી રહે છે. બીને બારથી પંદર ઇંચને અંતરે ચાસમાં વાવવાં. જો ક્યારામાં વાવવામાં આવે તો નવથી બાર ઇંચને અંતરે રહે એમ છોડને પાંખા કરી નાખવા. દર અઠવાડિયે તેને પાણી પાવું અને નીંદણ જરૂર જણાય ત્યારે કાઢી નાખવું. ગરમ દેશમાં આનું વાવેતર ફતેહમંદ નીવડતું નથી. બી ન ઊગે તો ફરીથી વાવવાં. ટેકરીવાળા પ્રદેશમાં અને જ્યાં શિયાળો લાંબો વખત ચાલતો હોય એવે સ્થળે આ કંદ ચારથી પાંચ માસમાં સારી રીતે ઊગે છે.

**ઇસ્તેઆનત** ૧. [ અ. ઇસ્તે ( અર્થ વગરનો પૂર્વગ ) + અવન ( તેણે મદદ માગી ) ] સ્ત્રી. મદદ; સહાય.

૨. સ્ત્રી. મદદની માગણી.

૩. સ્ત્રી. રક્ષણ; બચાવ.

**ઇસ્તેદાદ** ૧. [ અ. ઇસ્તે ( અર્થ વગરનો પૂર્વગ ) + અદદ્ ( તે હોશિયાર હતો ) ] સ્ત્રી. જ્ઞાન.

૨. સ્ત્રી. પ્રવીણતા; બાહોશી.

૩. સ્ત્રી. બુદ્ધિ; સમજશક્તિ.

૪. સ્ત્રી. લાયકાત; વિદ્વાની યોગ્યતા.

૫. સ્ત્રી. શક્તિ.

૬. સ્ત્રી. સાધન.

**ઇસ્તેમાલ** ૧. [ અ. ઇસ્તે ( અર્થ વગરનો પૂર્વગ ) + અમલ ( તેને કામે લગાડ્યો ) ] પું. અભ્યાસ; મહાવરો.

૨. પું. ઉપયોગ; પ્રયોગ; વ્યવહાર.

૩. પું. કામ; ધંધો.

૪. પું. રિવાજ; ચાલ.

**ઇસ્તેમાલી** ૧. પું. ચોખાની એક ઉત્તમ જાત; ઝીણા ચોખા.

૨. વિ. ઉપયોગી; વપરાશમાં આવે એવું.

૩. વિ. વપરાયેલું; જૂનું.

૪. વિ. હમેશનું.

**ઇસ્તેવાબ** ૧. [ ફા. ] પું. ખુલાસો.

૨. પું. હવાલો.

**ઇસ્તેહકાક** ( ઇસ્તેહક઼ાક઼ ) ૧. [ અ. ઇસ્તે ( અર્થ વગરનો પૂર્વગ ) + હક્ક ( તે સાચું હતું ) ] પું. ન્યાયની માગણી.

૨. પું. માગણી.

૩. પું. શક્તિ.

૪. પું. સદ્‌ગુણ.

૫. પું. હક્ક; દાવો.

**ઇસ્તેહકાકે કદામત** ( ઇસ્તેહક઼ાક઼ે ક઼દામત ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + કદામત ( જૂનવટ ) ] પું. ઘણા વર્ષના ભોગવટાથી મળેલો હક્ક.

**ઇસ્તેહકાકે કબ્ઝા** ( ઇસ્તેહક઼ાક઼ે ક઼બ્ઝા ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + કબ્ઝા ( કબજો ) ] પું. કબજાનો હક્ક.

**ઇસ્તેહકાકે કાનૂન** ( ઇસ્તેહક઼ાક઼ે ક઼ાનૂન ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + કાનૂન ( કાયદો ) ] પું. કાયદેસરનો હક્ક.

**ઇસ્તેહકાકે કામિલ** ( ઇસ્તેહક઼ાક઼ે ક઼ામિલ ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + કામિલ ( પૂરે ) ] પું. સંપૂર્ણ હક્ક.

**ઇસ્તેહકાકે કાયમા** ( ઇસ્તેહક઼ાક઼ે ક઼ાયમા ) [ ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + કાયમા ( ચાલુ હોવાપણું ) ] પું. કબજાનો હક્ક.

**ઇસ્તેહકાકે જાઇઝ** ( ઇસ્તેહક઼ાક઼ે જાઇઝ ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + જાઇઝ ( કાયદેસર ) ] પું. કાયદેસરનો હક્ક.

**ઇસ્તેહકાકે ઝાતી** ( ઇસ્તેહક઼ાક઼ે ઝાતી ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + ઝાતી ( અંગત ) ] પું. અંગત હક્ક.

**ઇસ્તેહકાકે દખ્લ** ( ઇસ્તેહક઼ાક઼ે દખ્લ ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + દખ્લ ( પ્રવેશ ) ] પું. દાખલ થવાનો હક્ક.

**ઇસ્તેહકાકે દાઇમી** ( ઇસ્તેહક઼ાક઼ે દાઇમી ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + દાઇમી ( કાયમનું ) ] પું. વિઘોટીનું કાયમીપણું.

**ઇસ્તેહકાકે દાવા** ( ઇસ્તેહક઼ાક઼ે દાવા ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + દાવા ( માગણી ) ] પું. બીજા કરતાં વધારે હક્ક.

**ઇસ્તેહકાકે નાકિસ** ( ઇસ્તેહક઼ાક઼ે નાક઼િસ ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + નાકિસ ( ખામીવાળું ) ] પું. અપૂર્ણ હક્ક.

**ઇસ્તેહકાકે મઝારેઅન** ( ઇસ્તેહક઼ાક઼ે મઝારેઅન ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + મઝારેઅન ( ખેડ ) ] પું. ખેડાણ હક્ક.

**ઇસ્તેહકાકે મશરૂત** ( ઇસ્તેહક઼ાક઼ે મશરૂત ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + મશરૂત ( શરતી ) ] પું. શરતી હક્ક.

**ઇસ્તેહકાકે માલિકાના** ( ઇસ્તેહક઼ાક઼ે માલિકાના ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + માલિકાના ( ધણીપણું ) ] પું. માલિકી હક્ક.

**ઇસ્તેહકાકે મુર્તહની** ( ઇસ્તેહક઼ાક઼ે મુર્તહની ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + મુર્તહન્ ( ગીરો મૂકેલ ) ] પું. ઘરેણે મૂકવાનો હક્ક.

**ઇસ્તેહકાકે મુસ્તકિલ** ( ઇસ્તેહક઼ાક઼ે મુસ્તક઼િલ ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + મુસ્તકિલ ( કાયમી ) ] પું. કાયમી હક્ક.

**ઇસ્તેહકાકે મૌરૂસી** ( ઇસ્તેહક઼ાક઼ે મૌરૂસી ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + મૌરૂસી ( વારસાનું ) ] પું. વંશપરંપરા હક્ક.

**ઇસ્તેહકાકે રેહન** ( ઇસ્તેહક઼ાક઼ે રેહન ) [ અ.

ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + રેહન ( ગીરો ) ] પું. ઘરેણે મૂકવાનો હક્ક.

**ઇસ્તેહકાકે વાકઈ** ( ઇસ્તેહ્કાકે વાકઈ ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + વાકઈ ( ખરેખર ) ] પું. પૂરેપૂરો હક્ક.

**ઇસ્તેહકાકે વિરાસત** ( ઇસ્તેહ્કાકે વિરાસત ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + વિરાસત ( વારસો ) ] પું. વારસો મળવાનો હક્ક.

**ઇસ્તેહકાકે શૂફ્આ** ( ઇસ્તેહ્કાકે શૂફ્આ ) [ અ. ઇસ્તેહકાક ( હક્ક ) + ઇ ( નું ) + શૂફ્આ ( પ્રથમનું ) ] પું. વેચાતું લેવાનો સૌથી પહેલો હક્ક.

**ઇસ્તેહકામ** ૧. પું. આધાર; અવલંબન.

૨. [ અ. ઇસ્તે ( અર્થ વગરનો પૂર્વગ ) + હક્મ ( તેણે ન્યાય આપ્યો ) ] પું. કબૂલ રાખવું તે; સ્વીકાર.

ઇસ્તેહકામ દેવો = (૧) કબૂલ રાખવું. (૨) ખાતરીથી જણાવવું. (૩) ટેકો આપવો.

**ઇસ્તેહઝા** ( ઇસ્તેહ્ઝા ) ૧. [ અ. ઇસ્તે ( અર્થ વગરનો પૂર્વગ ) + હઝા ( તેણે મશ્કરી કરી ) ] સ્ત્રી. મશ્કરી; મજાક.

૨. સ્ત્રી. વાંધાં; રક્તસ્રાવ.

**ઇસ્તેહાર** ૧. ન. ઢંઢેરો; જાહેરખબર; જાહેરાત; જાહેરનામું; પ્રસિદ્ધિપત્ર; બધા લોકોને જાણ થાય તેવી રીતે પ્રસિદ્ધ કરવું તે.

૨. ન. મશહૂર થવું તે; જાહેર થવાપણું.

**ઇસ્ત્રી** ૧. [ સં. સ્તરી ] સ્ત્રી. કડકપણું અથવા સફાઈ લાવવા માટે કપડાં ઉપર ફેરવવાનું અગ્નિ ભરેલું પાત્ર.

૧. ઇસ્ત્રી કરવી = (૧) કપડાં ઉપર સફાઈ લાવવી. (૨) પરણવું; વિવાહ કરવો. (૩) સાફ કરવું; ઝાડી નાખવું; કોરુંકડાક કરી મૂકવું.

૨. ઇસ્ત્રીનાં કપડાં = ઇસ્ત્રી કરેલાં કરચલી વિનાનાં સાફ ને અક્કડ કપડાં.

૨. [ સં. સ્ત્રી ] સ્ત્રી. પત્ની; ભાર્યા; વહુ.

૩. સ્ત્રી. સ્ત્રી; બાયડી.

**ઇસ્ત્રીગામી** ૧. વિ. દુરાચારી.

૨. [ સં. સ્ત્રી ( નારી ) + ગામિન્ ( જનાર ) ] વિ. રંડીબાજ; વ્યભિચારી.

**ઇસ્ત્રીધન** [ સં. સ્ત્રી ( નારી ) + ધન ] ન. બાપે દીકરીને અથવા ધણીએ સ્ત્રીને આપેલું ધન; પલ્લું.

**ઇસ્ત્રીબંધ** [ સં. સ્તરી ( ધોબીનું એક ઓજાર ) + બંધ્ ( બાંધવું ) ] વિ. જેના ઉપર ઇસ્ત્રી કરેલી હોય એવું.

**ઇસ્ત્રીલિંગ** [ સં. સ્ત્રી ( નારી ) + લિંગ ( જાતિ ) ] ન. ( વ્યાકરણ ) નારીજાતિ.

**ઇસ્ત્રીવાળું** ૧. [ સં. સ્તરી ( ધોબીનું એક ઓજાર ) + વત્ ( વાળું ) ] વિ. ઇસ્ત્રી કરનારું.

૨. વિ. ઇસ્ત્રી ફેરવી સફાઈબંધ કરેલું.

**ઇસ્થલ** [ સં. સ્થલ ( જગ્યા ) ] ન. ફકીરને રહેવાનું ઠેકાણું.

**ઇસ્થલ માર્ગ** [ સં. સ્થલ ( જગ્યા ) + માર્ગ ( રસ્તો ) ] પું. જમીન રસ્તો.

**ઇસ્થિર** ૧. [ સં. સ્થિર ] વિ. દૃઢ; મક્કમ વિચારનું.

૨. વિ. નિત્ય; કાયમનું; સ્થાયી.

૩. વિ. નિશ્ચિત; નક્કી.

૪. વિ. હાલતુંચાલતું ન હોય એવું.

**ઇસ્થિરતા** ૧. [ સં. સ્થિર ( મક્કમ ) + તા ( પણું ) ] સ્ત્રી. દૃઢતા; અટલપણું.

૨. સ્ત્રી. નિત્યતા; કાયમી હોવું તે.

૩. સ્ત્રી. નિશ્ચિતતા; નક્કીપણું.

૪. સ્ત્રી. હાલતુંચાલતું ન હોવું તે.

**ઇસ્દાર** ૧. પું. દેખાવાપણું.

૨. [ અ. સદર ( તેણે પેદા કર્યું ) ] પું. પેદા કરવું તે.

**ઇસ્ના અશર** [ અ. ઇસ્ના ( બે ) + અશર ( દશ ) ] વિ. બાર. બાર ઇમામ માટે આ શબ્દ વપરાય છે.

**ઇસ્ના અશરી** પું. એ નામનો શિયા મજહબનો એક ફાંટો. તેઓ બાર ઇમામને માને છે.

**ઇસ્નાદ** [ અ. ] પું. બીજાની સત્તા ઉપર આક્ષેપ.

**ઇસ્નાફ** ન. ટીટોડી જેવું ભૂખરા રંગનું ધોળાં ટપકાંવાળું પક્ષી.

**ઇસ્પ** સ્ત્રી. નાળ; લાંબી પોલી નળી.

**ઇસ્પઘોલ** [ ફા. અસ્પ ( ઘોડો ) + અ. ઘોલ ( કાન ) ] પું. ઓથમીજીરું. તેનાં પાંદડાંનો આકાર ઘોડાના કાનને મળતો હોવાથી તેને ઇસ્પઘોલ કહે છે.

**ઇસ્પટાલ** સ્ત્રી. ( કચ્છી ) ઇસ્પિતાલ; દવાખાનું; ઔષધશાળા.

**ઇસ્પરમૂલ** પું. એ નામનો એક છોડ. તેનાં મૂળ સર્પના ઝેર માટે અકસીર મનાય છે.

**ઇસ્પહાન** [ ફા. ] ન. ઈરાનનું મુખ્ય શહેર; ઇસ્ફહાન.

**ઇસ્પહાનબાનૂ** ૧. [ ફા. ઇસ્પહાન ( એ નામનું શહેર ) + બાનૂ ( ખાનદાન સ્ત્રી ) ] સ્ત્રી. ઇસ્ફહાન ગામની સ્ત્રી.

૨. સ્ત્રી. નૂરજહાં.

**ઇસ્પંદ** [ હિં ] પું. અણીવાળાં સાંકડાં પાન અને ધોળાં ફૂલવાળો એક જાતનો ઝેરી છોડ; હરમર; હરમાળ; હરમરો. તેનાં બિયાંમાંથી રાતો રંગ અને છાલમાંથી 'હરમેલિન' નામનો નશો ચડાવે એવો પદાર્થ બને છે. આ છોડનાં બી શર્બના દાણા સાથે ભેળવી લગ્ન વખતે ભૂતને હાંકી કાઢવા માટે અને બાળકના જન્મ પછી બારણા આગળ સળગાવવામાં આવે છે. પક્ષાઘાત, લકવો, કફ ઝલાઈ જવી વગેરે વાના રોગમાં તેનાં બી દવા તરીકે વપરાય છે.

**ઇસ્પાત** [ હિં. ] પું. મજબૂત પોલાદ.

**ઇસ્પાર્ક** ન. એ નામનું એક ઝાડ. તેની સળીમાંથી પાકો પીળો રંગ બને છે.

**ઇસ્પિતાલ** [ અં. હૉસ્પિટલ ] સ્ત્રી. જ્યાં દરદીને અને ઘાયલ થયેલને દવા મળે, રોગની ચિકિત્સા થાય અને સારવાર કરવામાં આવે તે જગા; ઔષધશાળા. ધર્માદા સંસ્થા અને નિશાળો હૉસ્પિટલ એટલે ઇસ્પિતાલ કહેવાતી. ઇસ્પિતાલમાં સાધારણ રીતે બે વિભાગ હોય છે: દવાખાનાની અંદર રહેનારાં દરદીઓનો વિભાગ અને માત્ર દવા લઈ જનારા બહારના દરદીઓનો વિભાગ. ચેપી રોગ માટે જુદી ઇસ્પિતાલો હોય છે.

**ઇસ્પિતાળ** [ અં. હૉસ્પિટલ ] સ્ત્રી. દવાખાનું; ઇસ્પિતાલ; ચિકિત્સાલય.

**ઇસ્પૃહા** [ સં. સ્પૃહા ] સ્ત્રી. ઇચ્છા; ધારણા.

**ઇસ્ફહાન** ( ઇસ્ફ્હાન ) [ ફા. ] ન. ઈરાનનું મુખ્ય શહેર.

**ઇસ્ફંજ** ( ઇસ્ફંજ ) [ અં. સ્પંજ ] પું. વાદળી; પાણી ચૂસી રાખે તેવી એક દરિયાઈ જાનવરની પેદાશ.

**ઇસ્ફંદાર** ( ઇસ્ફંદાર ) પું. પારસીઓના એક મહિનાનું નામ.

**ઇસ્ફંદિયાર** ( ઇસ્ફંદિયાર ) [ ફા. ] પું. ઈરાનના રાજા ગુરતારપનો એ નામનો દીકરો.

**ઇસ્ફાનાજ** ( ઇસ્ફાનાજ ) [ ફા. ] પું. એક જાતની શાકભાજી; 'સ્પિનિજ'.

**ઇસ્બંદ** [ હિં. ] પું. એક જાતનો ઝેરી છોડ; હરમર; હરમરો; ઇસ્પંદ.

**ઇસ્બાત** ૧. [ અ. સબત ( તેણે સાબિત કર્યું ) ] સ્ત્રી. સાબિતી.

૨. સ્ત્રી. હકાર.

**ઇસ્મ** ૧. [ અ. ] પું. નામ; સંજ્ઞા.

૨. પું. માણસ; વ્યક્તિ.

**ઇસ્મ આઝમ** ( ઇસ્મ આઝમ ) [ અ. ઇસ્મ ( નામ ) + અઝમ ( મોટું ) ] ન. મોટું માણસ.

**ઇસ્માઇલ** [ અ. ] પું. એ નામના એક પૈગંબર; ઇબ્રાહીમનો દીકરો; ઇસ્માઇલ. આરબો પોતાને તેના વંશજ માને છે.

**ઇસ્મત ૧.** [ અ. અસ્મત ] સ્ત્રી. પાપથી થતો બચાવ.

૨. સ્ત્રી. શિયળ; શીલ; સતીત્વ.

૩. સ્ત્રી. સાધુપણું; પવિત્રતા.

૪. સ્ત્રી. સ્ત્રીઓનો એકાંતવાસ.

**ઇસ્મનવીસી ૧.** [ અ. ઇસ્મ ( નામ ) + ફા. નવીસી ( લખાણ ) ] સ્ત્રી. નામની નોંધ.

૨. સ્ત્રી. સાક્ષીઓનું પત્રક.

**ઇસ્મવાર ૧.** [ હિં. ] અ. નામવાર.

૨. અ. માણસ દીઠ.

**ઇસ્માઇલ** [ અ. ] પું. એ નામના એક પૈગંબર; ઇબ્રાહીમનો ૮૬ વરસની ઉંમરે હાઝિરા નામની દાસીથી થયેલો દીકરો.

**ઇસ્માઇલી ૧.** [ અ. ] પું. શિયા મજહબનો એ નામનો ફાંટો; એ નામનો એક પંથ. હજરત અલીની પરંપરામાં હજરત ઇસ્માઇલ છઠ્ઠી પેઢીએ ઇમામ થયા. તેને અને તેના દીકરા શાહ મહમ્મદ બિન ઇસ્માઇલને ઇમામ માનનારા વર્ગને ઇસ્માઇલી કહે છે.

૨. વિ. ઇસ્માઇલને લગતું; ઇસ્માઇલ સંબંધી.

**ઇસ્મૃતિ ૧.** [ સં. સ્મૃતિ ] સ્ત્રી. સ્મરણ; યાદ.

૨. સ્ત્રી. સ્મરણ ઉપરથી ઋષિ મુનિઓએ રચેલ હિંદુઓનું ધર્મશાસ્ત્ર. જેમકે, મનુસ્મૃતિ, પારાશરસ્મૃતિ.

**ઇસ્મે અદદ** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + અદદ ( સંખ્યા ) ] પું. સંખ્યાવાચક વિશેષણ.

**ઇસ્મે આઝમ** ( ઇસ્મે આઝમ ) [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + આઝમ ( મહાન ) ] પું. પરમેશ્વરનું નામ; ઈશ્વરના નવાણું માંહેનો એક ગુણ. તે બોલવાથી રાક્ષસો કંઈ ખરાબ અસર કરી શકતા નથી.

**ઇસ્મે ઇશારા** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + ઇશારા ( નિશાની ) ] પું. દર્શક સર્વનામ; કોઈને બતાવવા વપરાતું સર્વનામ.

**ઇસ્મે ઇસ્તિફહામ** ( ઇસ્મે ઇસ્તિફ્હામ ) [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + ઇસ્તિફહામ ( પ્રશ્ન ) ] પું. પ્રશ્નાર્થ સર્વનામ.

**ઇસ્મે કુલ્લી** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + કુલ્લી ( સામાન્ય ) ] પું. સામાન્ય નામ; આખા વર્ગને લાગુ પડતું નામ.

**ઇસ્મે જલાલી** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + જલાલી ( દૈવી ) ] પું. ઈશ્વરનું પ્રખ્યાત નામ.

**ઇસ્મે જામિદ** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + જામિદ ( અસલ ) ] પું. મૂળ નામ.

**ઇસ્મે જિન્સ** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + જિન્સ ( વસ્તુ ) ] પું. વસ્તુવાચક નામ; વસ્તુની ઓળખ આપે એવું નામ.

**ઇસ્મે ઝમિર** ( ઇસ્મે ઝમિર ) [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + ઝમિર ( સર્વનામ ) ] પું. સર્વનામ.

**ઇસ્મે તંકીર** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + તંકીર ( અનિશ્ચિત ) ] પું. અનિશ્ચિત નામ.

**ઇસ્મે નવીસી ૧.** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + નવીસી ( લખાણ ) ] પું. દાવામાં સાક્ષીઓનાં નામનો ખરડો.

૨. પું. નામ દાખલ કરવાની કચેરી.

૩. પું. હાજરી પત્રક.

**ઇસ્મે ફરઝી** ( ઇસ્મે ફ઼રઝી ) [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + ફરઝી ( કલ્પેલું ) ] પું. ધારણ કરેલું નામ; તખલ્લુસ.

**ઇસ્મે ફાઇલ** ( ઇસ્મે ફ઼ાઇલ ) [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + ફાઇલ ( કરનાર ) ] પું. કર્તા; કરનાર.

**ઇસ્મે મફૂલ** ( ઇસ્મે મફ઼ૂલ ) [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + મફૂલ ( કરેલું ) ] પું. ભૂતકૃદંત; થઈ ગયેલ એવો અર્થ બતાવનાર ક્રિયાપદનું રૂપ.

**ઇસ્મે મારફા** (ઇસ્મે મારફ઼ા) [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + મારફા ( ચોક્કસ બનાવેલું ) ] પું. વિશેષ નામ; કોઈનું ખાસ નામ.

**ઇસ્મે મૌસૂલ** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + મૌસૂલ ( સંબંધ બતાવતું ) ] પું. સંબંધી સર્વનામ; સંબંધ બતાવનાર સર્વનામ.

**ઇસ્મે સિફત** ( ઇસ્મે સિફ઼ત ) [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + સિફત ( વિશેષણ ) ] પું. વિશેષણ; નામનો ગુણ કે સંખ્યા બતાવનાર શબ્દ.

**ઇસ્મે હાલિયા** [ અ. ઇસ્મ ( નામ ) + ઇ ( નું ) + હાલિયા ( વર્તમાન ) ] પું. વર્તમાન કૃદંત; 'પ્રેઝન્ટ પાર્ટિસિપલ'.

**ઇસ્યાં ૧.** [ અ. અસી ( પાપ ) ] પું. ગુનો; પાપ.

૨. પું. બળવો; બંડ.

૩. પું. વિરોધ; અવજ્ઞા; અવગણના.

**ઇસ્યૂં** [ સં. ઈદૃશ; અપ. અઇસ ] સ. (જૂ. ગુ.) આવું.

**ઇસ્યો ૧.** [ હિં. ] વિ. આ જાતનું.

૨. વિ. જેવું.

૩. વિ. મળતું આવતું.

**ઇસ્યો ઉસ્યો ૧.** [ હિં. ] વિ. ખરાબ.

૨. વિ. તુચ્છ; નજીવું.

૩. વિ. દુઃખી; ગરીબ.

૪. વિ. ભૂંડું; અશ્લીલ.

૫. વિ. વચલા વાંધાનું.

૬. વિ. હલકી જાતનું.

**ઇસ્યો તિસ્યો** [ હિં. ] પું. બદમાશ માણસ.

**ઇસ્યો બિસ્યો** જુઓ ઇસ્યો ઉસ્યો.

**ઇસ્રાઇલ** [ અ. ] પું. યહૂદી લોકનો મૂળ પુરુષ; ઇસ્રાયલ.

બની ઇસ્રાઇલ = યહૂદી.

**ઇસ્રાયલ ૧.** [ અ. ઇસ્રાઇલ ] પું. યહૂદી લોકનો મૂળ પુરુષ.

૨. વિ. ઈસાઈ ધર્મ સંબંધી.

૩. વિ. યહૂદી લોકને લગતું.

૪. વિ. હજરત મૂસાના અનુયાયી; ઈસા પૈગંબરનો ધર્મ માનનાર.

**ઇસ્રાયલી ૧.** [ અ. ઇસ્રાઇલ ] વિ. ઈસાઈ ધર્મ સંબંધી.

૨. વિ. યહૂદી ધર્મ પાળનાર.

૩. વિ. યહૂદી લોકને લગતું.

**ઇસ્લા ૧.** [ અ. ] પું. દિલાસો; ધીરજ; આશ્વાસન.

૨. પું. ભુલવણ.

**ઇસ્લામ** [ અ. સલમ ( તે શાંત હતો ) ] પું. હજરત મહંમદ પૈગંબરે સ્થાપેલો જડવાદને અને મૂર્તિપૂજાની માન્યતાને તિલાંજલિ દેનાર મુસલમાની ધર્મ. આ ધર્મનું નામ ઇસ્લામ એટલે તારણમાર્ગ છે અને તેના અનુયાયી મુસલમાન કહેવાય છે. આઠમી સદીમાં સિંધ ઉપર મુસલમાનોનો અધિકાર થવાની સાથે ત્યાં ઇસ્લામનો પ્રવેશ થવા લાગ્યો. તેના પછી ઘણે વખતે અગિયારમી અને બારમી સદીમાં મુસલમાન ભારતમાં આવ્યા. જ્યાં મુસલમાની વિજેતાઓની તલવારોએ ઇસ્લામ ફેલાવવાનું કામ કર્યું ત્યાં હિંદુ રાજાઓની ઉદારતાએ પણ તેના ફેલાવાને મદદ આપી. મુસલમાન પોતાની સાથે નવીન ભાષા, નવીન ધર્મ અને નવીન સભ્યતા ભારતમાં લાવ્યા.

ઈ.સ. ૭૧૧માં જીબ્રાલ્ટરની સામુદ્રધુનિ ઓળંગી ઇસ્લામ ધર્મ સ્પેનમાં દાખલ થયો. ગ્રાનાડામાં કોર્ડોબાની શારદાપીઠ સ્થાપી. મૂર પ્રજા હજી આગળ વધત, આખા યુરપમાં કદાચ ફેલાત, પણ ટુર્સ આગળ હાર પામી ઇસ્લામની ભરતી અટકી. ઇસ્લામે યુરપને

ભણાવ્યો છતાં ઇસ્લામ ને ખ્રિસ્તી પરસ્પરથી અળગા રહ્યા.

ઇસ્લામ લેવો = મુસલમાન થવું.

**ઇસ્લામબોલ** ન. ઇસ્તંબૂલ; 'કોન્સ્ટંટિનોપલ'.

**ઇસ્લામયુગ** પું. હિંદમાં મુસલમાન રાજાઓ થઈ ગયા તે વખત.

**ઇસ્લામશાહ** પું. ઇમામી ધર્મના ત્રીસમા ઇમામ. તેમની ઇમામત ઈ. સ. ૧૩૭૦થી ૧૪૨૪ સુધી ચાલી.

**ઇસ્લામિયા** જુઓ ઇસ્લામી.

**ઇસ્લામી** ૧. [ અ. ઇસ્લામ ( મુસલમાની ધર્મ ) + ઈ ( ને લગતું ) ] પું. મુસલમાન; ઇસ્લામ ધર્મને માનનાર માણસ.
૨. વિ. ઇસ્લામ ધર્મ પાળનાર.
૩. વિ. ઇસ્લામને લગતું; ઇસ્લામ ધર્મનું; મુસલમાની.

**ઇસ્લામીયત્વ** [ ઇસ્લામ ( એક ધર્મ ) + ઇય ( ને લગતું ) + ત્વ ( પણું ) ] ન. ઇસ્લામી ધર્મ પાળવાપણું.

**ઇસ્લાહ** ૧. સ્ત્રી. દાઢી ઉપરના વાળ.
૨. [ અ. સલહ ( તે સારું થયું ) ] સ્ત્રી. સુધારવું તે.
૧. ઇસ્લાહ દેવી = (૧) નિબંધ સુધારવો. (૨) ભૂલ સરખી કરવી. (૩) સારું કરવું.
૨. ઇસ્લાહ લેવી = નિબંધ સુધારી લેવો.

**ઇસ્લાહાત** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + સલહ ( તે સારું થયું ) + અત્ ( બહુવચનનો પ્રત્યય ) ] પું. બ. વ. સુધારાઓ.

**ઇસ્વર** ૧. [ સં. ઈશ્વર ] પું. ઈશ્વર; પ્રભુ.
૨. સ્ત્રી. આબાદી.

**ઇસ્સપ્રસિપ્પ** ન. ધનુર્વિદ્યા.
તક્ષશિલાની પાઠશાળામાં **ઇસ્સપ્રસિપ્પ** એટલે ધનુર્વિદ્યા શીખવતા હતા. પુરાતત્ત્વ

**ઇસ્સર** ૧. [ સં. ઈશ્વર ] પું. સર્વશક્તિમાન પ્રભુ.
૨. સ્ત્રી. આબાદી.

**ઇસ્હાક** ( ઇસ્હાક્ ) પું. ઇબ્રાહીમનો સારાહને પેટે જન્મેલો દીકરો. દીકરો જન્મવાની આશા ન રાખી શકાય તેવાં બંને ઘરડાં હતાં તે વખતે ઇસ્હાકના જન્મ વિષે ઇબ્રાહીમને વચન આપવામાં આવ્યું ત્યારે તે હસ્યો. તેમ જ ઇસ્હાકની મા સારાહ પણ બે વખત હસી. તેથી તેનું નામ ઇસ્હાક ( હસનાર ) પાડ્યું.

**ઇસ્હાલ** ૧. [ અ. સહલ ( તે પસાર થયું ) ] પું. પ્રવાહ; સ્રાવ.
૨. પું. રેચ.

**ઇસ્હાલે ખૂન** [ અ. ઇસ્હાલ ( પ્રવાહ ) + ફા. ખૂન ( લોહી ) ] ન. લોહીનું વહેવું તે; રક્તસ્રાવ.

**ઇહ** ૧. [ સં. ] પું. આ સંસાર; આ લોક.
૨. પું. ( બીલી ) ઈશ; પ્રભુ; પરમાત્મા.
૩. સ.; વિ. આ; તે.
૪. વિ. આ લોકનું.
૫. અ. અહીં; આ પૃથ્વીમાં; આ જગતમાં.
૬. અ. આ ઠેકાણે; આ જગ્યાએ.
૭. અ. આ સમયે; આ વખતે; આ કાળમાં.
૮. અ. લોક વ્યવહારમાં.
૯. અ. વેદમાં; શાસ્ત્રમાં.

**ઇહકાક** ( ઇહકાક્ ) ૧. પું. નિયમ સાબિત કરવાની ક્રિયા.
૨. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હક્ક ( તે સાચું હતું ) ] પું. ન્યાય.
૩. પું. હક્ક પાછો સોંપવાપણું.

**ઇહકાલ** ૧. [ સં. ઇહ ( આ ) + કાલ ( વખત ) ] પું. આ જીવન; ચાલુ જિંદગી.
૨. પું. વર્તમાનકાળ; ચાલુ વખત.

**ઇહકાવું** ૧. અ. ક્રિ. દિલગીર થવું.
૨. અ. ક્રિ. ભય પામવો.
૩. અ. ક્રિ. મનમાં બળવું; હિજરાવું.

**ઇહકો** ૧. પું. અફસોસ; દિલગીરી.
૨. પું. ફડક; ભય; ત્રાસ.
૩. પું. હિજરાવાપણું; મનની અંદર બળવું તે; ચિંતા.

**ઇહઝાર** ( ઇહઝાર ) [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હાઝિર ( હાજર ) ] ન. અદાલતમાં હાજર રહેવાનો હુકમ.

**ઇહતમાલ** ૧. પું. અનુમાન; અટકળ.
૨. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + ત ( અર્થ વગરનો અક્ષર ) + હમલ ( તે શક્ય હતું ) ] પું. શંકા; અચોક્કસાઈ.
૩. [ અ. હમલ ( તેણે સહન કર્યું ) ] પું. સહનશીલતા.
૪. પું. સંભવ; શક્યતા.

**ઇહતમાલી** ૧. વિ. અટકળ કરી શકાય તેવું.
૨. વિ. શંકા ભરેલું; અનિશ્ચિત; અચોક્કસ.
૩. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + ત ( અર્થ વગરનો અક્ષર ) + હમલ ( તે શક્ય હતું ) ] વિ. સંભવિત; શક્ય.

**ઇહતલામ** [ અ. હલમ ( સ્વપ્નદોષ ) ] પું. સ્વપ્નદોષ; ઊંઘમાં થતો વીર્યપાત.

**ઇહતિકાર** ( ઇહતિકાર્ ) ૧. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હકર ( તેણે ભેગું કર્યું ) ] પું. અનાજ અને જિંદગીની બીજી જરૂરિયાતની વસ્તુઓ તેની કીમત વધારવા માટે ખરીદવી અને એકઠી કરવી તે.
૨. [ અ. હકર ( તેણે ધિક્કાર્યું ) ] પું. ધિક્કારવું તે.
૩. પું. સંઘરો; કોઈ પણ વસ્તુનો સંગ્રહ.

**ઇહતિદા** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હદા ( તેણે દોર્યું ) ] વિ. ખરે રસ્તે દોરાયેલું.

**ઇહતિબાસ** ૧. [ અ. હબસ ( તેને કેદ કર્યો ) ] પું. ગિરફતાર કરવાપણું; કેદ કરવો તે.
૨. પું. પ્રતિબંધ; અટકાવ.

**ઇહતિમામ** ૧. સ્ત્રી. આમંત્રણ.
૨. સ્ત્રી. ઉદ્યમ; ઉદ્યોગ.
૩. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હમમ્ ( તેણે ફિકર કરી ) ] સ્ત્રી. ચિંતા; ફિકર.
૪. સ્ત્રી. જમીનદારી.
૫. સ્ત્રી. જવાબદારી.
૬. સ્ત્રી. તપાસ; દેખરેખ.
૭. સ્ત્રી. થાપણ; અનામત; 'ટ્રસ્ટ'.
૮. સ્ત્રી. પ્રાંતનો પેટાભાગ.

**ઇહતિમામચી** [ અ. ઇહતિમામ ( તપાસ ) + ફા. ચી ( કર્તૃવાચક પ્રત્યય ) ] પું. તપાસ રાખનાર; દેખરેખ રાખનાર.

**ઇહતિમામદાર** ૧. [અ. ઇહતિમામ (જમીનદારી) + ફા. દાર ( વાળું ) ] પું. જમીનદાર.
૨. પું. જમીનદારનો મહેસૂલ ઉઘરાવનાર નોકર.

**ઇહતિમામબંદી** [ અ. ઇહતિમામ ( જમીનદારી ) + બંદી ( બંધન ) ] સ્ત્રી. જમીનદારીના પ્રમાણમાં મહેસૂલનો નક્કી કરેલ આંકડો.

**ઇહતિમામી** [ અ. ઇહતિમામ ( દેખરેખ ) ] પું. વ્યવસ્થાપક; બંદોબસ્ત કરનાર માણસ.

**ઇહતિમાલ** ૧. પું. અનુમાન; અટકળ.
૨. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હમલ ( તે શક્ય હતું ) ] પું. શક્યતા; સંભવ.
૩. પું. શંકા; અચોક્કસાઈ.
૪. [ અ. હમલ ( તેણે સહન કર્યું ) ] પું. સહનશીલતા.

**ઇહતિમાલન** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હમલ ( તે શક્ય હતું ) ] અ. શક્ય હોય તેમ; સંભવિત રીતે.

**ઇહતિમાલી** [અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હમલ ( તે શક્ય હતું ) ] વિ. શક્ય; સંભવિત. જુઓ ઇહતમાલી.

**ઇહતિયાજ** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હવજ ( તેને જરૂર પડી ) ] **સ્ત્રી.** જરૂર; ઉપયોગિતા; ખપ.

**ઇહતિયાજાત** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હવજ ( તેને જરૂર પડી ) ] **સ્ત્રી. બ. વ.** જરૂરિયાતો.

**ઇહતિયાત** ૧. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હવત ( તેણે રક્ષણ કર્યું ) ] **સ્ત્રી.** ખબરદારી; સંભાળ; ચોકસી; સાવધાની; સાવચેતી.

૨. **સ્ત્રી.** ડહાપણ; દીર્ઘદૃષ્ટિ.

૩. **સ્ત્રી.** બચાવ; રક્ષા.

**ઇહતિયાતન** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વિનાનો અક્ષર ) + હવત ( તેણે રક્ષણ કર્યું ) ] **અ.** ખબરદારીથી; સંભાળપૂર્વક; ચોકસાઈથી.

**ઇહતિરાક** ( ઇહતિરાક઼ ) [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વિનાનો અક્ષર ) + હરક ( તે મનમાં બળ્યો ) ] **પું.** તીવ્ર ઇચ્છા.

**ઇહતિરાઝ** ( ઇહતિરાઝ઼ ) ૧. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હરઝ ( તેણે છોડી દીધું ) ] **પું.** ગેરવાજબી કામથી દૂર રહેવાની નીતિ.

૨. **પું.** ત્યાગ.

૩. **પું.** વાસના ઉપર કાબૂ.

૪. **પું.** સહનશીલતા.

**ઇહતિરામ** ૧. **પું.** ધ્યાન.

૨. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હરમ ( તેણે માન આપ્યું ) ] **પું.** માન આપવાની ક્રિયા.

**ઇહતિલામ** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હલમ ( સ્વપ્નદોષ ) ] **પું.** સ્વપ્નદોષ; ઊંઘમાં થતો વીર્યપાત.

**ઇહતિશામ** ૧. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હશમ ( તેને ઘણા અનુયાયીઓ હતા ) ] **પું.** ઘણા અનુયાયીઓ.

૨. **પું.** ભપકો; દબદબો.

**ઇહતિસાબ** ૧. **પું.** છાપવાના કામ ઉપરની દેખરેખ.

૨. **પું.** માપ, તોલાં વગેરે ઉપરની દેખરેખ.

૩. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + તિ ( અર્થ વગરનો અક્ષર ) + હસબ ( તેણે હિસાબ કર્યો ) ] **પું.** હિસાબની તૈયારી.

**ઇહતિસાબી** ૧. **પું.** માપ, તોલાં ઉપર દેખરેખ રાખનાર પોલીસ અમલદાર.

૨. [ અ. હસબ ( તેણે હિસાબ કર્યો ) ] **પું.** હિસાબ તૈયાર કરનાર માણસ; હિસાબી.

**ઇહતિહ** [ ઇહ ( અહીં ) + તિહ ( ત્યાં ) ] **અ.** જ્યાંત્યાં; અહીંતહીં.

**ઇહદા** [ અ. વહદ ( એક ) ] **વિ.** એક.

**ઇહદાસ** ૧. **પું.** નવી ચીજ ઉત્પન્ન કરવાની ક્રિયા.

૨. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હદસ ( તેણે શોધ્યું ) ] **પું.** શોધ.

**ઇહમાલ** [ અ. હમલ ( તે બેદરકાર હતો ) ] **પું.** બેદરકારી; બેપરવાઈ.

**ઇહમાલી** [ અ. હમલ ( તે બેપરવા હતો ) ] **સ્ત્રી.** બેદરકારી; બેપરવાઈ.

**ઇહયા** ૧. [ અ. હયા ( જીવવાનું ) ] **પું.** જીવતું કરવાપણું.

ઇહયા-લ-મવાત = (૧) ઉજ્જડ જમીનને ખેડવાણ બનાવવાપણું. (૨) સજીવન કરવું.

૨. **પું.** બચાવ; રક્ષણ.

**ઇહરાક** ( ઇહરાક઼ ) [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હરક ( તેણે બાળ્યું ) ] **પું.** બાળવાની ક્રિયા.

**ઇહરામ** ૧. [ અ. ] **પું.** નકાર.

૨. **પું.** નિશ્ચય; નિર્ણય; ઠરાવ.

૩. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હરમ ( તેને મના કરવામાં આવી ) ] **ન.** છોડી દેવા જેવી વસ્તુ.

૪. **ન.** મક્કાની જાત્રાએ જવાનો વખત; હજનો સમય.

૫. **ન.** મક્કામાં જાત્રા કરતી વખતે હજ પઢનારાઓને પહેરવાનો એક જાડો પોશાક.

૬. **ન.** મોહરમ મહિનામાં પાળવાની પરેજી. જેમકે, સંભોગ નહિ કરવાપણું.

ઇહરામ બાંધવા-વું = મક્કા અમુક અંતરે રહે ત્યારે હજ પઢવા ગયેલાએ જાત્રાળુ તરીકે પ્રતિજ્ઞા લેવી.

**ઇહલ** [ સં. ] **પું.** ચેદિ નામનો એક દેશ.

**ઇહલાક** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હલક ( તેનો નાશ થયો ) ] **પું.** નાશ; પાયમાલી.

**ઇહલાલ** [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હલલ્ ( તે કાયદેસર હતું ) ] **ન.** કાયદેસર ઠરાવવાની ક્રિયા.

**ઇહલોક** [ સં. ઇહ ( આ ) + લોક ( દુનિયા ) ] **પું.** આ દુનિયા; જીવલોક; મૃત્યુલોક; ભૂલોક; પૃથ્વી.

**ઇહલૌકિક** [ સં. ઇહ ( આ ) + લોક ( દુનિયા ) + ઇક ( વાળું ) ] **વિ.** આ જગતનું.

**ઇહસા** [ અ. ] **સ્ત્રી.** ગણતરી.

**ઇહસાન** ૧. **પું.** ઉપકાર; આભાર.

૨. **પું.** દાબ; કાબૂ.

૩. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હસન ( તે ભલો હતો ) ] **પું.** પરોપકાર.

**ઇહસાનમંદ** ૧. **વિ.** ઉપકારી; આભારી.

૨. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હસન ( તે ભલો હતો ) + મંદ ( વાળું ) ] **વિ.** પરોપકાર કરવાવાળું.

**ઇહસાનમંદી** ૧. **સ્ત્રી.** કૃતજ્ઞતા; આભાર.

૨. [ અ. ઇહસાન ( ભલું ) + મંદી ( હોવાપણું ) ] **સ્ત્રી.** બીજાનું ભલું; પરોપકાર.

**ઇહા** ૧. [ સં. ] **પું.** ( પિંગળ ) પહેલા અને ત્રીજા ચરણમાં નગણ, જગણ, જગણ અને યગણ મળી બાર અક્ષર અને બીજા અને ચોથા ચરણમાં ત્રણ ભગણ અને બે ગુરુ મળી અગિયાર અક્ષરવાળો એક અર્ધ સમવૃત્ત વર્ણમેળ છંદ.

૨. **સ્ત્રી.** કોડ; હોંસ; તીવ્ર ઇચ્છા.

૩. [ પ્રા. ] **સ.; વિ.** આ; તે.

**ઇહાતા** ૧. [ અ. ] **પું.** આંગણું; ઘર આગળનો ચોક.

૨. **પું.** ઇલાકો.

૩. **પું.** ખડકી; ડેલી.

૪. [ અ. હૂત ( તે ઘેરાયું હતું ) ] **પું.** ઘેરો.

ઇહાતા ઘેરવો = (૧) ઘેરો ઘાલવો. (૨) પૂરવું. (૩) હદ બાંધવી.

૫. **પું.** વાડ; હદ; મર્યાદા.

**ઇહાનત** ૧. **સ્ત્રી.** દુશ્મનાવટ; વેર.

૨. [ અ. ઇ ( અર્થ વગરનો પૂર્વગ ) + હવન ( તેણે ધિક્કાર્યું ) ] **સ્ત્રી.** ધિક્કાર; તિરસ્કાર; અનાદર.

૩. **સ્ત્રી.** નિંદા; બદગોઈ.

**ઇહાબલ** [ ઇહા ( તીવ્ર ઇચ્છા ) + બલ ( જોર ) ] **ન.** ઇચ્છાશક્તિ.

**ઇહામુત્ર** [ સં. ઇહ ( આ લોક ) + અમુત્ર ( બીજી દુનિયા ) ] **અ.** આ લોકમાં અને પરલોકમાં.

**ઇહામૃગ** ૧. [ સં. ] **પું.** ઉંદર.

૨. **પું.** દૃશ્ય કાવ્યના સત્તાવીશ ભેદમાંના એકનું નામ.

૩. **પું.** નાટકનો એક પ્રકાર. તેમાં નાયકને હરણ જેવી સુકોમળ યુવાન કન્યા મેળવવાના કોડ જાગે છે.

પ્રતિજ્ઞાનાટક એ **ઇહામૃગ** કહેવાય.

પુરાતત્ત્વ

૪. **પું.** રૂપકનો એક પ્રકાર.

**ઇહામૃગી** પું. ( પિંગળ ) તગણ, ભગણ, તગણ, ગુરુ અને ગુરુ મળી અગિયાર અક્ષરનો ત્રિષ્ટુપની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેમાં ચોથે અને સાતમે અક્ષરે યતિ આવે છે.

**ઇહામૃગી** રચ તા ભા ત ગીગે. રણપિંગળ

**ઇહાર્થી** [ સં. ઇહ ( આ લોક ) + અર્થિન્ ( ઇચ્છા રાખનાર ) ] વિ. આ લોકના સુખનો અભિલાષી.

**ઇહાસ્વાતંત્ર્ય** [ સં. ઇહા ( ઇચ્છા ) + સ્વાતંત્ર્ય ( સ્વતંત્રપણું ) ] ન. સ્વેચ્છાથી વિચાર કરવાની શક્તિ.

**ઇહાં** [ સં. ઇહ ] અ. અહીંયાં; અત્ર; આ ઠેકાણે; આ જગ્યામાં.

**ઇહિ** ૧. સ.; વિ. એ; તે.

ભોગ મનના ભાવતા;
મધુપુરીમાં ઇહિને મળે. દયારામ

૨. [ હિં. ] અ. આ જ.

૩. અ. આ જ જગ્યાએ; અહીંયાં જ.

**ઇહિતાનાપ્તિ** [ સં. ઇહિત ( ઇચ્છેલું ) + અન્ ( નહિ ) + આપ્તિ ( મેળવવાપણું ) ] સ્ત્રી. ઇચ્છેલું ન મળવાપણું.

**ઇહીંહીંહીં** પું. ઘોડાના હણહણવાનો અવાજ.

**ઇહોત્તર** [ સં. ઇહ ( અહીં ) + ઉત્તર ( પછીનું ) ] વિ. આ દુનિયા પછીનું; પરલોકનું.

**ઇળ** [ સં. ઇલા ( પૃથ્વી ) ] સ્ત્રી. પૃથ્વી.

ઘટ સું ઔઘણ ઘાટ,
ઘસિયો અકબર તે ઘણો;
ઇળ ચંદણ ઉદ્ઘાટ,
પરિમલ ઉઠી પ્રતાપ રી.

સુકાવ્ય સંજીવની

**ઇળા** [ સં. ઇલા ] સ્ત્રી. એ નામની એક દેવી.

ઋચાઓમાં ઘણુંખરું ઇળા, ભારતી અને સરસ્વતી એ ત્રણે દેવીઓને એકી સાથે આવાહન કરવામાં આવેલું હોય છે. કૌમુદી